પ્રેરક પ્રાણવાન સાહિત્ય
આપતી 'સંદેશ ગ્રંથમાળા'નાં

## : આગામી પ્રકાશનો :

●

આરોગ્ય, તનનું, મનનું, ધનનું.
(ડૉ. હરિપ્રસાદ વ. દેસાઈ)

●

ઈસરદાન







'ગુજરાતી પંચ'ની ૧૯૪૪ની ભેટ

# નર્તકી

[ સામાજિક નવલકથા ]

લેખક:
શ્રી. 'ઉમાકાન્ત'

"સંદેશ લિમિટેડ" વતી
પ્રકાશક :
નંદલાલ ચુનીલાલ બોડીવાળા



# નિવેદન

સળંગ વાર્તા લખવાનો મારો પ્રથમ પ્રયત્ન તે આ 'નર્તકી.'

પૂર્વ આફ્રિકામાં વસતા હિન્દીઓનું સામાજિક અને રાજકીય જીવન આલેખવાની ઇચ્છા હતી. ઇતિહાસ લખવાની શક્તિ નથી. એટલું જ્ઞાન પણ નથી. છતાં છૂટા છૂટા લેખો દ્વારા હિન્દનાં સામયિકોમાં પ્રગટ થઇ શકે તેવી એક લેખમાળાનો વિચાર કરેલો. પરંતુ કેટલાક મિત્રોની સલાહ મળી કે જો તે વાર્તારૂપે લખાશે તો વધારે રસમય બનશે. અને 'નર્તકી' લખવાની શરૂ કરી.

આઠેક પ્રકરણ લખાઈ ગયા બાદ ગૂંચવણ ઊભી થઈ, કે ચાલુ લડાઈના સંજોગોને અંગે ટપાલ 'સેન્સર' થાય છે અને રાજદ્વારી કોઈ બાબતની પણ જાતની ચર્ચા કરતાં લખાણ કમ્પાલા (યુગાન્ડા)થી હિન્દ પહોંચાડવાં મુશ્કેલ થઇ પડશે. એટલે પ્રથમનાં બે-એક પ્રકરણ રાખી બાકીનાં 'બાસ્કેટ'માં નાખવાં

પડ્યાં. અને પુનઃ શરૂઆત થઈ. રાજદ્વારી અથવા હરકત ભરી કોઈ બાબતો ન આવી જાય તે ધ્યાનમાં લઈ બારેક પ્રકરણ લખી કાઢ્યાં. પછી કામ આળસમાં પડ્યું. મારા મિત્ર ભાઈ શ્રી. ખંડુભાઈ નાયકની ટકોર ચાલુ રહી અને સત્તર પ્રકરણ સુધી પહોંચ્યો. પછી દેશમાં આવ્યો. અને એ અધૂરી વાર્તા '**આરામ**'ને સોંપી. ભાઈશ્રી, લક્ષ્મીપ્રસાદ આચાર્યે તે છાપવી શરૂ કરી, એટલે ફરજિયાત વાર્તા પૂરી લખવી પડી. નહિ તો ક્યારે પૂરી થાત એ મનેયે ખબર નહોતી.

'**નર્તકી**'ને પુસ્તકરૂપે પ્રગટ કરવાનો યથોજ યશ **શ્રી. નંદલાલ બોડીવાળાને** ફાળે જાય છે. સાથે '**સંદેશ લિમિટેડ**'નો પણ હું ઓછો અહેસાનમંદ નથી.

વાર્તામાં શું છે તે વાર્તા પોતે જ કહી શકે તો મને સંતોષ છે. બાકી વિવેચકોની દૃષ્ટિએ વાર્તા કેટલી સફળ થશે તે વિવેચકો કહેશે. અસ્તુ.

કૃપાલા.
તા. ૭–૨–'૪૪.

'ઉમાકાન્ત'



# અર્પણ

જેમની માયા મમતાથી
પળાયો-પોષાયો છું, તે વંદનીય
પરમ પૂજ્ય માતા - પિતાને.

'ઉમાકાન્ત'

स्वे स्वे कर्मण्य भिरतः संसिद्धिं लभते नरः॥

# પ્રકાશકનું નિવેદન

ગુજરાતી પંચના ગ્રાહકોને ૧૯૪૪ની ભેટ તરીકે, આ પુસ્તક આપતાં અમને આનંદ થાય છે. 'સંદેશ લિમિટેડ'ની વ્યવસ્થા હેઠળ 'ગુજરાતી પંચ' આવ્યા પછી આ પહેલું જ ભેટ પુસ્તક અપાય છે. પણ ભેટ પુસ્તકોના ઇતિહાસમાં આવું દળદાર અને સચિત્ર ભેટ પુસ્તક આપવાનો આ પહેલોજ પ્રયાસ છે.

'ગુજરાતી પંચ'ના આદ્યસ્થાપક અને માલિક શ્રી. સોમાભાઇ શાહે ગયા સપ્ટેમ્બર માસમાં તેમની માલિકીનું સાપ્તાહિક અને ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ સંદેશ લિમિટેડને સુપ્રત કર્યું. તેમનો હેતુ પોતે ૪૨ વર્ષ સુધી જે અખબાર ચલાવ્યું હતું તેને સજીવન રાખવાનો, અને તેનો વિકાસ થતો રહે એ જોવાનો હતો.

અને જેઓ, ગયા સપ્ટેમ્બર માસમાં 'સંદેશ લિમિટેડ'ના હાથમાં 'ગુજરાતી પંચ' આવ્યા પછી

'ગુજરાતી પંચ'ના અંકો નિયમિત રીતે વાંચતા રહ્યા છે, તેઓ એક વાત તો કબૂલ કરશે કે આવી અસહ્ય મોંઘવારીના સમયમાં પણ 'ગુજરાતી પંચ'ની કાયાપલટ કરવામાં આવી છે. તેની નીતિમાં ધરમૂળનો પલટો થયો છે અને આજે શુદ્ધ અને સંપૂર્ણ રાષ્ટ્રવાદી સાપ્તાહિક તરીકે ગુજરાતી સાપ્તાહિકોની હરોળમાં તે સરળતાથી અગ્રસ્થાન પ્રાપ્ત કરી શકે તેમ છે. એના પ્રત્યેક અંકમાં ફેરફારો કરવાનો અને નવા નવા અંગો ઉમેરવાનો અમારો નમ્ર પ્રયાસ હજી ચાલુજ છે.

અમને શ્રદ્ધા છે કે, 'સંદેશ'ની માફકજ, 'ગુજરાતી પંચ' પણ થોડા સમયમાં મહાગૂજરાતનું લાડિલું સાપ્તાહિક બની જશે.

અત્યારસુધી ગ્રાહક મિત્રોએ 'ગુજરાતી પંચ'ને ઉત્તેજન ને સહકાર આપ્યો છે, તે બદલ અમે સહુ ગ્રાહકોના આભારી છીએ અને આશા રાખીએ છીએ કે અત્યારસુધી આપ જે રસ ધરાવી રહ્યા છો, તેવી જ રીતે આપના મિત્રો અને આપ્તજનોમાં પણ 'ગુજરાતી પંચ' પ્રત્યેનો રસ પેદા કરવામાં અમને સહાયભૂત થશો. જૂના અને નવા સહુ ગ્રાહક બિરાદરોના સહકારથી 'ગુજરાતી પંચ' એના નવા જીવનમાં વધુ સમૃદ્ધ થઈ શકશે.

'ગુજરાતી પંચ'ના ગ્રાહકોને પ્રતિવર્ષ ભેટ પુસ્તક આપવાનો અમારો આશય છે. આ વર્ષનું ભેટ પુસ્તક 'ગુજરાતી પંચ'ના ૪૨ વર્ષના ઇતિહાસમાં કદીય ન અપાયેલું એવું સચિત્ર અને કળદાર પુસ્તક આપવાને અમે સમર્થ નીવડયા છીએ.

આ પુસ્તક જ્યાંસુધી સિલિકમાં હશે ત્યાંસુધી "ગુજરાતી પંચ"નું ૧૯૪૪ આખર સુધીનું વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને ભેટ તરીકે આપવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે.

'નર્તકી' વિષે તો એટલુંજ કહેવાનું રહે છે કે, અદ્યાપિ પર્યન્ત 'ગુજરાતી પંચ'ની ભેટો તરફ વાર્તાના વસ્તુ વિભાગના દૃષ્ટિબિન્દુથીજ જોવાતું રહ્યું છે. પણ આ વર્ષે એમાં અમે નવીનતા દાખલ કરી છે. પુસ્તકના બાહ્યાંગમાં, પુસ્તકની ભભક વધારવામાં, ગ્રાહકોની દૃષ્ટિએ પુસ્તક પડે કે તરતજ તેઓના દિલમાં તે મેળવવાની ઊર્મિ ઊઠે એવા પ્રકારનું એને બનાવવા તરફ ખાસ કાળજી આપી છે.

આ પુસ્તકના લેખક શ્રી. 'ઉમાકાન્ત' વિષે અને પુસ્તકમાંના વસ્તુ વિષે, ગુજરાતી સાહિત્યના જાણીતા વિવેચક શ્રી. નવલરામ જ. ત્રિવેદીએ, જે કાંઈ કહેવાનું છે તે બધુંય કહી દીધું છે. એટલે તે વિષે પુનરુક્તિ કરવાની કાંઇ જરૂર નથી એમ અમને લાગે છે.

'ગુજરાતી પંચ'ના ઉત્તરોત્તર વિકાસમાં, ગ્રાહકો અને વાચકો, પૂરતો રસ ધરાવતા રહે એજ અભિલાષા.

લિ

**નંદલાલ ચુનીલાલ બોડીવાળા**

મેનેજીંગ ડિરેક્ટર

'ધી સંદેશ લિમિટેડ'



# ઉપોદ્ઘાત

કોઇ પુસ્તકનો ઉપોદ્ઘાત લખવાનું કામ મને ગમતું નથી. મને હમેશાં લાગે છે કે તેમાં થોડુંક પણ જૂઠું બોલવું પડે છે. કારણ કે ઉપોદ્ઘાતને આપણે ભલામણપત્ર માનીએ છીએ. તેની એક બીજી પણ રીત છે ખરી. કેટલાકને એવી ગોળ ગોળ ભાષા વાપરતાં આવડતી હોય છે કે તેમાં જેને વખાણ જોઇતાં હોય તેને વખાણ લાગે અને જેને નિંદા જોવી હોય તેને નિંદા દેખાય. પણ આવી કળાની અણઆવડતને લીધે ઉપોદ્ઘાત લખવાની ફરજમાંથી છટકી જવા માટે હું તો શરૂઆતમાંજ જૂઠું બોલી નાખું છું કે 'મને સમય નથી.' હવે, હકીકત એ છે કે જો એક કામ કરવુંજ હોય છે તો ગમે તેવા સંયોગોમાં પણ તે માટે થોડો સમય કાઢી શકાય. એટલે 'સમય નથી' એ એક બ્હાનુંજ છે, પણ આતું મોઢેથી બોલાયેલું જૂઠ મને લખા-

ણુમાં મૂકવામાં આવેલ જૂઠ કરતાં સારૂં લાગે છે. કારણ એમાં કોઈને ભરમાવવાનો પ્રશ્ન નથી, જેવો ઉપોદ્દ્ઘાતનાં ખોટાં વખાણમાં છે. એમાં ઉપોદ્દ્ઘાત યાચક થોડીવાર નિરાશ થાય છે, પણ સદ્ભાગ્યે તે નિરાશા લાંબો સમય ટકતી નથી, કારણ તેને મારા કરતાં વધારે કુશળ ઉપોદ્દ્ઘાત લેખક મળી રહે છે.

ભાઈ નંદલાલ બોડીવાળા તરફથી 'નર્તકી' માટે ઉપોદ્દ્ઘાત લખી આપવાનું મને કહેવડાવવામાં આવ્યું ત્યારે મેં પ્રથમ 'સમય નથી'નું બહાનું આગળ ધર્યું. પણ જ્યારે અમે બન્ને ગુજરાત કોલેજમાં સહાધ્યાયી હતા તેની મને મમત્વભરી યાદ દેવડાવવામાં આવી ત્યારે મારાથી બોલી જવાયું: 'હું પુસ્તક વાંચી જોઉં; અને લખી શકાય એવું લાગશે તો થોડું લખીશ.'

અને મેં બેદરકારીથી પુસ્તક વાંચવું શરૂ કર્યું. પણ શરૂઆતનાં બે ચાર પાનાં વાંચ્યાં ત્યાંજ કિશોરીએ મારા મનનો કબજો લઈ લીધો. આગળ ચાલતાં નલિન, રશ્મિ અને રોશન તે કાવતરામાં ભળ્યાં. આ બે યુવાનો અને બે યુવતીઓની કલા અને સંયમનો સમન્વય સાધવાની આદર્શ ઘેલછાએ ઉત્પન્ન કરેલ સર્વ સમર્પણના ઉન્નત વાતાવરણમાં ઘસડાતાં મને સમયનું ભાન રહ્યું નહિ અને લગભગ

૫૦૦ પાનાનું પુસ્તક પૂરું કર્યું ત્યારે જ સમજાયું કે હવે તો ઉપોદ્દ્ઘાત લખ્યેજ છૂટકો.

નવલકથાની નાયિકા કિશોરી, પ્રોફેસર પિતા અને વારાંગના માતાની પુત્રી છે. કલાની અખંડ ઉપાસના કરનારી આ નર્તકી સ્ત્રી સ્વાતંત્ર્યની પણ મહાન હિમાયતી છે. પુરુષ સમોવડી બનવા મથતી સ્ત્રીનો મોટામાં મોટો શત્રુ એની અંદર રહેલ જાતીય આકર્ષણની શક્તિ છે, પુરૂષ નહિ. આ શક્તિની પાસે પુરુષ તો પોતાનું ભાન ભૂલી ગુલામ બનવા પણ તૈયાર થઇ જાય છે. પણ અન્યને ગુલામ બનાવનાર છેવટે જાતેજ ગુલામ બને છે એ ન્યાય અહીં પણ પ્રવર્તે છે. જાતીય આકર્ષણની શક્તિ હોય છે ત્યાંસુધી પુરુષને પોતાની ટચલી આંગળીના અણસારે નચવનાર સ્ત્રી, આ આકર્ષણ ખોઇ બેઠા પછી તિરસ્કારને પાત્ર બને છે, અને તેની દશા રસ્તા પરની ભિખારણના જેવી થઇ જાય છે. પણ સ્ત્રી જો જાતીય આકર્ષણને ઊર્ધ્વીકરણદ્વારા કલાનું સ્વરૂપ આપે તો તે પોતાની જાતનો અને પુરુષનો બન્નેનો ઉદ્ધાર કરે છે. જાતીય વાસનાનું આ સાત્વિક સ્વરૂપ છે. તેનું રાજસી સ્વરૂપ લગ્ન છે અને તામસી સ્વરૂપ છે વેશ્યાવૃત્તિ. કિશોરી જન્મથી નર્તકી છે. પણ તે મરણ સુધી આદર્શ નર્તકીના, માત્ર કલાની ઉપાસનાના ઉચ્ચ આદર્શને વળગી રહે છે, એટલે તે વાંચકોની પૂર્ણ પ્રશંસાને પાત્ર થાય છે. ત્હેની

ન્હાની બ્હેન હિમાદ્રિ પ્રેમ લગ્નથી જોડાય છે ત્યારે કિશોરીનો ગુરૂ નલિન જોડાય છે પતિતા રોશનની સાથે આત્મલગ્નથી. હિમાદ્રિ અને તપસ્વીના લગ્નમાં જે પ્રેમ છે તેમાં દેહની વાસનાનો મોટો ફાળો હોવાથી કિશોરીની ટીકાને પાત્ર થાય છે. પણ નલિનના કૃત્યની તો તે પ્રશંસાજ કરે છે, કારણ નલિન જે રોશનને પરણે છે તે તેની વિવાહિતા રમા હતી, પણ પછી સંયમશીલ નલિનના જેટલી ધીરજ રાખી ન શકવાથી ઉતાવળી થઇ તે પતનને માર્ગે સરી પડી હતી. એટલે જો તપસ્વી સુધારક છે, તો નલિન ઉદ્ધારક છે.

સ્ત્રી સ્વાતંત્ર્યની આડે આવતી એક બાબત વિષે ઉપર કહ્યું. તેની બીજી બાજુ પણ છે. જાતીય આકર્ષણની શક્તિથી સ્ત્રી, પુરુષને દાસ બનાવી શકે છે તેજ પ્રમાણે તેનો ભોગ બની પુરુષની દાસી બની જતાં પણ સ્ત્રીને વાર લાગતી નથી. રમા તેનું દષ્ટાન્ત છે. ધીર નલિન લગ્નની મુદત લંબાવ્યે જાય છે તે દરમ્યાન તે અધીરી બની જાય છે અને નયનને ચરણે તે પોતાનો દેહ અને દ્રવ્યનું સમર્પણ કરી દે છે. અધમ નયન સ્વાર્થ પૂરો થતાં તેને તજી દે છે અને તેને વેશ્યાવૃત્તિનો આશ્રય લેવો પડે છે.

લેખકની આ પ્રથમ જ નવલકથા છે છતાં તેમાં તેમને સારી રીતે સફળતા મળી છે.

યાત્રાલેખન જીવંત ઉપરાન્ત આબેહૂબ વાતાવરણ સર્જવાની કુશળતા પણ લેખકમાં દેખાય છે. નવલકથાના સ્થળ તરીકે મોટે ભાગે પૂર્વ આફ્રિકાના કંપાલા નૈરોબી, ઍલ્ડોરેટ વગેરે શહેરો, ગામો અને જંગલના પ્રદેશો આવે છે. લેખકને આ પ્રદેશોનો જાત પરિચય છે, અને તેમનામાં અવલોકન શક્તિની સાથે વર્ણન શક્તિ ભળેલી છે તેથી સહજ રીતે જ તે આપણને આ દૂર દૂરના ગુજરાતીઓને આકર્ષતી ભૂમિમાં લાવી મૂકે છે.

ગુજરાતી વાંચકોની નવલકથા વાંચનની ભૂખ વધતી જાય છે. તેથી બંગાળી, મરાઠી, હિંદી, અંગ્રેજી ભાષાના અધકચરા અને પોણાકચરા અનુવાદો પણ તેને સહેલાઈથી પચી જાય છે. પણ આવી રીતે આંગળી ચટાડવાથી ગુજરાતી સાહિત્યનું પેટ ભરાવાનું નથી, તે માટે તો પોતાની શક્તિ પ્રમાણે પણ મૌલિક નવલકથા લેખનની જ જરૂર છે. સદ્ભાગ્યે આપણને નવા નવા લેખકો હમણાથી થોડાક પણ મળતા જાય છે. તેમાં મને શ્રી. પન્નાલાલ પટેલનું નામ પ્રથમ યાદ આવે છે. આ નવલકથાના લેખકમાં પણ મને આવા જ સફલ તરૂણ નવલકથા લેખકની આગાહી કરતી શક્તિઓ દેખાય છે. માટે તેમની આ પ્રવૃત્તિ ચાલુ રાખી પોતાને પરિચિત આફ્રિકાના જીવનનું આલેખન કરતી આના જેવી અને આથીયે

વધારે કલાયુક્ત નવલકથાઓ લેખક આપણને ભવિષ્યમાં આપશે એવી આશા સાથે હું મારું ટૂંકું વક્તવ્ય પૂરું કરીશ.

તા. ૫-૩-૪૪
સરસ્વતી સોસાયટી
અમદાવાદ ૭

નવલરામ જ. ત્રિવેદી



# અનુક્રમ


| | |
|---|---|
| લેખકનું નિવેદન | ૩ |
| પ્રકાશકનું નિવેદન | ૭ |
| ઉપોદ્‌ઘાત...પ્રૉ. નવલરામ જ. ત્રિવેદી, એમ. એ. | ૧૨ |
| પ્રકરણ | પૃષ્ટ |
| ૧ બે મિત્રો | ૩ |
| ૨ કિશોરીની જીવનકિતાબ | ૨૧ |
| ૩ પ્રથમ પરિચય | ૪૬ |
| ૪ વસમી વિદાય | ૬૫ |
| ૫ નલિનનો પત્ર | ૮૧ |
| ૬ રેશન | ૯૭ |
| ૭ માની છેલ્લી આશા | ૧૧૫ |
| ૮ ચુંબન પછી—? | ૧૩૧ |
| ૯ વેશ્યાનું હૃદય | ૧૪૫ |
| ૧૦ ભાઇને ઘેર | ૧૬૪ |
| ૧૧ રેશનની રશ્મિકા | ૧૮૫ |
| ૧૨ ત્રિપુટીનું સ્વાગત | ૨૦૭ |
| ૧૩ મ્હારી રાધા | ૨૩૦ |
| ૧૪ મૂંઝવણ | ૨૫૦ |
| ૧૫ રમાની ડાયરી | ૨૬૫ |
| ૧૬ જીવનની એ કાળરાત્રિ | ૨૮૫ |
| ૧૭ તપસ્વી | ૩૧૧ |
| ૧૮ વૃદ્ધાનું કાવતરૂં | ૩૩૨ |
| ૧૯ રમા અને નલિન | ૩૫૭ |
| ૨૦ નલિનની શોધ | ૩૮૧ |
| ૨૧ જીનરીની મુલાકાત | ૩૯૯ |
| ૨૨ દોષિત કોણ ? | ૪૧૮ |
| ૨૩ દિલનો ઈકરાર | ૪૩૭ |
| ૨૪ કિશોરીનો આનંદ | ૪૪૬ |
| ૨૫ પરાકાષ્ઠા | ૪૬૦ |



જે દિવસે આપણે નૃત્યકલા રહસ્યપૂર્વક રંગભૂમિ પર ઉતારશે, તે દિવસથી દુનિયામાં વિકાર માત્ર શાંત થઈ જશે. નૃત્યકલા ચિત્તની પ્રસન્નતા માટે છે, અને પ્રસન્ન થયેલું ચિત્ત પવિત્ર સૌન્દર્ય જોઈ, મોહ વિના, આનંદ લઈ શકે છે. મોહ વિના આનંદ લેવો, એનું નામ ધર્મ

*

ઊડતું પંખી જોવામાં એક પ્રકારની મજા છે. હાલતાં પાન જોવામાં આનંદ આવે છે. હિલોળે ચડેલું પાણી ઘણી ગમત આપે છે. તેવી જ રીતે આનંદ નૃત્યનું સમજવું. ગતિનો નિયમ છે કે તે અતિતૃપ્તિ અને અતૃપ્તિમાંથી બચાવી લે છે. એટલે જ ચિત્તની પ્રસન્નતા, કલ્પનાના બળથી, સ્થાયી અને વધારે સુંદર સ્વરૂપ લઈ, મનુષ્યને મોહ વિનાનો આનંદનો રસ ચખાડે છે. આવો આનંદભર્યો સંયમ માત્ર નૃત્યકલાના પ્રચારથી જન્મશે. નૃત્યકલાના જન્મ સાથે, પ્રથમ ક્ષણ ઘણા વિકારો બમણા વેગથી સમાજને ખળભળા મૂકશે, પણ ઠરતા દીવાની વાટ એક વખતના ભડકે થઈ જવાની; એવા ભડકાથી ડરવાનું હોય નહીં.

'ધૂમકેતુ'

*　　*　　*

તારું ચગે નૃત્ય પુરાણી સૃષ્ટિ,
અમારી આ સૌ બનતી વિસૃષ્ટિ
તારા પગોની ગતિમાં ગુંથાઈ
હૈયું જતું આ, નવ પ્રાણ કાજે
ધસ્યે જતું એ તવ પાદરેખમાં—;
(અનુવાદ)　　સુન્દરમ્



# બે મિત્રો

આ વીસમા વર્ષનું ધસમસતું યૌવન અને ગૌર બદનમાંથી છલી જતું રૂપ! ઊગતા જીવનને આથી વધુ શું જોઇએ? કિશોરીનાં પ્રત્યેક અંગમાં યૌવનનો થનગનાટ અને નૃત્યની જંખના પ્રકૃતિએ જન્મથી જ સિંચ્યાં હોય એમ ભાસ થતો. જીવનમાં છે પણ શું? સ્વપ્નસૃષ્ટિ સિવાય કોઇ સજીવ સૃષ્ટિ છે? યૌવન સિવાય એવી કોઇ અમર આશા પણ છે? પરંતુ એ સજીવ સૃષ્ટિ અને અમર આશાના વણપ્રિછયા પ્રદેશ પાછળ ભયાનક જીવન-સંગ્રામ છૂપાયો છે, એમ કોને ખબર હોય છે? જીવન એક કાવ્ય છે, યૌવન એ કાવ્યના તાલ છે, અને હૃદય તેની મધુર રાગિણી છે. એ સિવાય યુવાનીમાં પ્રવેશતાં કોઇને અન્ય ખ્યાલ આવે છે?

એલેકઝાંડ્રિયા ડૉકમાં આવીને મોટર ઊભી રહી. કિશોરી તેમાંથી ઊતરી આગળ વધી.

આખાય સમૂહની નજર તે બાજુ દોરાઇ. યૌવનને હિંડોળે હિંચતી હોય તેવી તેની ચાલ હતી. છટાદાર કરતાં રમતિયાળ વધુ કહી શકાય. આમતેમ નજર ફેંકતી તે આગળ વધતી હતી. એટલા સમૂહમાં તેને માટે રસ્તો કેમ થઇ જતો એજ મને નવાઈ લાગી. સૌન્દર્યમાં સમૂહ પર દોર ચલાવવાની શક્તિ પણ હશે જ. ન હોય તો વારાંગના-જીવનનું મહત્ત્વ સમાજમાં અસ્વીકાર્ય જ રહેત. આજે એ છડેચોક સ્વીકારાયેલ છે એમ નથી, છતાં તેમાં છૂપાયેલ પેલી અદીઠ શક્તિએ તેનું મહત્ત્વ જાળવી જ રાખ્યું છે.

અમારી દ્રષ્ટોદ્રષ્ટ મળી. તે મારા તરફ વળી. મારી બાજુમાંજ નલિન ઊભો હતો. તેનાથી બોલ્યા સિવાય ન રહેવાયું.

'રશ્મિ, તેં તો કામણ કર્યું લાગે છે!'

'તારા સંગમાં કામણ સિવાય બીજું શિખવાનુંયે શું મળે?'

'મેં સ્હેજ ભાવે જ એમ કહી નાખ્યું. મને ખ્યાલ પણ નહિ, કે આમ કહેવાથી નલિનના મુખ પરનું હાસ્ય ઓસરી જશે.' થોડી ગંભિરાઈ એકઠી કરી તે બોલ્યો.

'રશ્મિ, તારો આ આરોપ મારે માટે ચલાવવાનું અસહ્ય છે!'

શા માટે અસહ્ય છે, એ પૂછું તે પહેલાં તો કિશોરી અમારી તદ્દન નજીક આવી પહોંચી.

'હું મોડી પડી, કેમ?' તેણે નલિનને પૂછ્યું.

'ખાસ નહિ. હજી સ્ટીમર ઊપડવાને અર્ધો કલાકની વાર છે.' નલિને જવાબ આપ્યો.

'ન આવી હોત તો ન ચાલત?' મેં વિવેક કર્યો.

'કેમ ન આવું? મને એટલોયે હક્ક નહિ?'



એલેકઝાંડ્રિયા ડૉકમાં આવીને મોટર ઉભી રહી. કિશોરી તેમાંથી ઊતરી, આગળ વધી. આખાય સમૂહની નજર તે બાજુ દોરાઇ.

કિશોરીના એ પ્રશ્નનો ઉત્તર અનુત્તર જ રહ્યો. વારાંગનાનો ફ્રોના પર કેટલો હક્ક. એ શી રીતે માપી શકાય? અમારૂં ધ્યાન મારા લગેજ તરફ દોરાયું. મારૂં લગેજ સ્ટીમરમાં ખસેડાતું હતું.

'રશ્મિ, આટલી બધી ટ્રંકો ભરી શું લઇ જાવ છો?' કિશોરીએ મને પૂછ્યું.

'કપડાં અને કેટલાક ઉપયોગી કાગળો,' મ્હેં જવાબ આપ્યો.

એટલામાં કુલીના માથા પરથી મારી એક ટ્રંક પડી ગઈ. નલિનની નજર તે બાજુ જ હતી. ઉતાવળો તે એ તરફ ચાલ્યો ગયો. મને અને કિશોરીને અનાયાસે એકાન્ત મળ્યું.

'રશ્મિ, આફ્રિકામાં રહી મને યાદ કરશો?'

'કેમ નહિ?'

'ભૂલી તો નહિ જાવને?'

'ભૂલી જાઉં તોયે નલિન તો છે ને?'

મારું આ વાક્ય કિશોરીને ન ગમ્યું.

'નલિન, એ તો બિચારા સાધુપુરૂષ છે? જગતની જંજાળોથી અલિપ્ત આદમી જેવું તેમનું જીવન છે. મારા હૃદયની આશાઓ એમનાથી નહિ પૂરાય એ મારા ગુરૂ છે. અને ગુરૂ જ રહેશે.'

વારાંગનાના સહવાસમાં દિવસનો મોટો ભાગ એકાન્ત સેવનાર નલિન—અથવા ગમે તે માનવી, સાધુપુરૂષ હોય કે રહી શકે એ એક કોયડો નથી?

'કિશોરી, આ વારાંગના જીવન તને ગમે છે?'

'હા, પણ એ ગમવા માટે અનેક કારણો છે. હું વારાંગનાનું જ જીવન ઇચ્છું છું એમ તમને જણાયું?'

'ખાસ તો ન લાગ્યું, પણ તું વારાંગના કહેવાય એ પણ ખરાબ નથી લાગતું?'

'જરાયે નહિ. વારાંગના એ અમારો પેઢીગત ધંધો છે. ખેડૂતના છોકરાને ખેડૂત કે વહેપારીના છોકરાને વહેપારી કહેવડાવવામાં શરમ શા માટે આવવી જોઇએ?'

શા માટે શરમ ન આવવી જોઇએ એમ પૂછવાનું મન થયું. પણ હું ન પૂછી શક્યો. કિશોરીની વાચાળ પ્રકૃત્તિને લીધે જ હું તેની સાથે આટલું બોલી શક્યો હતો. 'ભૂલી તો નહિ જાવ ને?' તેના આ પ્રશ્ન પાછળ મને નરી કૃત્રિમતા લાગી. પણ

વારાંગના-જીવન માટે એથીયે વધુ કૃત્રિમ [illegible] અને અભિનયોની જરૂર પડે છે, એમ માની મેં તેને છેડી નહિ.

'નરિમ, હું આફ્રિકા આવું તો?'

મેં તેના મ્હો તરફ જોયું. તે મશ્કરી તો ન્હોતી જ કરતી એમ મને સ્પષ્ટ જણાયું. કિશોરી આફ્રિકા આવે તો? મારૂં દીલ સહેજ ધડકયું. મને એ ન ગમ્યું. એ ત્યાં આવે અને મારૂં ઓળખાણુ કાઢી કદાચ મને શોધી જ કાઢે તો? વહેપારી આલમમાં જમાવેલી મારી આબરૂનું શું? કલબો અને સામાજિક સંસ્થાઓમાં મહામહેનતે ઉભી કરેલી મારી પ્રતિષ્ઠાની શું કિંમત? વારાંગના સાથે છૂપો સંબંધ રાખવામાં હિમ્મતની જરૂર નથી. સમાજની દ્રષ્ટિ સમક્ષ પવિત્ર સંબંધ રાખવામાંયે હિંમતની જરૂર છે. નલિનની હિંમત માટે મને માન ઉપજ્યું. દિવસના આઠેક કલાક તો કિશોરીના સહવાસમાં તે ગાળતો જ હશે, પરંતુ તે વાત છૂપાવવા તેણે કદી પ્રયત્ન કર્યો નહતો. નલિનને ઓળખનાર ભાગ્યે જ કોઇ કિશોરી અને તેના સંબંધથી અજાણ્યુ હશે. તેઓમાં તેને માટે અનેક તર્કો ચાલતા પણ નલિને કદીયે પોતાની પવિત્રતા માટે કોઈની પાસે દાવો કર્યો નહોતો.

'તમે મને બોલાવો ?'

કિશોરીએ બીજો પ્રશ્ન પૂછયો. આ પ્રશ્નનો પણ ઉત્તર નહિ અપાય તો અશિષ્ટ ગણાશે, એમ માની મેં કહી દીધું,

'જરૂર બોલાવું. મારે ત્યાં જ રાખું.'

તેના મુખ પર આનંદની એક આછી વાદળી ફરકી ગઈ. મારૂં હૃદય કંપી ઉઠયું. ખરે, કિશોરીને બોલાવવાની કે મારે ત્યાં રાખવાની મારી હિંમત હતી? હજારોને હસતાં વદને પોતાના સહવાસે આવકારતી, અતિ આગ્રહથી અનેકની મહેમાનગતી

બજાવતી, વારાંગનાને કેટલા આવકારી શકશે? સોમાંથી એક પણ સમાજની દ્રષ્ટિ સમક્ષ તેની મહેમાનીનો ભાર ઉઠાવી શકે?

'રશ્મિ, મને એ દેશ જોવાની બહુ ઈચ્છા છે, ત્યાંથી આવનારાઓમાંથી કેટલાક, મારે ત્યાં કોઈક વખત આવે છે. એ લોકોને કળાની કિંમત કરતાં જરૂર આવડે છે. એકાદ ગાયન પાછળ સોએક રૂપિયા આપી દેતાં તેઓ જરાયે ખચકાતા નથી.

આફ્રિકાથી આવનાર લોકોની કિશોરીએ કરેલી પરીક્ષા માટે મને હસવું આવ્યું. ત્યાંથી આવનાર તેના સંગીતની કદર કરીને નહિ, પણ પૈસાની કિંમત ન જાણતા હોવાથી એમ થાય છે. એ કિશોરી કેમ કરી સમજી શકે? અને તેને ત્યાં જનાર આફ્રિકામાં નોકરી કરી બે પૈસા ભેગા કરી આવનાર તો ન જ હોય. એટલે કિશોરીને, આફ્રિકાથી આવતા બધા જ શ્રીમંત કે કદરદાન દેખાય તેમાં તેનો શું દોષ?

'કેમ હસવું આવ્યું?'

'તું વારાંગના હોવા છતાંયે આટલી બધી ભોળી છે!'

'એમ શાથી?'

'કિશોરી, ત્યાંથી આવનાર બધા કદરદાનીનું શિક્ષણ લઈને આવે છે એ તારી માન્યતા તદ્દન ખોટી છે. તારે ત્યાં આવનારનો મોટો ભાગ ધનિક જ હોય. તેમને પૈસા કમાવા માટે મહેનત મજૂરી નથી કરવી પડતી. પૈસાની કિંમત તેઓને નથી સમજાતી, એટલે જ તેઓ તારા એકાદ ગાયન માટે સો રૂપિયા આપી દેતાં નથી અચકાતા. આફ્રિકામાં નોકરી કરી કે એકાદ ઘોર જંગલમાં દુકાન કરી, થોડું ઘણું કમાઈ લાવનાર તારા ઘર સુધી નથી પહોંચી શકતા, તેઓએ મહેનત કરી પૈસા પેદા કર્યા હોય છે. મહેનતના પૈસાની જ માણસ સાચી કિંમત આંકી શકે છે, કિશોરી, આફ્રિકામાં મહેનત કરી કમાનારનો ભાગ મોટો છે.'

કિશોરી મારી સામે જ જોઇ રહી હતી. મારા આટલા લાંબા ભાષણની તેના પર શું અસર થઈ તે મને ન સમજાયું. એટલામાં નલિને બૂમ મારી.

'રશ્મિ, હવે ચાલશો કે?'

હું અને કિશોરી બંને સ્ટીમરની નિસરણી આગળ આવ્યાં, ડૉકટરે મારી નાડી જોઇ આંખો તપાસી, જીભ બહાર કઢાવી શું જોયું એ મને ન સમજાયું. અમે બંને સ્ટીમર પર ચઢયાં. નલિન ઉપર જ ઉભો હતો. મારી કૅબિનનો નંબર તેણે શોધી રાખ્યો હતો. અમોને પાછળ દોરી તે કૅબિન તરફ લઈ ગયો. મારી બેગ અને બિસ્ત્રો તેણે બરાબર ગોઠવાવી દીધાં હતાં. મોટી ટ્રંકો સ્ટ્રોંગ રૂમમાં મૂકાવેલા તેની પાવતી તેણે મને આપી.

'બેગમાં મૂકી રાખ કોટમાંથી કયાંક ખોઈ દઈશ.' તેણે મને શિખામણ આપી અને મારા હાથમાંથી પાવતી લઈ પોતે જ બેગમાં મૂકી દીધી.

'આ બંને ભાતાના ડબા છે. લે એની ચાવી.'

નલિને ચાવી મને આપી મને નવાઈ લાગી, મેં ભાતાનો ડબો લીધો નહોતો, લાવવા માટે સૂચના પણ નહોતી કરી.

'ભાતાના ડબા? કયાંથી લાવ્યો? શું છે અંદર?' મેં ઉપરા ઉપરી પ્રશ્નો પૂછી નાખ્યા.

'કિશોરીએ મોકલાવ્યા હતા. અંદર શું છે એ તો મનેય ખબર નથી.' નલિને કહ્યું.

મને ખૂબ આશ્ચર્ય થયું. એક વારાંગનાની બીજાઓ માટે આ કાળજી શક્ય છે? મ્હેં કિશોરી તરફ જોયું. તેના મુખ પર પોતાનો હક્ક સાબિત કરતું આછું સ્મિત ફરકતું હતું.

પણ મ્હારા પર એને હક્ક શું? માત્ર એજ રાત્રિનું પિછાન. મ્હારા જેવા તો અનેક રોજ તેના નિવાસે નહિ જતા હોય? યૌવન તરસ્યા એના નયનમાં મારીજ છબી શા માટે વસી જાય?

હું આફ્રિકા જવા માટે મુંબઈ આવ્યો. નલિન અને હું બાળપણના અને કોલેજના પણ સાથીદારો. એને ત્યાંજ ઉતરવાનો મારો હક્ક. એ મને સ્ટેશન પર સામો લેવા આવ્યો. વીમાના કામને અંગે કંપની તરફથી નલિનને મોટરકાર મળેલી હતી તેની મને ખબર હતી; પણ કંપની તરફથી કોઈ યુવતી તો નજ મળી શકે. નલિન કિશોરીને સાથે લઇને સ્ટેશન પર સામો લેવા આવેલો. મ્હેં ઇશારાથી જ તેને એ કોણ છે એમ પૂછ્યું. પરંતુ ઇશારાનો જવાબ ઈશારાથી ન આપતાં તે બોલી ઉઠયો.

' કિશોરી, આ મારા મિત્ર રશ્મિકાન્ત. આફ્રિકામાં રૂનો ધંધો ચલાવે છે. '

કમળની પાંખડી જેવા કિશોરીના ઓષ્ટમાં સ્મિત પ્રવેશ્યું. મને એ રૂપરાણી સમી ભાસી.

' રશ્મિ, આ કિશોરી. મુંબઇમાં એની સાથે ગાવાની ને નૃત્યકળાની હરીફાઇ કોઇ કરી શકે તેમ નથી.,

' ખુશી થવા જેવી વાત છે.'

એમ કહી હાથ મેળવવા મેં મારો હાથ લંબાવ્યો, પણ તે પહેલાં તો નમસ્કાર કરવા કિશોરીના પોયણાશા હાથ સંપુટાકારમાં જોઈ હું જરા ભોંઠો પડયો. મેં તરતજ મારી ભૂલ સુધારી હાથ જોડી સામા નમસ્કાર કર્યા.

અમે મોટરમાં ગોઠવાયાં.

'ઘેર મૂકી જાઉં?' નલિને કિશોરીને પૂછ્યું.

'કામ હોય તો મને ઉતાવળ નથી.' તેણે જવાબ આપ્યો.

મૂકી જ જાઉં.'

નલિને મોટર કિશોરીના મકાન તરફ હંકારી. એક નાનકડા પણ સુંદર બંગલા આગળ આવી મોટર થોભી. કિશોરી મોટરમાંથી નીચે ઊતરી અમને બંનેને નમસ્તે કરી તે બંગલામાં ચાલી ગઈ. આજુબાજુ મેં નજર કરી. એ લત્તો મને વેશ્યાવાડો કે ગાયિકાના નિવાસસ્થાન જેવો ન લાગ્યો. છતાં નલિન જુઠું બોલી મને બનાવે એમ પણ મેં ન માન્યું.



કિશોરી, આ મારા મિત્ર રશ્મિકાન્ત.
આફ્રિકામાં રૂનો ધંધો ચલાવે છે.

અમે નલિનના નિવાસસ્થાને આવી પહોંચ્યા.

વીમા કમ્પનીના કૅન્વાસરો માટે ઑફિસ ટાઈમ કે એવી જ કોઈ ઑફિસની શિષ્ટતાઓ હોતી નથી. નલિન દિવસમાં ભાગ્યે જ એકાદ કલાક ઑફિસમાં જતો હશે. શહેરમાં અમુક નાનાં નાનાં કામ પતાવવામાં નલિને પણ મારી સાથે દિવસ પૂરો કર્યો.

આગળથીજ ગોઠવેલી વ્યવસ્થા પ્રમાણે સાંજે અમે કિશોરીને મકાને જવા ઉપડયા. એકાદ 'પેગ' વિસ્કી નાખ્યા પછી જવાની મારી ઇચ્છા થઇ, પણ તે પાછળ છૂપાયેલા નલિનના લાંબા એવા ભાષણની બીકે એ ઇચ્છાને દબાવી જ દીધી. અમે કિશોરીને બંગલે પહોંચ્યા.

નાનકડો અને સ્વચ્છ એક ખંડ હતો, એકાદ સુશિક્ષિત કુટુંબના દિવાનખાનાનો ખ્યાલ આપે તેવો. એક સોફા પર કિશોરી કોઇ પુસ્તક વાંચતી બેઠી હતી. મને નવાઇ લાગી. મુંબઈની ગાનારીને રાતના વખતે વાંચવાની ફુરસદ હોઈ શકે? એ ગાનારી હશે એ વસ્તુ પરથી મારો વિશ્વાસ ઉઠવા માંડયો. તેનાં વસ્ત્રો જોઇને જ એકાદ ઊચ્ચ કુટુંબની શિક્ષિત કન્યાનો મને ખ્યાલ આવી ગયો. અમને જોતાં જ તે ઊભી થઇ ગઈ.

'પધારો,' તેણે વિવેકથી કહ્યું.

નલિન ખડખડાટ હસી પડયો.

'કિશોરી, આટલો બધો વિવેક કયારે શીખી ગઈ?'

'તમે તો ઘરના માણસ પણ રશ્મિકાન્ત તો મહેમાન જ ગણાયને? મહેમાન માટે એટલોય વિવેક ન કરીએ તો ખરાબ લાગે?'

'એટલે આજથી રશ્મિની મહેમાનગતિ તું સ્વીકારે છે?'

'તમે કયાં એમને છૂટા મૂકશો?'

'તો અત્યારથી જ તને સોંપી ચાલ્યો જાઉં? '

'હવે બેસશો કે ઊભા જ રહેશો?'

અમે બંને કોચ પર બેઠા. કિશોરી એક ખુરશી લાવી અમારી સામે બેઠી. શિષ્ટતાના નિયમોનો જરા ભંગ કરી હું છૂપી રીતે કિશોરી તરફ તાકીજ રહ્યો. આછા વાદળી રંગની હોઝીયરીની

સાડી, વચ્ચે વચ્ચે બાદલાની વેરાયેલી ટીપકીઓ, તેના પર ચોંટાડેલી લાલ-લીલા તારામાં ગૂંથેલી કિનાર, એવાજ રંગનું આકર્ષક કોલર વાળું બ્લાઉઝ, ગળામાં સોનાની ચેઈન, નાકમાં હીરાની




એક સોફાપર કિશોરી કોઇ પુસ્તક વાંચતી બેઠી હતી–

ચૂંક, કાનમાં સોનાનાં ચકકર, હાથ પર સોનાની બંગડી, આ વસ્તુઓ એકી નજરે મ્હેં જોઈ લીધી. તેનાં એ વસ્ત્રાભૂષણો તેના રૂપ અને યૌવનથી છલકતા દેહને વધુ દેદિપ્યમાન અને આકર્ષક બનાવતાં હતાં. છતાં એમાંથી મને ગૃહસ્થાઇની જ વાસ આવતી. કિશોરી ગાનારી હતી એ હું જાણતો હતો, પણ એ એક સાધારણ ગાનારી કે પૈસા માટે કળા ને દેહનું લિલામ કરનાર રૂપજીવિની જેવી મને ન લાગી. એવી રૂપજીવિનીઓ કરતાં કિશોરીમાં કંઇક વધારે છે એમ માન્યા સિવાય ચાલે તેમ જ નહોતું.

જ્યારે મારી અને એની આંખ મળી ત્યારે જ મેં તેને પકડી પાડી કે શિષ્ટતાના નિયમનું ઉલ્લંઘન તે પણ છૂપી રીતે કરી રહી હતી. હીરા પેઠે ચળકતાં એનાં સપ્રમાણ આર્દ્રિહાર લોચન જોઇ ઊઘતી જુવાની તેની પાછળ ખેંચાય એવું તેમાં આકર્ષણ લાગ્યું. અહીં આવતા પહેલાં એક વારાંગનાને ત્યાં જવાનો મારો સંકોચ કિશોરીની મૂર્તિમાંથી રૂપપાન કરતાં ઓસરી ગયો.

અમારી નજર એક થતાં જ તેણે કંઇક શરમ અનુભવી, અને પણ શરમ જેવું જ કંઇક લાગ્યું. મેં આડું જોઇ લીધું.

'કિશોરી, આજે બેઠક નથી?' નલિને પૂછ્યું.

'તમે આવ્યા છો ને.' કિશોરી હસીઃ 'જમીને આવ્યા કે સીધા જ આવો છો?' કમળા! તેણે કોઇને બૂમ પાડી.

'અમે જમીને જ આવ્યા છીએ.' હું બોલી ઊઠ્યો.

'જી, બહેન.' અંદરથી એક વૃદ્ધા આવી ઊભી રહી.

'તમે શું લેશો? આઇસ્ક્રીમ ચાલશે?' કિશોરીએ મને પૂછ્યું.

'એને તો વિસ્કી પણ ચાલશે. પણ હું ક્યાં પીતા હઉં એમ છું.' નલિન બોલી ઊઠ્યો.

'તો બીજું કોઇ પીણું મંગાવું.'

'લિકવીડ પેરેફીન પાઇ દે, એટલે મહેમાનગત પૂરી થઇ જશે.' નલિન બોલ્યો. અમે બધાં જ હસી પડયાં.

'કમળા, વીમ્ટો જ લઇ આવ. ઠંડો લાવજે.' કિશોરીએ વૃદ્ધાને કહ્યું.

'ભલે.' કહી વૃદ્ધા ચાલી ગઇ.

મારી નજર હવે ઓરડાની બીજી વસ્તુઓ ઉપર ઠરી. એક સોફો, જેમાં અમે બેઠા હતા, ચારેક ખુરશીઓ, એક બાજુ સુંદર પિયાનો, બાજુમાં જ હાર્મોનિયમની પેટી અને તેની નજીક ઉભું ગોઠવેલું ફિડલ. આ સિવાય ખંડમાં બીજો કોઇ જ સરંજામ નહોતો. ચાર દિવાલો પર ચાર જ મોટી છબીઓ: એક સરસ્વતીની, બીજી લક્ષ્મીજીની, ત્રીજી કૃષ્ણ અને રાધાજીની યુગલમૂર્તિની અને ચોથી છબી જોતાં જ હું ચમક્યો. કિશોરીના મકાનમાં એ છબી હોઈ જ કેમ શકે? મારો દ્રષ્ટિભ્રમ તો નથી થતો એ નક્કી કરવા મારી આંખો ચોળી મ્હેં ફરીથી એ છબી તરફ મીટ માંડી. એ મારો દ્રષ્ટિભ્રમ તો નથી જ એમ મ્હેં નક્કી કર્યું. હું કોઈ નિર્ણય પર આવું તે પહેલાં તો નલિને મને પૂછ્યું.

'રશ્મિ, એમને ઓળખે છે?'

'જોયેલ છે, પણ કંઈ નિર્ણય નથી કરી શક્યો.' મેં જવાબ આપ્યો.

કિશોરી સાશ્ચર્ય અમારા બંને તરફ તાકી રહી. કંઇક છૂપો ભેદ બહાર પડી જશે એવી ધાસ્તીની છાપ તેના મુખ પર પથરાઇ ગઈ.

'કિશોરી, તું એ ફોટાને ઓળખે છે?' નલિને કિશોરી તરફ જોઇ પૂછ્યું.

'તમે ઓળખો છો?' કિશોરીએ સામો પ્રશ્ન કર્યો.

'હા.' નલિન ગંભીર બન્યો.

મને આ ગંભીરાઇ અને આશ્ચર્યનો અર્થ ન સમજાયો. આટલા વખતથી અહીં આવનાર નલિને શું એ છબી આજે જ જોઈ હશે? જોયા છતાં તેણે કિશોરીને પૂછ્યું જ નહિ હોય? અને કિશોરી જરાયે ગભરાય શા માટે? ઘરમાં લટકાવેલ છબીને અન્ય કોઇ ઓળખે તેનાથી કિશોરીએ શા માટે ગભરાવું પડે?

'રશ્મિ, આપણા પ્રોફેસર રમેશચન્દ્ર યાદ છે?'

નલિને મને પૂછ્યું. અને અમારા ઇતિહાસના પ્રોફેસર રમેશચન્દ્રની મૂર્તિ મારી આંખો સામે ખડી થઈ. સામે લટકાવેલી છબી રમેશચન્દ્રની જ હતી તેની મને ખાત્રી થઇ ગઈ. અને એ છબીનું કિશોરીના મકાનમાં શું મહત્ત્વ છે તેનો વિચાર કરૂં તે પહેલાં તો નલિન બોલી ઉઠયોઃ

'રમેશચન્દ્ર કિશોરીના પિતા થાય.'

નલિને અક્ષરો છૂટા પાડી એ વાક્ય ઉચ્ચાર્યું. હું ચમકયો. પ્રોફેસર રમેશચન્દ્ર કિશોરીના પિતા થાય? અને કિશોરી એક વારાંગનાનો ધંધો કરે?

'નલિન, રમેશચન્દ્રે આજન્મ અવિવાહીત રહેવાનું વ્રત નહોતું લીધું?' મને કંઇક યાદ આવતાં મેં પૂછ્યું.

'હા, તેઓ તેમનું એ વ્રત પુરું કરી ગયા છે. અને કિશોરીનો ભાર મારે માથે નાંખતા ગયા છે. કિશોરીને પણ કદાચ તેની ખબર નહિ હોય કે હું તેના પિતાએ નિમેલો તેનો એક રક્ષક માત્ર છું.'

કિશોરીના મુખ પર શું ભાવો પ્રગટયા તે હું ન જોઈ શકયો. ખંડમાંથી તે અંદર ચાલી ગઇ. હું તેની ચાલ તરફ જોઇ રહ્યો. આબરૂદાર કોઈ ગૃહસ્થના ઘરમાં ફરતી એકાદ નવોઢા પેઠે નીચું મુખ રાખી મંદ પગલીઓ ભરતી તે સરી ગઈ.

'આજે કિશોરી મને ગુરુ માને છે,' નલિન બોલતો જ હતોઃ 'હું તેને મારી શિષ્યા માનું છું. કદાચ તને શંકા થશે કે તો પછી હું શા માટે કિશોરીને આ ધંધામાંથી બહાર નથી લઈ જતો? રશ્મિ, રમેશચન્દ્રે મને એક બહુ વિચિત્ર આજ્ઞા કરી છે. તેમણે મને કહ્યું હતુંઃ 'નલિન, મારી બે પુત્રીઓને તારા જીવ

માટે સંભાળજે. કિશોરીને સાચવી શકે તો ઠીક નહિ તો છૂટી મૂકી દેજે; પણ વારાંગનાના ધંધામાંથી તેનું દિલ ઊંચુ થઇ જાય તેવું પગલું કદી ન ભરીશ. અને મારી નાની પુત્રી હિમાદ્રી, એ તો મારો પ્રાણ છે. એના જીવન પર કદી વારાંગનાજીવનનો અંશ પણ ન આવવા દેતો.' રશ્મિ, રમેશચન્દ્રની હિમાદ્રી આજે પુનામાં એક હોસ્ટેલમાં રહી અભ્યાસ કરે છે. આજે દસ દસ વર્ષથી એ બંને બહેનોનો ભાર હું વહેતો આવ્યો છું. રશ્મિ, મારો થોડો ભાર તું ઓછો કરશે ?'

એટલામાં કિશોરી વીમ્ટોના બે પ્યાલા લઈ ખંડમાં પ્રવેશી. નલિનનું ધ્યાન તે તરફ ન હતું, તેણે બોલ્યે જ રાખ્યું:

'કિશોરીનો ભાર તું ઊઠાવી શકશે ?'

મેં કંઇ જવાબ ન આપ્યો. કિશોરીએ આવી અમને બંનેને એક એક પ્યાલો આપી દીધો.

'તમે નહિ પીઓ ?'

કિશોરીને ખાલી હાથે સામેની ખુરશી પર બેસતાં જોઇ મારાથી પૂછાઇ જવાયું.

'નહિ, હું કોઈ પણ પીણું નથી લેતી.'

'કિશોરી, આજે રશ્મિને કંઇક સંભળાવ. બસ એની આખી આફ્રિકાની ટ્રીપ તને યાદ જ કર્યા કરે એવું સંભળાવ.'

'એટલું બધું સારૂં મને આવડશે ?'

'કેમ ન આવડે ?'

'શું ગાવું ?'

'તને ગમે તે.'

'ના, તમે કહો તે.'

'રશ્મિ જ કહેશે. તને કયો રાગ પસંદ છે ?'

નલિને મને પૂછ્યું, મને કોઇ જાતના રાગનું ભાન નહોતું. જો કે સંગીત સાંભળવામાં મને ખૂબ મઝા પડતી, પણ એ સંગીતના રાગ, તાલ કે માત્રાઓમાં ઊતરવાની હજી મને કલ્પનાએ નહોતી આવી. સંગીત સાંભળનારે બધાએ ઓછા કંઈ રાગ, તાલ કે માત્રા જાણવાં જ જોઈએ ? એ બધું જાણ્યા પછી સંગીતમાંથી જે આનંદ મળે છે તેના કરતાં તેનાથી અજ્ઞાત દશામાં જ તેની સાચી મઝા લૂટવાનો સારો મોકો મળે છે.

'હું રાગ–બાગ ન જાણું. ગાયનો સાંભળું એટલું જ. મેં મારી અજ્ઞાનતા ન છૂપાવતાં કહી જ દીધું.

કિશોરી પોતાની જગ્યાએથી ઊઠી પિયાના નજીક જઈ બેઠી, એક હાથ પિયાના ઉપર ફેરવ્યો. અનેક જાતના સૂરોએ ઊંઘતા વાતાવરણને સંગીતમય બનવા જગાડયું. શરૂઆતમાં બેસૂરા વાગતા ટકોરા ધીમે ધીમે કોઈ રાગને પકડવા લાગ્યા. સૂતેલા હૈયાને ઝબકાવે એવી સુરાવલીની એક ઝાટક મારી કિશોરીએ શરૂ કર્યું.

'જાગ પડી મેં તો પિયા કે જગાયે,
ભૉર હોવત ઘર સૈયાં મોરે આયે;'

કિશોરીમાં રૂપ જેટલી જ મધુરપ ભરી છે એમ તેની નાજુક ગરદનના હલન ચલને મને સાબિત કરી દીધું. એથીયે વધારે મીઠાશ એના કંઠમાં સમાઈ છે તેનાથી પણ હું અજાણ ન રહ્યો.

'ઈન નૈનનમેં નિંદ કહાં હૈ ?
જીન નૈનનમેં આપ સમાયે!
જાગ પડી મેં તો પિયા કે જગાયે!'

પિયાનાના એક સૂર પર છેલ્લો ટકોરો મારી કિશોરી પિયાના-ચેરમાંથી ઉભી થઇ ગઈ. આરસની એકાદ પ્રતિમા પેઠે નિષ્પંદભાવે તે ઊભી જ રહી. ન તેનાથી બોલી શકાયું કે ન તો અમારા સામે જોવાની પણ તેણે હિંમત કરી. આમ થવાનું કારણ મને ન સમજાયું. નલિનને પણ કિશોરીના આ વર્તનથી સ્હેજ અચંબો થયો. આટલી વાચાળ અને હસમુખી કિશોરી એકાએક સ્તબ્ધ બની જાય એ તેને માટે પહેલો જ પ્રસંગ હતો.

તેની આજ સુધીની ઉમ્મરમાં નલિને કદી તેને ઉદાસ કે સ્તબ્ધ બની ગયેલી જોઈ જ નહોતી. તેના પ્રત્યેક અંગમાં યૌવનનો તનમનાટ અવિરત વહ્યાજ કરતો. તેના પ્રત્યેક શ્વાસોચ્છવાસમાંથી સંગીતની મધુરપ હંમેશ ટપકયાજ કરતી. તેના અંગે અંગમાંથી શૃંગાર આકર્ષ્યાજ કરતો. તેના નયનોની મસ્તી લય પામી હોય તેમ નલિને આજ સુધી કદીયે જોયું નહોતું.

તેના મુખ પર આજે વિચારનું અગાધ ઊંડાણ પથરાઈ ગયું હતું. કોઈ માયાવી શૃંગારનો પડદો જાણે તેના હૃદય પટ પરથી દૂર ખસતો લાગતો હતો. હૃદયના એકાદ અંધારા ખૂણામાં છૂપાઇ રહેલો, યૌવને દાબી રાખેલો કોઇ પ્રચંડ ભાવ આજે જાણે ઝબકીને જાગ્યો હોય તેમ તેની આંખોની ચમક સ્પષ્ટ કરી દેતી હતી. હડપચીને હાથની હથેળીમાં ટકવી તે ઘડીભર ઊભી રહી.

'કિશોરી, કેમ સ્તબ્ધ બની ગઇ?' નલિને પૂછ્યું.

'નલિનભાઇ, આજથી હું કદી બેઠક નહિ કરૂં.'

તેના હૃદયના ઉંડાણમાંથી એ અવાજ આવતો હતો. મને આ એક કોયડો થઈ પડયો. કિશોરી બેઠક ન કરે તો? એનું ગુજરાન એ કેમ ચલાવી શકે? આ બંગલાનું ભાડું કયાંથી આપી શકે? પછી? એનું સ્થાન કયાં? સમાજ એક વારાંગનાને સ્વીકારી શકે? એટલો ઉદાર સમાજ હજી નથી બન્યો. કોઈ

વ્યક્તિ તેને સ્વીકારી લે ? સમાજ સામે હામ ભીડનાર એવા થોડાકજ વિરલા હોય છે. પાછળથી મને નલિને કહેલું કે પ્રોફેસર રમેશની બે લાખની મિલ્કત તેઓ આ બંને બહેનોને જ આપતા ગયા છે. તે ઉપરાન્ત કિશોરીની માતાની એકાદ લાખ રૂપિયાની મિલ્કત પણ હતી. તેઓ રહેતાં એ બંગલો તેમનો પોતાનો હતો.

'કેમ ? ' સાશ્ચર્ય નલિને તેને પૂછ્યું.

'હું નહિ ગાઈ શકું ! નૃત્ય કરવાની શક્તિ અને કળાને હું નહિ વેચી નાખું, નહિ વેડફી નાખું, નલિનભાઈ, તેને માટે જગતમાં એકાદ અનોખી મૂર્તિજ ભાગ્યશાળી થશે. '

કિશોરી વધારે ન બોલી શકી. તે એકદમ અંદર ચાલી ગઈ. નલિને પુનઃ તેને બહાર બોલાવવાની દુરસ્ત ન ધારી. અમે ઘેર જઈએ છીએ એવી કમળાને ખબર આપી અમે ત્યાંથી બ્હાર નીકળી ગયા.



# કિશોરીની જીવનકિતાબ

હું મારે માટે તૈયાર કરેલા પલંગ ઉપર આડો પડયો. નલિન બહાર અગાસીમાં ફરતો હતો. બાજુના માળમાંથી ગ્રામોફોન, રેડિયો અને હાર્મોનિયમના સૂરનું કચુંબર આટલી રાતે પણ શાન્ત નહોતું પડયું. નલિન હંમેશ આ ઘોંઘાટમાં શી રીતે ઊંઘી શકતો હશે? એ વિચારને આગળ લંબાણ મળે તે પહેલાં તે કિશોરીની નાજુક પ્રતિમા મારાં ચક્ષુ સમક્ષ આવી ઊભી. કેટલી અનુપમ એ પ્રતિમા? તેનું સૌન્દર્ય અદ્વિતિય હતું. સપ્રમાણ વિકસેલ બદન, હરિણી જેવાં ચપળ નયનો, ભાવપ્રેરક વદન પર ચમકતી યૌવનની મસ્તી, વસ્ત્રો પહેરવાની કળા; વારાંગના કહેવાનું દીલ જ ન થાય એવી એ મનોહર પ્રતિમા હતી. તે જાણે બોલી રહી હતીઃ

'રશ્મિકાન્ત, મને જોઈને તમને નવાઈ લાગે છે, ખરૂં? તે સહેજ હસતી હોય એમ

લાગ્યું. 'આ તસતસતુ યૌવન કોણ જાણે ક્યારે વિદાય માગશે! તમને એનો ભરોસો છે? વસ્ત્રાભૂષણના આ આડંબર તમને નિર્લજ્જ લાગે છે? વારાંગના બનવા ખાતર જ મારા હૃદયને મેં આ શૃંગારશૈયા પર પાથરી, હું વારાંગના બની છું, એના ગૌરવમાં અચેત બનું એમ તમે માની બેઠા છો?' જાણે તે મારી માન્યતાની ઠેકડી ઉડાવતી હોય તેમ પુનઃ હસી. 'રશ્મિકાન્ત, જો તમે એમ જ માની બેઠા હોવ તો તમે એક મહાન અવિચારી કામ કરી બેઠા છો. એ શૃંગાર, યૌવનનો એ થનગનાટ અને કંઠમાંથી રેલાતા સૂર પાછળ મારા જીવનનો એક બીજો પ્રદેશ પણ છે જ. હૃદયને તમે ઓળખો છો? તમે તો રૂના વેપારીને? મ્હેં એક વખત સાંભળ્યું છે કે રૂના વેપારીને બીજાનું હૃદય નથી ઓળખાતું. રશ્મિ, તમારામાં મારૂં હૃદય પારખવાની શક્તિ નથી?'

અચાનક નલિન ખંડમાં આવ્યો. કિશોરીની પેલી અનુપમ પ્રતિમા એકદમ જ મારી આંખો આગળથી સંતાઈ ગઈ. નલિન એક ખુરસી ખેંચી લાવી મારા પલંગ નજીક બેઠો.

'ઊંઘ નથી આવતી?' મેં પૂછ્યું.

"ના, આજે મને ઊંઘ નહિ જ આવે.' તે એક ઊંડો નિશ્વાસ નાખી બોલ્યો.

'કેમ?'

'રશ્મિ, કિશોરીનું આવું વર્તન મેં કદી નથી જેયું.'

'કેવું?'

'જેવું આજે તેં જેયું. કિશોરીને ત્યાં હંમેશ બેઠક હોય જ. શહેરના ભલભલા માનવીઓ કિશોરીના ખંડમાં સાંજ પડયે આવ્યા જ હોય. કિશોરી મુંબઈની એક પ્રખ્યાત વારાંગના

છે. આફ્રિકાના રૂના બજારમાં જેમ તારું સ્થાન ઉચ્ચ ગણાય તેમ મુંબઈના વારાંગનાબજારમાં કિશોરી પ્રથમ નંબર લઇ જાય. સાધારણ મનુષ્યો માટે કિશોરીનું સંગીત કે નૃત્ય દોહ્યલું છે. જેઓ તેના ભોક્તા છે તેઓ ભાગ્યે જ આવેલી તકને જવા દેતા. કિશોરી એ બધાંને રીઝવતી. સાંજને માટે તે પોતાનો અલગ પોષાક અને આભૂષણો રાખે છે. આજે એ જોવાનું ભાગ્ય તને ન મળ્યું. રશ્મિ, વેશ્યાબજારમાં સંગીતને નામે વ્યભિચારથી દિવસો ગુજારતી કોઈ 'રૂપજીવિની'નો કદી તને ભેટો થયો છે? એની આંખોના ચાળા, તિરછી નજરનાં છૂટતાં બાણ અનુભવ્યાં છે? કિશોરી હંમેશ રાત્રે એવી જ એક રૂપજીવિની જેવી બની જાય છે. માત્ર વ્યભિચારથી આજ સુધી મેં તેને દૂર જ રાખી છે. હું દરરોજ સાંજના કિશોરીના મકાને જાઉં છું. કોઇ વખત જમી પણ ત્યાં જ લઉં છું. એની સંગીતની બેઠક વખતે હું બાજુના જ ખંડમાં બેસી મારું કામ કરું અથવા કંઇક વાંચું છું. રશ્મિ, કિશોરી સાધારણ રૂપજીવિની જેવું જ જીવન જીવે છે. માત્ર એમાં ફરક એટલો છે કે, તેણે ધન માટે યૌવન નથી વેચ્યું, પૈસા માટે કલાને નથી અભડાવી. સાધારણ વારાંગના કરતાં એનું જીવન શુદ્ધ અને તેજસ્વી છે, કિશોરીએ આની આગલી સાલ જ મૅટ્રિકની પરીક્ષા પસાર કરી.'

હું શાન્ત ચિત્તે સાંભળ્યા જ કરતો હતો. વચ્ચે કોઈ કોઈ જગ્યાએ કંઈ પૂછવાની મને ઉત્કંઠા થતી, પણ નલિન એ પ્રમાણે બોલી ગયો કે મને પૂછવાનો મોકો જ ન મળ્યો.

'રશ્મિ, કિશોરી તને અજબ નથી લાગતી? એક અસાધારણ સ્ત્રી જેવું તેજ તેનામાં નથી જણાતું?' નલિને પુનઃ શરૂ કર્યું: 'કેમ ન હોય? એ ઓછી કોઇ વેશ્યાની પુત્રી છે?'

'તો તેની મા—'

'તેની મા વારાંગના હતી.' મને વચમાં જ અટકાવી તે બોલી ઊઠ્યો.

'એ રમેશચન્દ્રની પુત્રી ને ?'

'હા. એ સિવાય અભ્યાસ કરવાના કોડ કોઇ સાધારણ વારાંગનાની પુત્રીને જાગે છે? આવું અખંડ ચારિત્ર્ય બજારૂ રૂપજીવિનીઓની પુત્રીઓમાં જોવાનું કદી મળે ખરૂં? રશ્મિ તને ઊંઘ આવે છે ?'

'ના, ખાસ નહિ.'

'તો રમેશચન્દ્રની કથા સાંભળવા જેવી છે.'

'હું તને એ પૂછવાનો જ હતો.'

'તો અત્યારે જ કહું. વચમાં કંઇ ન પૂછતો.' નલિન તેની ખુરસી પલંગની વધુ નજીક લાવી બેઠો. 'આપણે બંને ત્યારે પુના કૉલેજમાં હતા. પ્રોફેસર રમેશચન્દ્ર અને પ્રિન્સીપાલ વચ્ચે વિખવાદ ઊભો થતાં રમેશચન્દ્ર રાજીનામું આપી મુંબઈ ચાલ્યા આવેલા.

'ત્યારબાદ એકાદ વર્ષે આપણે બંનેએ કૉલેજ છોડી. તું આફ્રિકા ચાલ્યો ગયો અને મને વીમા કમ્પનીમાં ત્રીસ રૂપિયાના પગારની કારકુની પ્રાપ્ત થઈ. પગાર ઉપરાન્ત કંઈ કમિશન મળે એ લાલચે હું ઑફિસ ટાઈમ પછી કોઈ કેસ હાથ ચઢી જાય એ આશામાં શહેરમાં ભમ્યા જ કરતો. રાતના નવેક વાગે એક વખત હું લૉજમાંથી જમીને બહાર રસ્તા પર આવ્યો ત્યાં અચાનક જ રમેશચન્દ્રનો મને ભેટો થઇ ગયો.'

'નલિન, તું અહીં છે ?' મને જોતાં જ તેમણે પૂછ્યું.

'જી, હા. આપ પણ અહીં જ છો ? મ્હેં પૂછ્યું.

'હું તો અહીં જ છું ને.'

'ક્યાં રહે છે ?'

'કાંદાવાડીમાં એક ખોલી રાખી છે.'

'રહેવાની તકલીફ હશે.'

'ઘણી જ. બીજે ક્યાંક મળે તો તપાસ કરું છું.'

'મારી સાથે ફાવશે? હું એકલો જ રહું છું.'

'પણ.........'

એમના પચાસ કે સાઠ રૂપિયાના મકાનમાં રહી ભાડાનો અર્ધો ભાગ આપવામાં મારો આખો પગાર હજમ થઈ જાય એ બીકે હું ના પાડવા જતો હતો પણ તે પહેલાં જ તે બોલી ઊઠયા:

'ખર્ચ માટે વાંધો ન રાખતો. હું એકલો છું. મને કમ્પનીની જરૂર છે. તેમાંયે તું મળી જાય તો મઝા આવે.'

'તમારી ઇચ્છા હોય તો તેમ કરું.'

'તો ચાલ મારું મકાન બતાવું.'

એક ગાડી ભાડે કરી અમે બંને એમના મકાને પહોંચી ગયા, મકાન મને ઘણું ગમી ગયું. ઉપરાન્ત બીજા કોઇની ડખલ પણ નહોતી. બીજા જ દિવસથી ત્યાં રહેવા જવાનું મેં નક્કી કર્યું.

હું રમેશચન્દ્રનો શિષ્ય મટી સહાધ્યાયી બની ગયો.

એમનો સ્વભાવ મને ગમી ગયો. મારો સ્વભાવ એમને ગમ્યો. અહીંઆં પણ તેઓ પ્રોફેસરપણું જ કરતા. કૉલેજના વખત બાદ સાહિત્ય પ્રવૃત્તિઓમાં સમય વિતાવતા. મને એ ગમતું. મને એક જ વસ્તુ ન ગમતી. રાત્રે આઠ વાગ્યા બાદ હંમેશ તે ઘરની બહાર ચાલ્યા જતા, તે છેક રાત્રે એક વાગે પાછા ફરતા. એ ક્યાં જાય છે એ પૂછવાનું મને ઘણી વખત

મન થતું, પણ કોઇના ખાનગી જીવનમાં માથુ મારવાની અશિષ્ટતા હું ન કરી શકતો. છેવટે એક સાંજે હિંમત કરી મેં પૂછી નાખ્યું.

‘ તમે રોજ રાત્રે ક્યાં જાવ છો ? ’

‘ તને એકલાને ઘેર નથી ગમતું ? ’

‘ તમે હો ને મઝા પડે એવું તો નહિ જ. ’

‘ તારે મારી સાથે આવવું છે ? ’

‘ ક્યાં ? ’

‘ એ પણ એક અનોખી દુનિયા છે. સમાજ જેને પોતાની સાથે અપનાવતાં અભડાઈ જાય છે, છતાંયે સમાજના અંગે અંગમાં ઓતપ્રોત થઇ ગયેલ એક નવું જગત છે. ’

મને રમેશચન્દ્રના કહેવામાં કંઈ સમજણ ન પડી.

‘ હું આવું ? ’ મેં પૂછ્યું.

‘ તારાથી અવાશે ? ’

‘ નહિ અવાય ? એવી તે એ કેવીક દુનિયા છે ?

‘ નલિન, તું કોઇ વારાંગનાને ત્યાં કદી ગયો છું ? ’

‘ ના, પણ વેશ્યા જીવનની વાતો વાંચી છે. ’

‘ એ વાતો અને વેશ્યા જીવનમાં તો આસમાન જમીનનો ફેર છે. નલિન ! એ દુનિયા જોવી છે ? જોવાથી પાપ નહિ લાગે. સહાનુભૂતિ હશે તો તને રોવાનું દીલ થશે. નલિન, આજે તો તું ચાલ જ. ’

‘ ભલે. ’

હું પણ કપડાં પહેરી રમેશચન્દ્ર સાથે જવા તૈયાર થઈ ગયો. મકાનને તાળું મારી અમે ઘરની બહાર નીકળ્યા. મુંબઈમાં

મારા કામને અંગે હું ખૂબ રખડતો, પણ અમુક લત્તાઓ અને શેરીઓમાં હું હજીય અજાણ જ છું એમ મને લાગ્યું. રમેશચન્દ્ર સાથે હું એક શેરીમાં પેઠો.

'આ રૂપબજાર.' રમેશચન્દ્રે મને કહ્યું.

મેં આજુબાજુ જોયું તો મને કંઇ જ ન જણાયું. લાંબે નજર નાખી જોઇ તોયે કંઈ ન સમજાયું.

'ઊંચે જો.'

મેં ઊંચી નજર કરી. બધાંજ મકાન મને છજાવાળાં કે રસ્તા પર બારી પડતી હોય તેવાં જ લાગ્યાં. અને દરેક છજામાંથી કે બારીમાંથી રૂપજીવિનીઓનાં દર્શન થયાં.

'આમ જો.'

રમેશચન્દ્રે બીજી બાજુ મારૂં ધ્યાન ખેંચ્યું. એક નવયૌવના છજામાં ઉભી હતી. 'પૂર્ણિમા'ની રાજેશ્વરી મને સાંભરી આવી.

'આમાં 'પૂર્ણિમા'ની રાજેશ્વરી ન મળે?' મેં સહજ ભાવે રમેશચન્દ્રને પૂછ્યું.

તેઓ હસી પડયા.

'નલિન, રાજેશ્વરી મળે, પણ તેને સ્વીકારનાર કોઈ ન મળે. વેશ્યાઓ સાથેનાં લગ્ન એ તો સીનેમા કે નવલકથામાંજ જોવાનાં મળે. કલ્પનામાં એ ભાવ જેટલી સહેલાઈથી લાવી શકાય છે તેટલી સહેલાઈથી વર્તનમાં નથી લાવી શકાતો.' રમેશચન્દ્રે કહ્યું.

મારૂં લક્ષ રાજેશ્વરીના લગ્નમાંથી ઉઠી, એ રૂપસુંદરીઓ રાજેશ્વરીઓ કેમ બને છે એ પ્રશ્ન તરફ દોરાયું. એટલામાં રમેશચન્દ્ર બોલી ઉઠયા!

'નલિન, આ સુંદરીઓ, આ જીવનમાં કેમ આવી પડી એનો એક ઇતિહાસ છે; ઘણો રસિક છે, પણ લાંબો છે. ફરીથી

કોઇ વખત કહીશ. કેટલાક એકલા પુરૂષોને જ વેશ્યાગૃહો માટે જવાબદાર ગણે છે. પુરૂષો જવાબદાર નથી એવું પણ નથી, છતાં સ્ત્રીઓ તેથી ઓછી જવાબદાર નથી. શિષ્ટ સમાજમાંથી આ તરફ તણાતી યુવતીઓ મોટે ભાગે સ્ત્રીઓના હાથે જ તણાય છે. સ્ત્રીઓને સ્ત્રીઓ સાથે મળવા દેવામાં આપણા સમાજને વ્હેમ નથી આવતો. પણ શિષ્ટ ગણાતા સમાજમાં એવી સ્ત્રીઓ એટલી સુંદર રીતે વણાઇ ગઈ છે કે તેમના એ ધંધાની જાળમાં તેઓ ગમે તેવી સ્ત્રીને ફસાવી અહીં લઈ આવવામાં પારંગત બની રહી છે. આવી સ્ત્રીઓના પ્રતાપે આ જગ્યાએ ખાનદાન કુટુંબની વહુ–બેટીઓ પણ કલાક બે કલાકના આનંદ માટે આવી જાય છે. શહેરનાં દેવ મંદિરોમાં નિયમિત પૂજા કરતી ભક્તાણીઓ પણ તને અહીંઆં મળી રહે.

'વેશ્યાગારમાં વસ્તી સ્ત્રીઓની એક બીજી જાત પણ છે; તેઓ ધંધાદારી વેશ્યાઓ છે. એ ધંધા પર જ તેમના પેટના ખાડા પુરવાના હોય છે. ગાલની લાલી અને ઓષ્ટની સુરખી તેમને એમાંથી જ પેદા કરવાની હોય છે. નાટક કે સીનેમામાં આવી રૂપજીવિનીઓનાં ચિત્રો ખડાં કરવામાં આવે છે. એ ચિત્રો તો ખાલી ચિત્રો જ છે. તેમના જીવનતત્વને ચિત્રમાં ઉતારવું અતિ વિકટ કામ છે. ચિત્રપટમાં જણાતી રૂપજીવિનીઓ અભિનય પુતળીઓ જ છે. વેશ્યાના જીગરમાં જલતી આગ અને એ આગ પછી ઠરતી ખાક તેમાંથી જરાયે નહિ મળે.'

અમે આગળ વધ્યા. થોડે દૂર જ આવેલ એક 'રેસ્ટોરા'માં અમે પેઠા. મને ખરેખર અંદર જતાં સૂગ આવતી. છતાં રમેશચન્દ્ર પાછળ હું ઘસડાયો. અંદરના ખંડમાં બહારનાથી ઓછી ગંદકી નહોતી. પણ શરાબથી બેભાન બની ગમે તેમ બૂમો પાડતા બહાર બેઠેલા ગ્રાહકોની બૂમોનો અવાજ બહુ થોડો

આવતો હતો. અંદરના ખંડમાં પુરૂષો અને સ્ત્રીઓ બન્ને હતાં. બહાર બેઠેલા કરતાં પોતાને ઉચ્ચ કોટિમાં ગણાવવા પૂરતા જ તેઓ આ ખંડમાં બેઠા હતા એમ જણાયા વિના નહોતું રહેતું. અમે એક ખૂણામાં જઇને બેઠા. એ બેઠકો ખાલી જ હતી. રમેશચન્દ્રે બે સોડાનો ઓર્ડર કર્યો. તેઓએ ધીમેથી મને કહેવા માંડયું.

'નલિન, આ વેશ્યાઓ હસે છે, ખૂબ હસે છે, પણ તેં એ હાસ્ય જોયું નથી. એમના એ હાસ્ય પાછળ જરાયે ઊર્મિ નથી હોતી. એમના ગાલોમાં રતાશ હોય છે, ઓષ્ટમાં સુરખી ભરેલી લાગે છે. એમાંથી એમની પાસે કંઈ જ નથી હોતું. સમાજના કરોડો ફિટકાર અને તિરસ્કાર વચ્ચે પણ એને હાસ્ય કરવું પડે છે, ગાલ પર લાલી ચોપડવી પડે છે, ઓષ્ટમાં સુરખી ભરવી પડે છે. અને એ બધું માત્ર પેટનો એક ખાડો પુરવા.

'વેશ્યા એ કુરબાનીની સાચી પ્રતિમા છે. લાગણીઓને તેણે ફગાવી દેવી પડે છે, મમતાને કચડી, દાટી દેવી પડે છે. માતૃત્વની તમન્નાને આકાશના અનંતમાં ધકેલી દેવી પડે છે. પ્રેમનો ઉપહાસ કરવાની કળા જાણી લેવી પડે છે. સ્ત્રીતત્ત્વને વિસરી જવું પડે છે. મનને એક અંધારા ખાડામાં ફેંકી દેવું પડે છે. ધર્મ, દયા, માયા, સમાજ, દુનિયા અરે, અંતરિક્ષમાં જ રહેવા સર્જાયેલા ભગવાનને પણ તેને ભૂલી જવો પડે છે. નલિન, વેશ્યાગારને કાલ્પનિક નર્કાગાર સિવાય અન્ય સાથે સરખાવી શકાય તેમ છે જ નહિ.'

સોડાના બે ગ્લાસ આવ્યા. પાણી ને દૂધ સિવાય કોઇ પણ જાતના પીણા પ્રત્યે મને આકર્ષણ નહોતું. છતાં તે નથી ભાવતું એવું હું કદી બોલ્યો નથી. રમેશચન્દ્ર સાથે મેં પણ સોડા લેવા માંડી.

'નલિન, આ વેશ્યાઓ જેટલી સમદ્રષ્ટિ સમાજના એક પણ અંગમાં નથી. અહીંઆં અનેક જાતના મનુષ્યો આવે છે. ધર્માત્માઓથી માંડી ખીસ્સાકાતરૂઓ, વૃદ્ધોથી માંડી પ્રાથમિક શાળામાં ભણુતા કોઈ કોઈ છોકરાઓ પણ આ સુંદરીઓનાં મહેમાન બને છે. એ સર્વને તેને સમદ્રષ્ટિથી જ જોવા પડે છે. જેનામાં આ સમદ્રષ્ટિ નથી એ સુંદરી સાચી ધંધાદારી નથી બની શકતી.

'ગ્રાહકોને સંતોષવા તેને સદા તૈયાર રહેવું પડે છે. માત્ર પેટને ખાતર ગુલાબી યૌવનની સુરખીને વેડફી દેવી પડે છે. હૃદયમાં આગ ઊઠતી હોય તોયે તેને હસતે મોંએ ગ્રાહકોને આવકારવા પડે છે. આંખોમાં જરાયે તેજ ન હોય છતાં તેને મદભર કરવી પડે છે. લોકોની અનેક જાતની મશ્કરીઓ અને અટકચાળાં હસતા મોંએ સહન કરવાં એ તેના ધંધાની કુશળતા ગણાય છે. કંઠને તાણી તાણીને સોરી નાખવો પડે છે. અને છતાંયે એનાથી કદી કોઇનો અનાદર થતો નથી.

'નલિન, અત્યારે સ્વરૂપવાન લાગતો આ સુંદરીઓની થોડા જ વર્ષમાં શું દશા થાય છે એ જાણે છે? તેનું યૌવન ચૂંથાઇ જાય છે, સૌન્દર્ય કચડાઇ જાય છે, ગાલની લાલી કાળાશ પકડતી જાય છે, ઓષ્ટની સુરખી દુર્ગંધનું રૂપ લે છે, આંખો ઊંડી ઉતરી જાય છે, દેહના અવયવોનો થનગનાટ શિથિલ બની જાય છે. ત્યારે તેની સામે જોવાનેય કોઇ દરકાર કરતું નથી. તેની ભિખના ચપ્પણમાં કોઇ એક પાઇ પણ નાખતું નથી. ધીમે ધીમે તેની જનનેંદ્રિયમાં ચાંદી પડે છે. તેમાંથી લોહી અને પરૂ અવિરત ટપકે છે. અનેક દર્દો તેના દેહને ગીધડાં માફક ચૂંથવા માંડે છે. તેના ઓષ્ઠ બેડોળ બની જાય છે. પાન ચાવી ચાવી કહોવાયેલા દાંતમાંથી પરૂ વહે છે. નાકનાં

ટેરવાં કાળાં પડી જાય છે. એની મદોન્મત છાતીમાંથી દુર્ગંધ ફૂટી નીકળે છે. માથાના વાળ ખરવા માંડે છે. આખાયે દેહ પર ચાઠાં અને ગુમડાં ફૂટી નીકળે છે, તેની કાયાનું સૌન્દર્ય ભયભીત બને છે. તેનો જીવ પણ એવે વખતે વ્યાકુળ બને છે. હસી હસાવી ગ્રાહકો મેળવવા હજુયે તે પ્રયત્ન કરે છે. પણ દુનિયા તેને ઠોકરે મારે છે. તેની સામે આંખ ફેરવવા પણ કોઇ રાજી નથી હોતું. ભીખ કે આપઘાત સિવાય તેને માટે અન્ય કોઈ જ આશરો નથી હોતો.'

'જો, પેલા ખૂણામાં બેઠેલી પેલી યુવતી જોઇ?' તેમણે મારી નજર અમારી સામેના ખૂણામાં બેઠેલા એક યુગલ તરફ ખેંચી : 'આપણી બાજુના મકાનમાં રહેતા શેઠ રતનલાલની એ નવી વહુ.'

મેં તે તરફ જોયું હું ચમકયો. હંમેશ પૂજા પાઠ કરાવતી આ યુવતી અહીં હોઇ કેમ શકે ?

'આમ જો, પેલા ટોળાની વચમાં બેઠેલી છે તે અમારી જ કૉલેજમાં ભણતી, હોંશિયાર ગણાતી એક છોકરી. માતા-પિતાની ગરિબાઈ કદાચ તેને આમ કરવા પ્રેરતી હશે. પેલી બાજુએ જો, પેલી ગભરાયેલા ચહેરે ગુંડાઓની મધ્યમાં બેઠેલી પ્રૌઢા. બિચારી ફસાઇ ગઈ હશે?

એમણે બતાવેલી બધી જ સ્ત્રીઓ મેં જોઇ લીધી. એમનાં અનુમાન પણ મને સાચાં લાગતાં હતાં.

'ચાલો, ઊઠીશું?' રમેશચન્દ્રે મને પૂછયું.

'ચાલો.'

અમે બંને ઊઠયા. રેસ્ટોરાના કેશીઅરને પૈસા ચૂકવી અમે બહાર નીકળ્યા. મારી નજર આજુબાજુનાં રોશનીથી છલકાતાં

છજાં તરફ હતી. અનેક રૂપસુંદરીઓ તેમના રૂપ અને સૌન્દર્યને અભિનય વડે આકર્ષક બનાવતી, હળવા ઈશારાથી આમંત્રણ આપતી બેઠી હતી.

'નલિન, આ સુંદરીઓ અત્યારે દેખાય છે તેટલી સુંદર ભાગ્યે જ હોય છે. સાંજના સાત પછી તેમનો દિવસ ઊગે છે. તેમનો સોળે શણગાર સજવાનો સમય એ આ રાતનો વખત. સવાર પડતાં તેમની રાત પડે છે. આખી રાતના ઉજાગરાથી અને શ્રમથી તેમનાં મોં ફીક્કાં અને બેડોળ બની જાય છે. તેમની સામે જોવાનું ય ન ગમે એવી કેટલીક તો બેડોળ હોય છે.'

અમારી સામે બે માણસો આવતા જણાયા. પ્રોફેસર બોલતા બંધ થઇ ગયા. પેલા બે અમારી નજીક આવ્યા.

'કેમ શેઠ, માલ-પાણીનો જોગ નથી કરવો? કોઈ ચીજ-નાં ફટકા બતાવી દઉં.'

તેમાંના એકે અમને પૂછ્યું. મારી પાસે તેનો જવાબ નહોતો. અને કદાચ ગભરાટમાં કંઇ જવાબ આપી દેત તો તેમાં કમબખ્તી થઈ જાત. રમેશચન્દ્ર મને હાજર જવાબી લાગ્યા. તરતજ પૂછનારની ઢબમાં જ તેમણે જવાબ આપ્યો:

'આજ તો પતી ગયું. કલ દેખા જાયેગા.'

જવાબ આપી, મારો હાથ ખેંચી તેમણે ચાલવા માંડ્યું. મને ખરેખર જરા ગભરાટ લાગ્યો હતો. હું રમેશચન્દ્રની આગળ થઇ ચાલવા લાગ્યો.

'આ દલાલો કહેવાય.' થોડે દૂર જઈ તેમણે મને કહ્યું.

'આ લોકો ગમે તેને આમ પૂછી શકે?' મેં પૂછ્યું

'જરૂર, કારણ કે આ લત્તામાં આવનાર તારા-મારા જેવા બહુ જ ઓછા હોય છે.'

'તો શું તમે પણ મારી પેઠે આજે જ આ લત્તામાં આવ્યા ?' મેં આશ્ચર્યચકિત થઈ પ્રશ્ન કર્યો.

'ના. કોઈ વખત ઘેરથી વહેલો નીકળી જાઉં તો આ લાંબે રસ્તેથી પસાર થાઉં.'

'નહિ તો ?'

'સીધો રસ્તો છે.'

'ક્યાં જવાનો ?'

'હું દરરોજ જાઉં છું ત્યાં.'

'ક્યાં જાઓ છો ?'

'હવે નજીક જ છે.'

હું શાન્ત રહ્યો. દસેક મિનિટ ચાલ્યા બાદ અમે આ લત્તો પસાર કર્યો. એક સાંકડી ગલીમાંથી પસાર થઇ અમે એક બીજા લત્તામાં આવ્યા. શિષ્ટ સમાજના માનવીઓનો લત્તો હશે એમ લાગ્યા વિના ન રહ્યું. લત્તાને નાકે આવેલા એક અલગ બંગલા પાસે આવી અમે ઊભા રહ્યા. પ્રોફેસરે મારી સામે જોઈ કહ્યું:

'નલિન, હંમેશ હું અહીં આવું છું.'

'કોનું મકાન છે?'

'અંજનીનું. એક ગાનારી છે.'

મને સાથે લઇ તેઓ અંદર પ્રવેશ્યા. દાદર ચઢી અમે બીજે માળ આવ્યા. ત્રીશેક વર્ષની એક સુંદરી ખોળામાં સિતારને સૂવાડીને બેઠી હતી. રમેશચન્દ્રે કોટ ઉતારી એક ખીંટીએ ભેરવ્યો.

'નલિન, બેસ અહીં.'

એક સોફા પર તેમણે મને બેસાડયો. ખંડનો દેખાવ કે સ્રીનાં કપડાં જોતાં એ કોઈ ગાનારીનું મકાન હોઈ શકે એમ હું

ન માની શકયો. રમેશચન્દ્ર અંજનીની નજીક જ અડીને બેઠા. સિતાર હાથમાં લઈ તેમણે સૂર મેળવવા માંડયા. વાતાવરણને વિશુદ્ધ અને ઘટ્ટ બનાવવાની શક્તિ સિતારના સૂરમાં છે એ મને તે દિવસે જ સમજાયું. અંજનીએ એક ભજન ઉપાડયું. ખૂબ મીઠા સૂરથી તેણે ગાવા માંડયું. અંજની ગાનારી જ હશે એમ તેના કેળવાયેલા સૂર પરથી મને શક ગયો. છતાં ઊગતી જુવાનીના તોફાનમાં આ યૌવનાને ભજન પર કેમ પ્રીત થઈ એ મારે માટે કોયડો થયો. થોડી વારમાં ભજન પુરૂં થયું. અંજનીએ બૂમ મારી તબલચી અને સારંગીવાળાને બીજા ખંડમાંથી બોલાવ્યા. ગાયનની ચીજો શરૂ થઈ. વાતાવરણ નૃત્ય કરવા લાગ્યું. મારો સંકોચ પણ ઓસરી ગયો. અંજની ગાનારી જ હતી એની મને ખાત્રી થઈ.

તે રાતે બાર વાગે અમે બંને ઘેર પાછા વળ્યા.

આ પ્રસંગ પછી તો હું પ્રોફેસર સાથે અને એકલો અનેક વખત અંજનીને ત્યાં ગયો છું. અઠવાડિયામાં બે જ દિવસ એ ગ્રાહકોને બોલાવતી. અનેક લાખોપતિઓ અને રાજા-મહારાજાઓ તે દિવસે અંજનીના મહેમાન બનતા. આખી રાત જલસો ચાલતો. રાત્રે ખાલી થયેલી શરાબની બોટલો સવારમાં જ્યારે તેની નોકરડી કમળા ગટરમાં નાખવા જતી ત્યારે મને ખૂબ આશ્ચર્ય થતું. આવા જલસાનો લાભ હું ભાગ્યે જ જતો કરતો. રમેશચન્દ્રને પ્રતાપે મારે પાઇ ખર્ચવાની પણ નહોતી. પરંતુ તેઓ ભાગ્યે જ આવા જલસામાં આવતા. જલસા સિવાયના એક પણ દિવસે તેઓ અહીં આવ્યા વિના ન રહેતા.

એક રાતે તેઓ નવા સ્યુટમાં સજ્જ થયા. કદીયે દેહની ટાપટીપ ન કરી હોય તેટલી ટાપટીપ આજે તેમણે કરી હતી.

' નલિન, આજે રાત્રે હું ઘેર નહિ આવું. ' બહાર નીકળતાં તેમણે મને કહ્યું.

' કેમ ? મેં પ્રશ્ન કર્યો.

' અંજનીને ત્યાં આજે એક મહાન પર્વની ઉજવણી કરવાની છે. કદાચ એક મોટો જલસો થશે. '

એમ કહી તેઓ ચાલ્યા ગયા. અંજનીને ત્યાં પર્વ ઉજવાય કે મોટો એવો જલસો થાય અને તેમાં હું રહી જાઉં ? કપડાં પહેરી, મકાને તાળું લગાવી હું પણ અંજનીને મકાને જવા નીકળી પડયો.

ઉતાવળો હું અંજનીના મકાને પહોંચી ગયો. રમેશચન્દ્ર હજી અહીં આવ્યા હોય એમ મને ન લાગ્યું. ઉપરાન્ત પર્વની ઉજવણી કે અપૂર્વ એવા કોઈ જલસાની તૈયારી થતી હોય તેવાં ચિન્હ પણ ન જણાયાં. રમેશચન્દ્રના પ્રતાપે અંજનીના ઘરમાં ગમે ત્યાં ફરવામાં મારે રજા લેવાની જરૂર ન પડતી. હું અંજનીના શયનખંડ તરફ વળ્યો. મને જોતાં જ તે ખંડની બહાર આવી. આજની અંજની, મને હંમેશની વારાંગનાના સ્વાંગમાં જોતો તેવી અંજની ન લાગી. પ્રૌઢાવસ્થાની નજીક પહોંચવા મથતી તેની દેહલતામાં આજે મને ઉઘડતા યૌવનના થનગનાટનો આનંદ દેખાયો. મારો હાથ પકડી તે ઝરૂખામાં ખેંચી ગઈ. આકાશમાં, શ્રાવણી પૂર્ણિમાનો ચાંદલો, મદભર વાદળીઓને અટકચાળાં કરતો સ્વૈરવિહાર કરી રહ્યો હતો.

' નલિનકુમાર, આજે મારા જીવનની અનુપમ રાત છે. આજની ચન્દ્રિકા મારી સૌભાગ્યદેવી બનવાની છે. '

મારા નામ પાછળ તે કદી કુમાર ન લગાડતી. આજે રંગમાં આવી ગઈ હોય તેમ લાગ્યું. તે વધારે ન બોલી. નમતી સંધ્યા

સમયે આકાશની પગદંડીમાં કસુંબલ રંગની રંગોળી પૂરાઇ જાય છે તેવા જ રંગો અંજનીના ગાલ પર રંગોળી પૂરી રહ્યા હતા.

'તું હજી નાનો છે.' તે બબડી.

હું તેના મુખ સામે જોતો અવાક જ ઉભો હતો.

'કમળા!' તેણે બૂમ પાડી.

કમળા છજામાં આવી.

'મને બોલાવી?' તેણે અંજનીને પૂછ્યું.

'મૂર્ખી રે! તું ક્યાં સુધી આવી જ રહીશ? મેં તને ક્યારની આજ્ઞા કરી છે? જા દોડ. જલ્દી દોડ. મારાં બધાંયે વસ્ત્રો બહાર કાઢ. બધાં જ કબાટ ખાલી કરી દે. રેશમ, મલમલ, મખમલ, જે હોય તે બધું જ કાઢ. મારાં હીરા, મોતી અને સોનાનાં બધાં જ ઘરેણાં. જા, ઓ પાગલ! તને એટલીયે ખબર નથી? આજે મારો સૌભાગ્યચન્દ્ર ઊગવાનો છે. જા, જલ્દી દોડ.'

કમળા પણ મારી પેઠે અચંબો જ પામી હોય તેમ હું તેના મુખ પરથી જોઈ શક્યો. શેઠાણીની આજ્ઞાનો અમલ કરવા તે અંદર ચાલી ગઈ.

હજારો હૈયાંને ટાઢક આપનાર વારાંગનાના જીવનમાં વળી સૌભાગ્યચન્દ્ર ઊગતો હશે? એને તો રોજ નવી દુનિયા, રોજ નવા સાથી, રોજ નવું જીવન, રોજ સૌભાગ્ય-રાત્રિ. વારાંગનાનો સૌભાગ્યચન્દ્ર જીવનમાં એક જ વખત ઊગે એમ કદી સાંભળ્યું છે? હું વિચાર કરતો હતો ત્યાં તો અંજની મારો હાથ છોડીને અંદર ચાલી ગઇ. મેં આકાશ તરફ જોયું. શુભ્રમુખી પૂર્ણિમાનો ચાંદલો એના મધુર ધવલ નેત્રોમાંથી અમૃતની ધારા વરસાવતો હોય તેવો મને ભાસ થયો. હું પણ અંજનીની પાછળ ગયો.



'નલિનકુમાર, આજે મારા જીવનની અનુપમ રાત છે;
આજની ચન્દ્રિકા મારી સૌભાગ્ય-દેવી બનવાની છે.'

એક ભવ્ય દર્પણ સામે તે બેઠી હતી. તેની ચારે બાજુ રંગબેરંગી અનેક જાતનાં મૂલાયમ વસ્ત્રોનો ઢગ ખડકાઈ ગયો હતો. ઘરેણાંના દાબડા હાથમાં રાખી કમળા તેની બાજુમાં ઊભી હતી.

કાશ્મીરી ભરતવાળી એક ચોળી તેણે ઉપાડી. બ્લાઉઝના ઢગલાને પગથી દૂર હડસેલી મૂકયો. યૌવનમાં પ્રવેશવા સજ્જ થતી એકાદ પકવ કિશોરીને શોભે એવી ચોળી, યૌવનને વટાવી

જવા આવેલ અંજનીને શોભશે ? મને શંકા થઈ. હું આગળ કંઈ કલ્પના કરૂં તે પહેલાં તો તેણે તે તસતસતી ચોળી પહેરી લીધી. નીલરંગી, દરિયામોજાંની ભાતવાળો એક ચણિયો તેણે પસંદ કર્યો. મેં અને કમળાએ એકબીજાના સામે જોઇ નીચું જોયું. અંજનીએ ચણિયો પહેરી લીધો. અને સાડીઓના ઢગલાને દૂર ફગાવી દઈ અભ્રકની આછી છાંટવાળી એક ગુલાબી ઓઢણીમાં પોતાની દેહલતાને વિંટાળી દીધી. આકાશની કાળી ચૂંદડીમાં તારલીયા ઝબૂકે તેવીજ વિજળીના પ્રકાશમાં અંજનીની ઓઢણી ઝબૂકવા લાગી.

વાળને ખૂબ ટાપટીપથી ઓળી સોનાની પીનોથી ગોઠવી દીધા. કાળી–નાગણનો ભાસ કરાવે તેવો ચોટલો ગૂંથી તેણે લટકતો મૂકયો. સતારાથી ભરેલું નીલા રંગનું એક રેશમી ફૂલ ચોટલાને છેડે ગૂંથી લીધું હતું. નાકમાં સોનાની ચૂંક પહેરી, કાનમાં હીરાનાં એરિંગ લટકાવી દીધાં, હાથમાં મોતીની બંગડીઓ પહેરી લીધી, ગળામાં અને પગમાં પણ સૂવર્ણ અલંકારો ધારણ કર્યા.

હું અને કમળા તો અંજનીની આજની પાગલતા જોઈ સ્તબ્ધ જ બની ગયાં હતાં.

તૈયાર થઈ તેણે દર્પણમાં જોયું. તેનું હૃદય નાચી ઊઠયું. ઉરમાં ઉછળતી ઊર્મિઓ જાણે હમણાં જ કવિતા વેગે બહાર ધસી આવશે એમ મને લાગ્યું. અંજનીનું આજનું જીવન મને એકાદ ગીત જેવું ભાસ્યું. એક વારાંગનાના–જીવનમાં આનંદની આટલી ભરતી અને ઉલ્લાસની ઘેલછા ભરી છોળો સંભવી શકે ?

યૌવનની નવવસંતમાં પ્રવેશવા અધીરી બનેલી એકાદ કિશોરી જેમ તેના અંતરની ઊર્મિઓનાં મોજાં ક્ષિતિજને પેલે પાર જવા મથતાં હોય તેવા જ ભાવ અંજનીના વદન પર છવાઇ ગયા હતા. તેણે કમળા સામે જોયું. પછી મારી સામે ઝીણી આંખે જોઇ રહી. વસંતના સ્પર્શે ખીલી ઊઠતી મંજરી પેઠે તેની

દેહલતા ખીલી ઉઠી હતી. લોચનમાં, ઊગતી જુવાનીની ચમક ઉભરાતી હતી. આજે તેના ગૌર બદનમાંથી લાવણ્ય ટપકતું હતું. પદ્મપાંખડી સમા તેના કોમળ ઓષ્ટમાં આછું સ્મિત ફરકયું.

‘નલિન, હું નવયૌવના નથી લાગતી? અલી કમળા, તું તો કહે હું કેવી લાગું છું?’

કમળાએ શરમથી નીચું જેયું. મારે જવાબ આપવાની આવશ્યકતા જ નહોતી. યૌવનમાં શું એટલું બધું આકર્ષણ ભર્યું છે કે તે પ્રત્યેક માનવીને પ્રકૃત્તિના વિકાસને અટકાવી યૌવન પ્રાપ્ત કરવા પ્રેરે? અંજની હવે નવયૌવના તો નહોતી જ. શા માટે તેને નવયૌવના થવાનો કોડ જાગે? એકાદ વૃદ્ધ, યુવાન બનવા પ્રયત્ન કરે તે અકુદરતી નથી?

‘કોઈ નહિ કહો? ભલે જાવ અહીંથી. તમે બહાર જાવ. હમણાં મારો રમેશ આવશે. મારી તેને પડી છે. મારા યૌવનની તેને જ જરૂર છે. મારો એ સૌભાગ્યચન્દ્ર છે. તમો તો સ્વાર્થી છો. આજે તમારી અને મારી દુનિયા અનોખી છે. તમારા જુઠા જગતમા આજે હું નથી જીવવાની. આજે મારી સોહાગરાત છે!’

એમ કહેતાં તે દોડી. એકાદ દસેક વર્ષની કિશોરી દોડે તેમ કૂદડી ફરતી તે ખંડની બહાર નીકળી ગઈ.

* * *

હું પણ ત્યાંથી નીકળી ગયો. અંજનીનું મકાન છોડી હું રસ્તા પર આવી પહોંચ્યો. વિચારમગ્ન અવસ્થામાં મેં ઘરનો રસ્તો લીધો. રમેશચન્દ્ર મારી સાથે માનવતાના વિષય પર ઘણી વખત ચર્ચામાં ઉતરી પડતા. માનવતાની વ્યાખ્યાઓ ઘડતું એમનું વ્યાખ્યાન મારે મને યા કમને સાંભળવું જ પડતું. આજે તેમની માનવતા માટે મને તિરસ્કાર ઉપજ્યો. આજ પર્યંત જેની સાથે ગુરૂભાવનાથી જ જીવન વિતાવ્યું એ અંજની સાથે આજે તેઓ યૌવનનો ફાગ ખેલશે!

અંજની, એક અનાથ વારાંગના! પોતાના જ્ઞાનબળથી આકર્ષી તેના જીવનને અભડાવવું એ માનવતા હતી? શિષ્યાની ભાવનાથી જેનું હૃદય આજ પર્યંત પોષ્યું તેની સાથે મધુરજનિનો આનંદ માણવો એને માનવતા કહેવાય? વર્ષોથી સાચવી રાખેલી પૂજ્ય-ભાવનાને કલુષિત કરવી એ કઇ જાતની માનવતા કહેવાય?

આજન્મ અપરિણીત રહેવાનું વ્રત લેવું એ પ્રસંશાપાત્ર ગણાય; પરંતુ એ વ્રત પાછળ વ્યભિચાર સેવવો એ તો અધમતાની હદ જ કહી શકાય. રમેશચન્દ્ર પર મને ખૂબ જ ગુસ્સો આવ્યો. એમની સાથે રહેવાનું છોડી દેવાનો પણ મેં વિચાર કરી દીધો. ક્રોધમાં જ ઘેર આવીને હું સૂઇ ગયો.

પ્રભાતનાં બાલકિરણો સાથે પૃથ્વીએ ગેલ કરવા માંડયાં ત્યારે હું જાગ્યો. છજામાં એક ખુરશી પર બેસી રમેશચન્દ્ર તાજું છાપું વાંચતા હતા. એમના તરફ લક્ષ ન આપતાં હું શૌચક્રિયામાં પરોવાયો.

'નલિન, ચા ઠંડો થઇ જાય છે.'

સ્નાન કરી હું મારા ખંડમાં ચાલ્યો ગયો એટલે તેમણે મને બૂમ પાડી. હું છજામાં આવ્યો. તેમની સામેની એક ખુરશી પર બેસી મેં ચા પીવા માંડયો.

'નલિન, આજથી હું નોકરીનું રાજીનામું આપું છું.' તેઓ ગંભિરાઇથી બોલ્યા.

હું મારો ગુસ્સો, એમના પર ઠાલવવા તૈયાર થઇ ગયો હતો—ત્યાં તો—એમણે નવો ધડાકો કર્યો.

'કેમ?' મેં પૂછ્યું.

'હવે નિવૃત્ત જીવન ગાળવાની ઇચ્છા છે.'

હું શાન્ત જ રહ્યો. થોડીવારે તેમણે આગળ ચલાવ્યું.

'નલિન, આજે મારા જીવનની બધીયે કામનાઓ સંપૂર્ણ થઈ ગઈ છે. મારૂં હતું તે મને મળી ગયું છે. જેને માટે મ્હેં આજન્મ અપરિણીત રહેવાનો નિશ્ચય કર્યો હતો તે વસ્તુની આજે મને પ્રાપ્તિ થઈ ગઈ છે. હવે મને કોઈ વાંચ્છના નથી. આજીવિકાની ચિંતા પણ નથી. બાપદાદાની તેમજ મારી મળી ત્રણેક લાખ રૂપિયાની સ્થાવર જંગમ મિલ્કત છે. નોકરી કરવાની હવે ઈચ્છા નથી. હું અને અંજની આજથી જ સાથે રહીશું. જે મારૂં છે, જેના પર મારો હક્ક છે, એ તે મને આપશે. પ્રકૃત્તિએ જે જગતના ઉપભોગ માટે સર્જ્યું છે તે તે જગતના માનવ ચરણે ધરશે. તને નવાઇ લાગશે કે હું એક વારાંગના સાથે મારા જીવનને જોડી રહ્યો છું. શા માટે? કઈ તમન્ના મને એમ કરવા પ્રેરે છે એ વાતોમાં તને ઊંડે નહિ ઉતારૂં.' થોડીવાર વિશ્રામ લઇ પુનઃ તેઓએ કહેવા માંડયું:

'તને વધારે નવાઇ તો એ જ લાગશે કે અંજની મારી હોવા-રહેવા છતાંયે એક વારાંગના જ હશે. નલિન, અંજની જન્મથી જ વારાંગના છે. હિંદમાં બાદશાહી શરૂ થઈ તે વખતથી અંજનીની પેઢી શરૂ થઈ છે. તેની માતા વારાંગના હતી, તેનીયે માતા વારાંગના હતી અને તેનીયે માતા વારાંગના હતી. તેઓ નૃત્ય અને સંગીત આખાયે જગતના ચરણે ધરતાં. જીવનમાં માત્ર એક જ વસ્તુ, માત્ર એક જ માણસને અપાતી. એ માણસનો હક્ક એ વારાંગનાના જીવનમાં એક જ વસ્તુ પર રહેતો. અને વારાંગના, વારાંગના જ રહેતી, અંજનીનો એ હક્ક ખૂંચવી લેવા જેટલો ક્રૂર હું નહિ બનું. અંજની મારા એકલાની રહેશે; અને 'અંજનીબાઇ' આખા જગતની રહેશે. અંજનીના જીવનની ઊર્મિઓ પર મારો હક્ક નહિ રહે. એ તો પ્રકૃત્તિએ જગતના ઘણા રસિકો માટે સર્જી છે. જેટલું મારે માટે સરજાયું છે એ હું લઇશ. મારે માટે નથી તેના પર, હક્ક કરવાનું પાપ, હું નહિ વહોરૂં.'

હું તો શાન્ત જ હતો. થોડો વિચાર કરી પુનઃ તેઓ બોલ્યા:

'અને નલિન, તારે પણ મારી સાથે જ રહેવાનું છે. તારા સિવાય હવે હું નહિ ચલાવી શકું. અંજની જેટલી જ મને જીવનમાં તારી આવશ્યકતા છે.'

મારો ક્રોધ શાન્ત પડી ગયો હતો. રમેશચન્દ્ર માટે વિચારોમાં કેળવેલો તિરસ્કાર પણ ખસી ગયો. તે મને એક અજબ માનવી લાગ્યા. મને તેમના પ્રત્યે માન ઉપજ્યું. અંજની માટે પણ આજથી મારા હ્રદયમાં સહાનુભુતિ સાથે પૂજ્ય ભાવના ઊત્પન્ન થઈ.

હવે અંજની અમારી સાથે જ રહેતી. સંગીત અને નૃત્યના જલસા અમારે ત્યાંજ થતા. અંજનીના ગ્રાહકો હજી કમતી નહોતા થયા, બધા જ નિયમાનુસાર આવતા, આનંદ કરતા અને જતા. રમેશચન્દ્ર માટે મને સાચી પૂજય ભાવના તો ત્યારે જ ઉપજી કે અંજનીના ગ્રાહકો પ્રત્યે તિરસ્કાર ન બતાવતાં તેઓ મિત્રતાથી વર્તવા લાગ્યા. રમેશચન્દ્રના દીલની વિશાળતા માટે હજીયે હું તેમને દેવ માનું છું.

* * *

કિશોરીનો જન્મ થયો તે દિવસે અમે મોટો ઉત્સવ ઉજવેલો.

ત્યાર બાદ પાંચેક વર્ષે હિમાદ્રીએ આ દુનિયાની હવામાં દેહને તરતો મૂક્યો, ત્યારે પણ એવો જ ઉત્સવ ઉજવવામાં આવેલો.

હિમાદ્રીના જન્મ પછી બીજે જ માસે અંજનીએ પોતાની પાછળ બે રત્નો મૂકી આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો. રમેશચન્દ્રનું જીવન તે દિવસથી નાશ પામ્યું. તેમના હ્રદયમાં અંજનીના મૃત્યુએ ચીરા પાડયા. જીંદગીમાં જીવનની જે મઝા, રસ, ઉલ્લાસ હતો તે અંજનીના પ્રાણ સાથે તેમનો ત્યાગ કરી ચાલ્યો ગયો.

કિશોરી પાંચેક વર્ષની થઇ ત્યારથી જ રમેશચન્દ્રે તેને માટે અક્ષરજ્ઞાન સાથે સંગીત અને નૃત્યકળા શિખવા પણ એક શિક્ષિકા રોકી હતી. મને આ વસ્તુ નહોતી ગમતી. કિશોરીને

નૃત્ય અને સંગીતમાં શા માટે પારંગત કરવી? તેના નિર્મળ જીવનને વારાંગનાજીવન પ્રત્યે આકર્ષવાની તક શા માટે ઉભી કરવી? હું કિશોરીને અક્ષરજ્ઞાન આપતો હતો. કિશોરી મને માસ્તર તરીકે જ ઓળખતી હતી.

હિમાદ્રી પાંચ વર્ષની થઈ ત્યારથી જ તેને પુનામાં એક બોર્ડિંગમાં મૂકવામાં આવી હતી. એક ઉમદા ગૃહસ્થની કન્યા પર પાડવામાં આવતા સંસ્કાર જ તેના ખીલતા મગજ પર પડે તે માટે રમેશચન્દ્ર ખૂબ જ કાળજી રાખતા.

ઑફિસ તરફથી મને રહેવાને ફ્રી મકાન મળ્યું એટલે રમેશચન્દ્રની રજા લઇ, હું ત્યાં રહેવા ગયો. એટલે હવે હું ધીમે ધીમે ઘરનો માણસ મટી કિશોરી માટે માસ્તર જ બની રહ્યો હતો.




'તું વારાંગના જ બનજે. પણ તમારો કુળ–ધર્મ તું ન ભૂલતી. સંગીત કે નૃત્ય– તારી એ કલાનો–ભલે અનેક ઉપભોગ કરતા. કલા પર જગતના એકજ માનવીનો હક્ક નથી; પણ તારી એક વસ્તુપર એકજ માનવીનો હક્ક રહેશે...'

કિશોરી દસ વર્ષની થઇ. રમેશચન્દ્રની તબિયત દિવસે દિવસે વધુ ને વધુ ખરાબ થતી જતી હતી. આજે તો આખો દિવસ

ચાર ડીગ્રી તાવ રહ્યો હતો. હું દિવસના ચાર પાંચ વખત આંટા મારી આવ્યો હતો. અને રાત્રે ત્યાંજ રહેવાના ઇરાદે નવેક વાગે હું રમેશચન્દ્રના મકાને પહોંચ્યો.

તેમના ખંડ નજિક જતાં જ હું અટકી ગયો. કિશોરીનાં ડુસકાં બહાર સંભળાતાં હતાં. રમેશચન્દ્ર કંઇક બોલી રહ્યા હતા. બારણાની નજીક, બહાર હું સ્થંભી ગયો.

'બેટા, રો નહિ, તું અંજનીની પુત્રી છે. અંજની એક વારાંગના હતી. તેના વંશનો નાશ થાય એ જોવા હું તૈયાર નથી. તું વારાંગના જ બનજે. પણ તમારો કુળ–ધર્મ તું ન ભૂલતી. સંગીત કે નૃત્ય–તારી એ કળાનો–ભલે અનેક ઉપભોગ કરતા. કળા પર જગતના એક જ માનવીનો હક્ક નથી; પણ તારી એક વસ્તુ પર એક જ માનવીનો હક્ક રહેશે....અને હિમાદ્રી તારી બહેન છે. એના જીવનને ફૂલની પેઠે સાચવજે. તું વારાંગના બને તો પણ તેને ખબર ન પડવા દેતી. યોગ્ય પાત્રે તેનું દાન કરજે.'

આમ છૂપાઇને સાંભળવું મને ઠીક ન લાગ્યું. હું ખંડમાં પ્રવેશ્યો. કિશોરીએ આંખો સાફ કરી.

'કેમ છે અત્યારે?' પ્રવેશતાં જ મેં પૂછ્યું.

'તાવ વધારે છે.' કિશોરી બોલી ઊઠી.

'નલિન, અહીં બેસ.'

રમેશચન્દ્રે મને એમના પલંગ પર બેસવા સૂચન કર્યું. હું બેસી ગયો.

'ભાઈ.' તેઓ ધીમેથી બોલ્યાઃ 'હું આજની જ રાતનો મહેમાન છું. ડૉક્ટરોની દવા કે ઇન્જેકશનો મને મારી અંજની–

સમીપ જવામાં વિઘ્ન નહિ નાખી શકે. કિશોરી અને હિમાદ્રીને હું તારા રક્ષણ નીચે મૂકું છું. કિશોરીને મારા મરણ બાદ અંજનીના મકાનમાં મૂકી આવજે. તે ત્યાં જ રહેશે. તે એક આદર્શ વારાંગના બને એ જ મારી ઇચ્છા છે. અને હિમાદ્રીને હું મારૂં આ મકાન અર્પણ કરૂં છું. પુનાથી તે આવે તો તેને આ મકાનમાં જ રાખજે—'

તેઓ થાકી ગયા. ખૂબ હાંફ ચઢવાથી દીલમાં ખૂબ ગભરામણ થવા લાગી. મેં તરત જ બીજા ખંડમાં જઇ ડૉક્ટરને ફોન કર્યો.

*　　*　　*

પ્રભાત થતા પહેલાં તો, રમેશચન્દ્રનું આત્મપંખી પોતાની પ્રિય અંજનીને મળવા ઊડી ગયું હતું.

કિશોરી જગતમાં હવે અનાથ બની ગઈ. અંજનીની જૂની નોકરડી કમળા સિવાય તેના માટે કોઈ રહ્યું નહોતું. કિશોરીના જીવન પ્રવાહમાંથી દૂર થઈ જઈ વર્ષો બાદ કોઈ નવાજ માણસ તરીકે પ્રવેશ કરવાની મારી ઇચ્છા હતી. મેં કમળાને કિશોરીની સોંપણી કરી. હિમાદ્રી માટે પણ જોઈતી સૂચનાઓ આપી દીધી. રમેશચન્દ્રની ઇચ્છાઓ સંપૂર્ણપણે પળાવી જ જોઈએ એવી તાકીદ સાથે કિશોરી અને કમળાને હું અંજનીના જૂના મકાને મૂકી આવ્યો.



## પ્રથમ પરિચય

કિશોરીની કીર્તિ મુંબઇના સંગીતરસિકો અને નૃત્યકારોમાં ફેલાવા લાગી. લોકો તેનાં ખૂબ વખાણ કરતા. એની હળવી હલકે એ હૈયાં નચાવી દેતી. એના મધુર કંઠમાંથી કોયલની મીઠાશભરી નીકળતી સુરાવલિ સાંભળનારના દિલને સંગીતના નશામાં મસ્ત બનાવી દેતી. એના આલાપમાં મણિધરને ડોલાવનારૂં ગૂંજન ભર્યું હતું. દર્દ, કરૂણા અને ત્યાગથી તે વાતાવરણને છલોછલ ભરી દઈ શકતી. તેના અંગમરોડથી નૃત્યવિશારદોને પણ ઘડીભર તે નીચું જોવરાવતી. નૃત્ય વખતે તેનાં અવયવોમાં તે ભાવના ભરતી; તેનાં અંગો, શબ્દ વિના પણ વાતાવરણને જગાડી દેતાં.

કમળા તરફથી અઠવાડિયામાં બે ત્રણ વખત મને કિશોરીના સમાચાર મળતા. હું પણ વખતો-વખત કમળાને ઉપયોગી સૂચનાઓ આપ્યાજ કરતો.

૭ વર્ષના લાંબા ગાળા પછી એક દિવસ રાતના કિશોરીના મકાને પહોંચ્યો. કોઈ સંગીતરસિયાના ભાવ ધારણ કરીને મેં તેનું ગાન સાંભળ્યું, તેનું નૃત્ય પણ જોયું. આટલી નાની વયમાં તેણે કળાની જે સાધના કરી હતી તે માટે મને અચંબો થયો. પેઢીગત ઊતરી આવેલ ધંધામાં પારંગત થવું કદાચ બહુ મુશ્કેલ ન પણ હોય; પ્રશંસાના એક પણ શબ્દ વિના મેં તેની કળાનું મૂલ્ય ચૂકવ્યું, હું ત્યાંથી ચાલ્યો ગયો.

હવે મેં હંમેશ કિશોરીના આવાસે જવાનું ચાલુ જ રાખ્યું. તેના બાપના શિષ્ય નલિનને તો તે ભૂલી જ ગઈ હતી. તેના મગજ પર ભાગ્યે જ મારી જૂની છાપ રહી હોય, હવે તો તેની કળા પાછળ ઘેલા બનેલ એક પાગલ નલિન તરીકે તે મને ઓળખવા લાગી. મારા મોંએથી તેનાં ગાન કે નૃત્યની પ્રશંસા કરાવવા તેણે ઘણાય પ્રયત્નો કર્યા, પણ તેમાં તે સફળ ન થઈ.

તેવામાં તેની મેટ્રિકની પરીક્ષા નજીક આવી. કિશોરીએ એકાદ માસ માટે પોતાનાં ગ્રાહકોને પોતાને ત્યાં ન આવવા નમ્ર વિનતિ કરી. બધા જ આવતા બંધ થયા, પણ મેં તો મારો કાર્યક્રમ ચાલુ જ રાખ્યો. કિશોરીએ મને રોક્યો પણ નહિ.

'તમે કેટલું ભણેલા છો ?' એક દિવસ તેણે મને પૂછ્યું.

'થોડું જ.'

'થોડું જ એટલે ? મેટ્રિક, બી. એ., એમ. એ., કે તેનાથી વધારે ?' તેણે પુનઃ સસ્મિત પ્રશ્ન કર્યો.

'માંડ બી. એ. થયો છું.'

'મારી પરીક્ષા નજીક આવે છે, મને મદદ ન કરો ?'

'જરૂર.'

'અને તે દિવસથી હું તેનો ગુરૂ બની ગયો. મને આ નાનકડી કિશોરી માટે બહુ જ અચંબો થતો. રાત્રે વારાંગના–જીવન જીવતી કિશોરી અભ્યાસમાં પણ આટલી બધી કુશળ હશે એ મેં અનુભવે જ જાણ્યું.

કિશોરીએ પરીક્ષા આપી. સારા માર્કે તે તેણે પાસ કરી. ધીમે ધીમે હું તેના જીવન–વહેણમાં એક નવાજ નલિન તરીકે જોડાઈ ગયો.'

'આટલા લાંબા ભાષણ પછી નલિન થોભ્યો. વચ્ચે મને ઘણી ઘણી શંકાઓ થઇ આવી; પણ વચમાં સવાલ ન કરવાના તેના સૂચનને લીધે હું પૂછી શકયો નહિ. ભીંત પર ટાંગેલા ઘડિયાળમાં ચારના ટકોરા થયા.'

'રશ્મિ, હવે ઊંઘી જા; ચાર વાગ્યા.'

'પ્રભાત તો થઈ ગયું.' મેં કહ્યું.

'વાંધો નહિ, આઠ–નવ વાગે ઊઠજે. તને તો મોડા ઊઠવાનું વ્યસન જ છે ને!'

એમ કહી તે બહાર ગયો, દાતણ ચાવતાં ચાવતાં તેણે છજામાં આંટા મારવા માંડયા. કિશોરીની મૂર્તિ મારી આંખ આગળથી ખસતી નહોતી. તેને દૂર કરવા મેં પ્રયત્નો કરવા માંડયા. અર્ધા–એક કલાકના સતત પ્રયત્ન બાદ નિદ્રાદેવીએ મને ખોળામાં લીધો.

હું જાગ્યો ત્યારે માત્ર સાડા પાંચ જ વાગ્યા હતા. મને નવાઇ લાગી. હંમેશ આઠ વાગ્યા પહેલાં આંખ ઊઘડી ન થતી. હું આજે મોડો સૂવા છતાં આટલો બધો વહેલો કેમ જાગી ઊઠયો? કિશોરીની મૂર્તિ મારી આંખ સામે ખડી થઇ ત્યારે જ મને સમજાયું કે, કિશોરીનાં સ્વપ્નોએ જ મને નિદ્રાદેવીની સોડમાંથી ઊઠાવી લીધો હતો.

નલિન સ્નાનાદિથી પરવારી, ગીતાજી લઇ તેના ખંડમાં એક ખુરશી પર બેઠો હતો. હું તેની પાસે ગયો.

'ભક્ત થઇ ગયો કે શું?' મેં પૂછ્યું.

'તેમાં નાનમ શું છે?' તેણે સામો પ્રશ્ન કર્યો.

'નાનમ નથી, પણ તારા હાથમાં ગીતા જોઈ મને નવાઈ જ લાગે છે.'

'કેમ?'

'તું સંસ્કૃતમાં એક્કો હતો તેથી. સંસ્કૃત માટે સિનિયરમાં બે વર્ષ નહોતાં ગાળ્યાં?'

'પરીક્ષામાં ન આવડે એ જીવનમાં કદીયે ન આવડે એવો કંઈ નિયમ છે?'

મને તેની દલિલ અયોગ્ય તો નજ લાગી. વિદ્યાર્થી–જીવનમાં હંમેશ પછાત રહેનારાઓમાંના ઘણાંને મેં જીવનમાં પ્રથમ નંબરે ઊભા રહેલા દીઠા છે. ગણિતશાસ્ત્રના વિષય સાથે હંમેશનું વેર ધરાવતા વિદ્યાર્થીઓને મેં મોટી મોટી પેઢીઓના હિસાબ–કિતાબ માટે સારા જેવા પગાર મેળવતા જોયા છે. વિદ્યાર્થીજીવનની સફળતા, જીવનની સફળતામાં ભાગ્યે જ મદદ કરે છે.

'આજે કંઈ કામ બાકી છે?' થોડી વાર બાદ પુનઃ તેણે મને પૂછ્યું.

'ના બધું જ પતી ગયું છે. પાસપોર્ટ અને ટિકીટ બપોર સુધીમાં ઘેર જ આવી જશે.' મેં જવાબ આપ્યો.

'તો દિવસ ક્યાં ગુજારવો છે?'

'કિશોરીને ત્યાં જાઉં તો?'

મારાથી પૂછાઇ ગયું. અને તરતજ મને ખ્યાલ આવ્યો કે મારે એમ નહોતું બોલવું જોઈતું. નલિન મારે માટે કંઈ બીજો જ વિચાર કરી લેશે તો ?

'તારી ઈચ્છા હોય તો ત્યાં જા.'

નલિન કદાચ એકાદ લાંબુ ભાષણ કરશે એ બીકમાં હું તેના તરફ જોઈ રહ્યો હતો. પણ તેણે તો થોડા જ શબ્દોમાં મને જવાની રજા આપી દીધી. અને ગીતા એકબાજુ મૂકી તે કપડાં પહેરવા લાગ્યો.

'તું નહિ આવે ?' મેં તેને પૂછ્યું.

'ના આજે એકાદ–બે કેસ મળી જાય તેમ છે. જો વહેલા મળી જશે તો આવીશ.'

એમ કહી, પોતાનું ચામડાનું પાકીટ હાથમાં પકડી તે બહાર ચાલ્યો ગયો. નલિન અને હું બાલપણના મિત્રો હતા, પણ હજી સુધી તેના માનસને હું બરાબર ઓળખી શકયો જ નહોતો. કેટલીક વખત તેનું વર્તન મને બહુ વિચિત્ર લાગતું. રોવાનું હોય ત્યાં હસે અને હસવાની જગ્યાએ આંખમાંથી આંસુ ખેરવે. તેના આ વિચિત્ર માનસ પ્રત્યેજ હું ખેંચાતો હતો, એમ મને કોઇક વખત થઇ આવતું.

હું સાડા ૭ વાગે ઘેરથી નીકળ્યો, ચાલતોજ જવાની ઈચ્છા થઇ, એટલે નલિન મારે માટે મોટર મૂકી ગયો હતો તે તેના ડ્રાઇવર સાથે તેને રવાના કરી દીધી.

કિશોરી અત્યારમાંજ મને જોઇને મારે માટે શો ખ્યાલ બાંધશે એ શંકા, જ્યારે મ્હેં તેના બારણામાં પગ મૂકયો ત્યારે ઉદ્દ્ભવી. પાછાજ ચાલ્યા જવું ઉત્તમ છે, એવો વિચાર તરતજ આવી ગયો. એક નવજુવાનથી વારાંગનાને પ્રભાતમાંજ મળવા જવા

શું કારણ આપી શકાય ? કિશોરીજ કદાચ અત્યારમાં આવવાનું કારણ પૂછે તો ? શરમથી નીચું જોવા સિવાય તેને બીજો શું જવાબ આપી શકાય ? અને જવાબ ન મળે તો તેના મનથી તે મને કેટલો નીચ ધારે ? પોતે કેવા છે તેના કરતાં બીજા પોતાને માટે શું ધારે છે ? તે જાણવા દરેક મનુષ્ય વધારે ઉત્કંઠિત રહે છે. કદાચ કિશોરી મને બહાર ચાલ્યા જવાનું ફરમાન કરે તો ? એને મારી શી પડી હોય ? હું આફ્રિકાનો ગમે તેવડો મોટો વેપારી હોઉં તેની કિશોરીને શું પડી હોય ? શા માટે પડી હોય ? એની પાસે શું નહોતું કે, તે મારા જેવા એક માનવીનો આવો અવિનય સહન કરી લે ? તેની પાસે તસતસતુ યૌવન હતું, એ યૌવન પર રૂપની છાંટ હતી, તેના કંઠમાં અસામાન્ય સંગીત ભર્યું હતું, તેના અંગમાં નૃત્ય વસતું હતું, ધનના કોઠાર ભર્યા હતા, મારા જેવા અનેકને આંગળીને ટેરવે નચાવી શકે તેવો તેના સૌન્દર્યમાં જાદુ હતો. હું તેના એ રૂપ જાદુથી ખેંચાઈને તો અહીં નહોતો. આવ્યો ને ? હું શા માટે આવ્યો તેનો મારી પાસે ઉત્તરજ નહોતો. પાછા જવાનો મ્હેં નિશ્ચય કર્યો. એક ડગલું પાછળ મૂક્યું ત્યાં તો છજાની બારીમાંથી કમળાએ મને જોયો.

'રશ્મિકાન્ત, આવો ઉપર.'

પોતાની શેઠાણીના કોઈ જુના સ્નેહિને ન આવકારતી હોય તેવા ભાવે કમળાએ મને બોલાવ્યો. હું પાછો ફર્યો. ધીમેથી દાદર ચઢી ઉપર આવ્યો.

હું આવ્યો તેની કિશોરીને ખબર નહોતી. મુખ્ય ખંડમાં જઈ હું એક સોફા પર બેઠો. સામેજ કિશોરીનો શૃંગારખંડ હતો. બારણું ખુલ્લુંજ હતું. શૃંગારખંડમાં ગોઠવેલ એક ભવ્ય આયનામાં મને કિશોરીનું પ્રતિબિંબ જણાયું. સ્નાન કરીને હમણાંજ આવી હોય તેમ મને લાગ્યું. ચણિયો, બ્લાઉઝ અને તે પર બંડી આ

વસ્ત્રો જ તેના બદન પર હતાં. વાસુકિનાગની કાળાશનો ખ્યાલ આપતી તેની અલક લટો પીઠ પર પથરાઇ હતી. ભગવાન ચન્દ્રમૌલિનું તપ ભંગ કરવા જતી ભીલડી આવીજ હશે એમ એક વિચાર મને આવી ગયો. પ્રણયની ઉન્નત-ભાવનાનું કોઈ રમ્ય-કાવ્ય તેના વદનકમળ પર ફરકતું હતું. તેનાં નયનમાં માર્દવતા હતી, હરિણીની ચપળતા હતી, ઉન્નત ઊરભાવનાનું અનેરૂં કોઇ ગાન હતું. તેની ભમરોની કમાનમાં જુવાનીનું તોફાન રમતું હતું. તેના પદ્મપાંખડી જેવા ગુલાબી ને કોમળ ઓષ્ટમાં અવિરત વહેતા સ્મિતમાં યૌવનનો આનંદ ભરાઈ બેઠો હતો. તેની નાજૂક લાંબી ગરદનમાં યૌવનનો મદ ઘર કરી બેઠેલો સ્પષ્ટ જણાઇ આવતો હતો. અને બંડીની બાંયોમાંથી કમલદંડ પેઠે સરી પડતા, માખણ જેવા સુંવાળા, ગૌર હાથ જોતાં જ માનવીના હૃદયને નૃત્યની ભાવનામાં તરબોળ કરી દે તેવું તેમાં ડોલન હતું. એક નિર્લજ્જ પેઠે કિશોરીનું આ રૂપ હું ઘડીભર જોઈ રહ્યો. કદાચ તે આરસામાંથી જ મને જોઈ જશે તો ? મને પાછો ડર લાગ્યો; મહામહેનતે નજરને બીજી બાજુ ખેંચી હું બેસી રહ્યો.

'રશ્મિકાન્ત, ચા ચાલશે કે બીજું કંઇ બનાવું ?'

કમળાએ ખંડમાં આવી પૂછ્યું. મેં તેના તરફ જોયું. મશ્કરીમાં નહિ પણ આતિથ્યભાવનાથી જ તે પૂછતી હતી તેની મેં ખાત્રી કરી લીધી. મારો નામોચ્ચાર સાંભળી કિશોરીએ પણ દર્પણમાંથી મારા તરફ જોયું. મને જોતાં જ બાજુમાં પડેલી એક ઓઢણી શરીર પર વિંટાળી તે શૃંગારખંડમાંથી બહાર ધસી આવી.

'તમે આવ્યા, રશ્મિકાન્ત ?' તેણે સાશ્ચર્ય પ્રશ્ન કર્યો.

'હા.'

'નલિનભાઇ કયાં ?'

'ક્યાંક એકાદ બે 'કેસ' છે, તેની પાછળ ગયો છે.'

'તમને એકલાને અહીં આવતાં સંકોચ ન થયો ?' આ પ્રશ્ન પૂછતી વખતે તેના મુખ પરનું સ્મિત વિલીન થઈ ગયું. મને તે સ્હેજ ગંભીર લાગી.

'સંકોચ ? શા માટે ?'

'તમારા જેવા આબરૂદાર ગૃહસ્થો ધોળે દિવસે ભાગ્યે જ અમારા મકાનમાં એમનાં પુનિત પગલાં પાડે છે!'

કિશોરી કંઇક વ્યંગથી બોલી. મારે શિષ્ટતા ખાતર પણ બચાવ કરવાની જરૂર હતી.

'બધાંની હરોળમાં તમે મને નહિ મૂકી શકો.'

'માનું છું, કારણ કે તમે નલિનભાઈના મિત્ર છો.'

'તમે કહો તો હવેથી હું દર વખતે તમારો જ મહેમાન બનું. મને એમાં આનંદ આવશે.'

'આજથી જ બની જાઓ.'

'તો અત્યારથી જ.'

કિશોરીએ મારા સામે ઝીણી નજરે જોયું, જાણે તે મારા હ્રદયનું માપ કાઢવા મથતી ન હોય !

'રશ્મિકાન્ત, હું તમને મારા મહેમાન તરીકે સ્વીકારૂં છું. નલિનભાઇના મહેમાન એ મારા જ મહેમાન છે.'

'પણ હું એક દિવસનો મહેમાન નથી.'

'ભલેને જુગ-જુગ માટે હો. મને તેથી આનંદ છે. તો તમે કાલની સ્ટીમરમાં ઉપડવાના નથી ?'

'જવાનો જ છું. પરંતુ હું દરેક વર્ષે દેશ આવું છું.'

'અને ક્યાં રહો છો ?'

'મારે ગામ.'

'ક્યાં ?'

મેં મારા ગામનું નામ આપ્યું.

'તમોને ત્યાં ગમે છે ?'

'ન ગમે તો તો અહીં, અમદાવાદ કે એવાં બીજાં કોઈ સ્થળોએ રહેવા ચાલ્યો જાઉં છું.'

'તો હવે દર વર્ષે અહીં જ આવજો. પણ–તમે આફ્રિકામાં જ કેમ નથી રહેતા ?'

'કામ પૂરું થઈ ગયા પછી ત્યાં વખત કેમ પસાર કરવો એ પ્રશ્ન થઈ પડે છે. ઉપરાંત દેશની મિલકતની વ્યવસ્થા પણ મારે જ શિર છે.'

'અહીંઆં તમારે કોઈ નથી ?'

'છે, એક વૃદ્ધ મા છે. સિવાય કોઈ નહિ. તેના દિલને શાંતિ વાળવા પૂરતું પણ મારે દર વર્ષે આવવું જ પડે.'

'ભાઈ નથી ?'

'ના ?'

'અને...'

'ના હજી હું પરણ્યો જ નથી. કેમ, એ મને પોતાને સમજાતું નથી. મારી માતાના જીવનની હું માત્ર એક એ ઈચ્છા પૂર્ણ કરી શક્યો નથી. અનેક કન્યાઓને મોંએ પણ તેણે મારી માગણી કરાવવાના પ્રયત્નો કરી જોયા છે. મને મારી માતા માટે અનહદ લાગણી છે, પણ શાથી મારું હૃદય એટલી જ બાબતમાં કઠણ થઈ જાય છે એ એક કોયડો છે.'

મેં કહી નાખ્યું; કહ્યા પછી જ મને થયું કે કિશોરી પાસે આટલું લાંબું વિવેચન કરવાની જરૂર નહોતી. કંઈક અવિવેક થઈ ગયો એમ મને લાગ્યું. કયા લાંબા પરિચયે કે હૃદયના કયા ઐક્યના પ્રતાપે, કિશોરીને મારે આ બધું કહી દેવું જોઈએ? કિશોરી પર આની કશી જ અસર થઈ ન હોય તેમ પ્રથમના ભાવથી જ તેણે મને પૂછ્યું:

'આફ્રિકાની મુસાફરી કેટલા દિવસની ?'

'દરિયામાં દસ દિવસ રહેવું પડે.'

'બહુ જ મઝા આવે, નહિ ?'

'મને તો હજી સુધી મુસાફરીમાં મઝા આવી હોય એવું યાદ નથી.'

'ખાવા–પીવાની અનુકૂળતા નથી હોતી ?'

'હોય છે, ઉપરાંત લોકો ભાતુ પણ સાથે લઈ જાય છે.'

'તમે શું લઈ જાઓ છો ?'

'કોઈક વખત બજારમાંથી સુકો મેવો કે એવું જ કંઈ લઈ જાઉં. ઘણું કરીને તો સ્ટીમરની વીશીથી જ ચલાવી લેવાની મેં ટેવ પાડી છે.'

'અને આફ્રિકામાં પણ વીશીમાં જમો છો ?'

'ના, ત્યાંનો એકાદ વતની રાખી લઉં છું.'

'તેઓ આપણો ખોરાક પકાવતાં જાણે છે ?'

'કેટલાક ઘણું સારું જાણે છે. પણ મોટો ભાગ ચલાવી લેવા પુરતું, ચલાવી લેવા જેવો હોય છે.'

'રશ્મિકાન્ત, તમે શા માટે પરણતા નથી ? આવી મુસીબતો શા માટે વેઠો છો ? પૈસાની કંઇ તમને કમીના નથી. ઘણી

કન્યાઓ પણ તમારે માટે તૈયાર છે. તેમાંથી એકાદ પણ પસંદ નથી પડતી?'

કિશોરીના આ પ્રશ્નોના જવાબ મારી પાસે ન્હોતા. તેના એ મીઠા ઠપકાને શાન્તિથી હું નીચા વદને સાંભળી રહ્યો.'

'કદાચ લગ્નનું બંધન તમને નહિ ગમતું હોય, કેમ?'

'એવું જ કંઈક.'

'શાથી નથી ગમતું?'

એનો જવાબ મારી પાસે નહોતો. એવા કેટલાયે પ્રશ્નો આપણી સામે હોય છે કે જેના જવાબ આપણી પાસે નથી હોતા. શોધવાનો પ્રયત્ન કરવા છતાંયે નથી જડતા. લગ્નનું બંધન મને નહોતું ગમતું. હું તેથી વિરૂદ્ધ હતો, પણ તેની દલિલો મારી પાસે નહોતી. લગ્ન વિના ન જ ચલાવી લેવાય એ માન્યતાએ તો લગ્નસંસ્થાને વિકૃત નહિ બનાવી દીધી હોય? મેં ઉત્તર ન આપ્યો તેથી કદાચ કિશોરીને એમ પણ લાગ્યું હોય કે મારા અંગત જીવનમાં તેને ભેળવવા હું નારાજ હોઉં. વાતનો પ્રવાહ તેણે બદલ્યો!

'રશ્મિ, ભૂગોળમાં આફ્રિકાને 'ડાર્ક કૅાન્ટીનન્ટ' તરીકે ઓળખાવ્યો છે; શું ત્યાં કોઇ ભાગમાં અંધારૂં રહે છે?'

હું હસી પડયો. સ્વાધ્યાયનાં પુસ્તકોની અલંકૃત-ભાષા વિદ્યાર્થીઓના મગજમાં કોઇક વખત ખોટો જ ભ્રમ પેદા કરે છે.

'કેમ હસ્યા?'

'કંઈ નહિ. આફ્રિકાનો કોઈ ભાગ અંધકારમાં રહે છે તેમ નથી, છતાં તેને અંધારોખંડ કહેવામાં પણ ભૂગોળના કર્તાની ભૂલ નથી. આફ્રિકા એક જંગલી પ્રદેશ છે. જ્યારે બીજા દેશો

સંસ્કૃતિમાં પ્રગતિ સાધી રહ્યા હતા ત્યારે, આફ્રિકામાં સંસ્કૃતિનું નામ નિશાન પણ નહોતું. આફ્રિકામાં પ્રગતિસાધક કોઇ જ પ્રવૃત્તિઓ નહોતી. પૃથ્વીની શરૂઆત પછીના બસો–ચારસો વર્ષે માનવ પ્રજા જે સ્થિતિએ હતી તે સ્થિતિમાંથી ઉપર આવવા આફ્રિકન–પ્રજાએ કદી પ્રયત્ન નહિ જ કર્યો હોય. અત્યારે પણ એ ખંડના કેટલાક પ્રદેશો એ જ સ્થિતિમાં જીવી રહ્યા છે. છતાં જ્યાં અંગ્રેજો, હિન્દીઓ કે બીજી એવી જ પ્રજાએ વસવાટ કર્યો છે તે પ્રદેશો પોતાની પ્રગતિ સાધવા પ્રયત્ન કરી રહ્યા છે.'

'બીજી પ્રજાઓ એ પ્રજાની પ્રગતિ સાધવામાં મદદ કરતી હશે કે કેમ? એ એક કોયડો છે. જે પ્રજાઓ આફ્રિકાના પ્રદેશોમાં જઇને વસેલી છે, તે ત્યાંની પ્રજાના લાભાર્થે નહિ પણ પોતાના સ્વાર્થને અંગેજ. એ પ્રજાઓ, ત્યાંની પ્રજા બને ત્યાંસુધી અંધકારમાંજ રહે એમ અંદરખાનેથી ઇચ્છે છે જ, કારણ કે તે સિવાય બહારની પ્રજાને શાહુકારી લૂટ કરતાં ફાવેજ નહિ, પરંતુ એ જંગલી પ્રજા, વસવાટ માટે આવેલી પ્રજા પાસેથી પોતાના પ્રયત્નોએજ આગળ વધવા પ્રયત્ન કરે છે. તેઓને માટે એક બીજો પણ મોકો છે. દાખલા તરીકે એક ભાગમાં અંગ્રેજો અને હિન્દીઓ વસતા હોય. જગતમાં જ્યારથી 'સુધારો' પેઠો ત્યારથી અદેખાઇ નામની એક સર્વવ્યાપક ભાવનાએ પણ સ્થાન લીધું છે. અંગ્રેજો ઇચ્છે કે હિન્દીઓને ખસેડી શકાય તો આપણે બધું લૂટી જઇએ. અને હિન્દીઓ વિચાર કરે કે અંગ્રેજો દૂર થાય તો પોતે લૂટી જાય. બહારની પ્રજાની આ ઈર્ષા ત્યાંના વતનીઓને બતાવાય. અને સામોપક્ષ તેઓનો નાશ કરવાજ અહીં આવીને વસ્યો છે એવી એક આછીભાવના તેઓના મગજમાં ઉતારવા પ્રયત્ન થાય, તો પરિણામ એ આવે કે આ બંને પક્ષની સારી અને નરસી બંને બાજુઓ એ પ્રજા સારી રીતે જાણી લે. તેમાંથી પ્રગતિ સાધવાની તેમને તક મળે, સાથે સાથે બીજી પ્રજાઓના દુર્ગુણ પણ તેઓ જોઈ શકે.

એટલામાં કમળા ચાના પ્યાલા લઈ આવી. મારી સામેજ એક ખુરશી નંખાવી કિશોરી ચા પીવા બેઠી. આફ્રિકાની વાતો સાંભળવાનો તેને રસ છે એમ હું જોઇ શકયો.

'આફ્રિકાના બધાજ પ્રદેશોમાં હિન્દીઓ અને અંગ્રેજો છે?'

'બધા તો નહિજ. અમૂક પ્રદેશો એવા પણ છે કે જ્યાં હજી સુધરેલા જગતના માનવીઓ પગ મૂકવા નથી પામી શકયા. ઘણા પ્રદેશોમાં અંગ્રેજોનો વસવાટ છે; હિન્દીઓ હજી અંગ્રેજ પ્રજા જેટલા સાહસિક નથી બની શકયા એમ હોય, અથવા અંગ્રેજો પેઠે તેમને ઠેર ઠેર રાજ્ય સ્થાપવાની ભૂખ નથી એ કારણ હોય, પણ અંગ્રેજો જેટલા પ્રદેશમાં પહોંચ્યા છે ત્યાંસુધી હિન્દી પ્રજા હજી નથી પહોંચી શકી. હિન્દીઓનો આફ્રિકાનો વસવાટ વેપાર અને નોકરી એ બેજ વસ્તુઓ પર અવલંબે છે; જ્યારે ગોરી પ્રજાનો વસવાટ વેપાર અને નોકરી ઉપરાન્ત, રાજ્યવિસ્તાર અને ધર્મપ્રચાર માટે પણ સંભવી શકે છે. એવા કેટલાયે પ્રદેશો હશે કે જ્યાં પહોંચવું સાધારણ માનવીઓ માટે મુશ્કેલ થઈ પડે; ત્યાં કૅથોલિક યા પ્રૉટેસ્ટંટ ધર્મનો પ્રચાર કરતું એકાદ મિશન અને પાદરી આરામથી પોતાની કાર્ય સાધના કર્યે જતા હશે?'

'આફ્રિકાના વતનીઓ હિન્દુ ધર્મ નથી સ્વીકારતા?'

'હજી એવો પ્રયત્ન જ નથી થયો.'

'હિન્દુ ધર્મના પ્રચાર અર્થે ત્યાં મિશનો નથી?'

'દેશ સાથે તે દેશમાં પ્રવર્તતો ધર્મ પણ ગુલામ બની જાય છે. હિંદુ ધર્મના પ્રચાર માટે કયો હિન્દુ રાજા લાખોનું દાન કરે તેમ છે? કયો કરોડાધિપતિ એવી એક સંસ્થા માટે વાર્ષિક આવકનો અમૂક ભાગ અર્પણ કરે તેમ છે? કિશોરી, આજના જગતની આર્થિક વ્યવસ્થાનું ઘડતર એજ રીતે કરવામાં આવ્યું છે કે, સમાજની એક પણ સંસ્થા, ધર્મનો એક પણ ફાંટો, કે

જગતનો એક પણ વ્યવહાર, તેના વિના ન જ ચલાવી શકે. હિન્દુ ધર્મના પ્રચાર અર્થે મોટાં મોટાં અમૂક સ્થળોએ આર્ય-સમાજની સંસ્થાઓ છે, પણ તે લોકોની પાસે કરગરીને એકઠી કરવામાં આવેલી રકમમાંથી ઊભી કરેલી સંસ્થાઓ છે. તે સંસ્થાઓની આર્થિક વિટંબણાને પહોંચી વળવા તેના સંચાલકો પાસે કંઇ જ સાધન નથી. સિવાય તો ધર્મઘેલાંએ મળીને ઊભાં કરેલ દેવ દેવીઓનાં થોડાં મંદિરો છે. આ મંદિરો પણ આર્થિક સ્થિતિની કફોડી દશામાં જ આગળ વધ્યે જાય છે. સંસ્થાના મકાનને ઊભુ રાખી શકવા, જેની આર્થિક સ્થિતિ અશક્તિમાન હોય, તેઓ બહાર મુસાફરીઓ કરવાનો ખર્ચ કરી, શી રીતે ધર્મ પ્રચાર કરી શકે ? બીજી બાજુ ખ્રિસ્તી-ધર્મના પ્રચાર અર્થે આલિશાન મિશનો ઉભાં કરવામાં આવ્યાં છે. જે પહાડીઓ ઉપર એકલા માણસને ચઢવું મુશ્કેલ પડે એવી પહાડીઓ પર સુંદર બાંધણીવાળાં ચર્ચ બાંધી દીધાં છે. ચર્ચ સાથે એકાદ નિશાળ અને નાનું એવું એક દવાખાનું એ મિશન જ ચલાવે છે. આફ્રિકાના અમુક પ્રદેશમાં તો વાર્ષિક લાખોનું ખર્ચ કરતાં આવાં મિશનો દસ દસ માઇલના અંતરે બાંધી દેવામાં આવ્યાં છે. કિશોરી, નિશાળ અને દવાખાનું એ તેઓનું આકર્ષણ છે. જંગલી પ્રજાને તેઓ મફત ભણાવે છે, અને એ ભણતર સાથે તેઓના હ્રદયમાં પોતાનો ધર્મ ધીમે ધીમે ઉતારે છે. જેઓ શિક્ષણ ન લેતા હોય તેમને દવાખાનાની ઉદારતા અહેશાનમાં ઊતારી, મિશન પ્રત્યે ભાવના ઉત્પન્ન કરે છે. આફ્રિકાના અમૂક ભાગમાં, જ્યાં જ્યાં મિશનો છે ત્યાંના લોકો ખ્રિસ્તી ધર્મ પાળતા થઇ ગયા છે. પણ ખ્રિસ્તી ધર્મના આગમન પહેલાં ઇસ્લામ ધર્મે એ દેશમાં પ્રવેશ કરી દીધો હતો. દુનિયાની કોઈ પણ પ્રજા પહેલાં, આરબ પ્રજાએ આ દેશ સાથે સંબંધ બાંધ્યો હતો, એમ ત્યાંની ભાષામાં ઉમેરાઇ રૂઢ બની ગયેલ કેટલાક અરબી અને

ફારસી ભાષાના શબ્દો પરથી માનવાને કારણ છે અને તેઓએ પણ ઇસ્લામ ધર્મનો પ્રચાર કર્યોજ હતો. હજીયે બાપ-દાદાની પેઢીઓથી ચાલ્યા આવતા ઇસ્લામ ધર્મો આફ્રિકનો અમુક ભાગમાં મોટા પ્રમાણમાં મળે છે. કિશોરી, ધર્મનો ફેલાવો, ધર્મની ભાવના પર વધુ આધાર રાખે છે. હિન્દુધર્મની ભાવના આજે આપણે સંકુચિત બનાવી દીધી છે. બીજા કોઈ ધર્મનો માણસ હિન્દુધર્મમાં પ્રવેશે અને તેને આપણે સહર્ષે વધાવી લઇએ, એટલા ઉદાર હજી આપણે નથી બન્યા. જ્યારે બીજા અનુયાયીઓએ નિદાન ધર્મભાવનાને તો વિશાળ બનાવીજ છે. અન્ય ધર્મમાંથી પોતાના ધર્મમાં દાખલ કરવા તેઓ હંમેશાં પ્રયત્નો કર્યાજ કરે છે.'

'રશ્મિકાન્ત, જગતમાં આટલા બધા ધર્મો કેમ હશે?'

'એમ નથી. ધર્મ એકજ છે. ધર્મ એટલે સત્ય. સત્યના ભાગલા ન પડી શકે. પણ એ સત્યને પચાવવાની શક્તિ બધાજ દેશોમાં એક સાથેજ એક સરખી ન હોઇ શકે. જેને જેટલું પચ્યું તેણે તેટલું પચાવ્યું, અને જેણે જેટલું પચાવ્યું તેનું નામ તેણે ધર્મ આપ્યું. કિશોરી! ધર્મ એકજ છે, દરેક ધર્મનું ધ્યેય એક જ છે. જેને જે રસ્તો સરળ લાગે તે રસ્તે કદમ ભરી ધારેલા ધ્યેયને પહોંચવા સૌ પ્રયત્ન કરે છે. ખરી રીતે તો ધર્મનાં જુદાં જુદાં નામ, એ ધર્મના પેલા એક જ ધ્યેયને મળતા જુદા જુદા રસ્તાઓનાં નામ છે. દરેકને પોતાનો રસ્તો સરળ લાગે અને બીજાને તે રસ્તે દોરવા આગ્રહ રાખે તો તેમાં તેમનો દોષ પણ શું? બીજાના મતને અનુકૂળ થવાની ભાવના જગતની આખીયે માનવ-જાતિએ કેળવી હોત તો કેટલાયે ભયંકર સંહારોમાંથી માનવી બચી ગયો હોત. કિશોરી! તને આવા વિષયોમાં મઝા પડે છે?'

'બહુ જ. મારી સાથે કોઈ આવી જ વાતો કરનાર હોય તો હું ખાવાપીવાનું યે યાદ ન કરૂં.'

કિશોરીને એક વારાંગના તરીકે જ જોવી એ હવે મારે માટે કઠિન થઈ પડ્યું. રમેશચન્દ્રના સંસ્કારો પણ તેના જીવનમાં સંપૂર્ણ-પણે ઊતર્યા હતા. કિશોરી અંજનીના તરફથી મળેલા સંસ્કારો સાથે રમેશચન્દ્રના સંસ્કારોને પણ સારી રીતે પચાવી શકી હતી.

'કિશોરી! તું વારાંગના ન બની હોત અને અભ્યાસ જ કર્યા કર્યો હોત તો તું એક મહાન વ્યક્તિ બની જાત.'

'એ મારાં વખાણ જ છે. મારાં વખાણ કરવાથી તમને ફાયદો નહિ થાય.'

કિશોરીએ ધીમે ધીમે ગાંભિર્યને ઓસરાવવા માંડ્યું. તેના ઓષ્ટમાં પુનઃ સ્મિત ઊભરાયું. તેની કમાન વળેલી ભમરોમાં મસ્તીનો આછો પવન વાવા લાગ્યો.

'વખાણ જ નથી, ખરેખર—'

અને હું વાક્ય પૂરું કરું તે પહેલાં તો અચાનક કંઈક યાદ આવ્યું હોય તેમ તે ઊભી થઈ ગઈ......

'અરે! હજી તો પુરાં કપડાંએ નથી પહેર્યાં!'

એમ બોલતી તે પુનઃ શૃંગારખંડમાં ચાલી ગઈ. હું એકલો પડ્યો. થોડે દૂર ખૂણામાં પડેલા એક સ્ટૂલ પર કંઈક મોટું પુસ્તક પડ્યું હોય એવો મને ભાસ થયો. પારકા મકાનમાં આવી તે મકાનની વસ્તુઓ માટે કુતૂહલ ઉત્પન્ન કરવું, એને અશિષ્ટતાની કિતાબના એક પૃષ્ટ પર સ્થાન છે. છતાં શિષ્ટતાનો દાવો કરનાર માણસો પણ પારકાના મકાનમાં ફરતાં એકાદ પુસ્તક તરફ નજર જાય તો તેને ઉથલાવવામાં અશિષ્ટતા નથી માનતા. હું પણ કુતૂહલ ન રોકી શક્યો. મારી જગ્યાએથી ઊભા થઈ મેં એ પુસ્તક જોવા હાથમાં લીધું અને પછી તો એક નહિ પણ તેની પાછળ મૂકેલા એક બુક-કેસમાં મેં બીજાં એવાં ઘણાં પુસ્તકો જોયાં.

'ધર્મ અને વિજ્ઞાન.'

પુસ્તકનું નામ વાંચતાં જ હું ઠરી ગયો. કોલેજના ઉપલા વર્ગોમાં અભ્યાસ કરનારાઓ જે વિષય દેખીને ભાગે એવા વિષયમાં કિશોરીને કેમ આનંદ આવી શકે ? જીવન પર્યંત વારાંગના જીવન જ જીવવાનો આગ્રહ રાખનાર કિશોરીને આવો શુષ્ક વિષય આકર્ષી શકે એ જ નવાઇ નથી ! બુક–કેસમાં ગોઠવેલ બીજાં પુસ્તકો તરફ મારી નજર ગઈ. ' The History of the world,' ' Theosophy,' ' Philosophy of sex,' ' માનવધર્મ ', ' ગીતાજીનું મહાત્મ્ય', ' **मेघदूत** ', અને એવાં તો ઘણાં પુસ્તકોનાં નામ હું એકી નજરે વાંચી ગયો. આ અજબ કન્યા માટે મને એક અનન્ય ભાવના ઊપજી, કિશોરીને શું આ બધા જ વિષયો ગમતા હશે ? હું લાંબો વિચાર કરૂં તે પહેલાં તો કપડાં પહેરી તે મારી નજીક આવી.

'શેની ચોરી કરવા માંડી છે ?'

' તમારાં પુસ્તકો જોવાની. '

'રહેવા દો હવે ? મશ્કરી શું કરો છો તે ! '

' કિશોરી, આ બધાં જ પુસ્તકો તમે વાંચો છો ? '

'તો શું પ્રદર્શન માટે રાખ્યાં છે? પણ તમે આટલા બધા વિવેકી કેમ બની ગયા ? '

' વિવેકી ! ? '

મારા વર્તનમાં વિવેક બતાવવા જેવું કંઇ બન્યું હોય તેમ ન લાગવાથી મેં સાશ્ચર્ય પ્રશ્ન કર્યો.

' તમે, તમારૂં અને એવા મોટા મોટા માનવીઓને શોભે એવા શબ્દોને બદલે, તને, તારૂં કે એવું જ કંઈ બોલો તો અશિષ્ટ નહિ ગણાય. '

મારા ખ્યાલમાં આ વસ્તુ આવી જ નહોતી કે વિવેક ખાતર બહુવચન વાપરવું પડે છે. મેં જરાયે આનાકાની વિના કિશોરીની એ માંગણી કબૂલ રાખી.

'ગેરેજમાંથી મોટર મંગાવું ?'

અમે ઊભાં જ હતાં ત્યાં કમળાએ આવી કિશોરીને પૂછ્યું.

'મૂરખી ! મહેમાન આવ્યા છે તે પણ જોતી નથી ? એમને એકલા મૂકીને હું બહાર જઈશ ?' ઠપકા ભર્યા અવાજે તેણે કમળાને કહ્યું.

'ક્યાં જવાનું છે ?'

'હોસ્પીટલમાં એક બાઈ બિચારી રોગથી પીડાતી હતી, તેને મૂકી આવ્યાં છીએ એની ખબર લેવા જવું છે.' કમળા બોલી ઊઠી.

'કોણ બાઈ છે ?' મેં કિશોરીને પૂછ્યું.

'યૌવનમાં જગતે જેની ફૂલની પેઠે કાળજી રાખી, જેના જીવનનો રસ ચૂસી લીધો અને વૃદ્ધાવસ્થામાં જેનું કોઇ જ નથી; ભગવાન પણ જેના પ્રત્યે તિરસ્કાર બતાવતો હશે તેવી ફરાસરોડ પર રહેનારી એક બાઇ.'

હું સમજ્યો તે કોઇ વેશ્યા જ હશે. મને પણ તે બાઇને જોવાની ઉત્કંઠા થઈ. મેં જ કહ્યું.

'ચાલો, હું પણ આવું.'

'મારી સાથે આવતાં શરમ નહિ આવે?' કિશોરીએ મને પૂછ્યું.

આખીયે માનવજાતના પ્રતિનિધિ તરીકે શરમાતો હોઉં તેમ મેં નીચું જોયું.

'તમારી ઈચ્છા હોય તો ચાલો.' તેણે કહ્યું

અમે હોસ્પીટલમાં પહોંચ્યાં.

*   *   *   *

પાછા વળતાં કિશોરી મને નલિનના આવાસે મૂકતી ગઈ.

બસ. કિશોરી સાથે મારો આટલો પરિચય.

આટલા જ અલ્પ સહવાસ પછી, કિશોરી મારા તરફ હક્ક બતાવતું એકાદ સ્મિત કરે તો, મને નવાઈ લાગે, એમાં મને મારો વાંક ન લાગ્યો.



# વસમી વિદાય

ડૉકમાંથી ઊપડતા પહેલાં સ્ટીમર ત્રણ વખત ભૂંગળું વગાડે છે. બીજું ભૂંગળું વાગ્યું.

'કિશોરી, ચાલ નીચે ઊતરી જઇએ.'

નલિને કિશોરીને કહ્યું અને કૅબિનમાંથી તે બહાર નીકળી ગયો. કિશોરી મારા તરફ જોઈ રહી હતી. જાણે મારા મુખેથી કંઈક બોલાવવા ઇચ્છતી હોય તેમ તેની આંખો મને કહી રહી હતી.

'હવે કયારે પાછા આવશો ?'

હું કંઈ ન બોલ્યો, એટલે કિશોરીથી બોલ્યા વિના ન રહેવાયું. તેણે મને પ્રશ્ન કર્યો. તેના એ પ્રશ્નમાં શું ભાવના ભરી હતી, એમાં કેટલું દર્દ હતું, વેદનાથી રિબાતા હૃદયની એમાં કઈ જાતની તમન્ના હતી તે કોઈ માનસશાસ્ત્રી જો તે વખતે હાજર હોત તો આબાદ રીતે કહી શકત.

૪

'પાંચ મહિના બાદ.' મેં જવાબ આપ્યો.

'પાંચ મહિના ?'

તે બબડી. આટલો ટૂંકો ગાળો પણ કિશોરીને એકાદ યુગ જેટલો લાંબો લાગતો હોય તેમ મને લાગ્યું. કિશોરીને સમયનું આટલું બધું મહત્વ શા માટે હોવું જોઇએ? સમયનું મહત્વ પણ શું છે? પૃથ્વીને ઉત્પન્ન થયે આજે હજારો વર્ષ વીતી ગયાં, જગતે મહત્વના કોઇ સમયને પકડી રાખ્યો છે?

મૂંગી મૂંગી કિશોરી કૅબિનની બહાર નીકળી. હું પણ તેની પાછળ બહાર નીકળ્યો. બહાર જવાના પેસેજમાંથી ચાલતાં ચાલતાં કિશોરીએ રૂમાલથી આંસુ લૂછ્યાં હોય એવો મને કંઇક ભાસ થયો.

'કિશોરી!'

મારાથી ન રહેવાયું. કંઈક કહેવા મેં તેને ઊભી રાખી.

'કિશોરી, તમારા આ સ્નેહનો બદલો હું વાળી શકીશ ?'

નીચું જોઇને તે ઊભી જ રહી. બોલવા જતાં કદાચ રોઈ પડાશે એ બીકે જ એ જવાબ નહોતી આપતી એમ હું સમજી ગયો.

'તમને મારા પ્રત્યે જ કેમ આ ભાવના ઊપજી?'

'રશ્મિ, સ્નેહની ભાવનાને કારણ હોતાં નથી. કારણોમાંથી ઉદ્‌ભવતો સ્નેહ ભાગ્યે જ શુદ્ધ હોય છે.' કિશોરીએ કહ્યું.

પ્રગટ રીતે તેનાથી રોઈ દેવાયું. હું પણ હૃદય વિનાનો તો નહોતો જ. કિશોરીએ સાંભળ્યું હતું કે રૂના વેપારીઓને બીજાનું હૃદય નથી ઓળખાતું; તેનું આ સાંભળેલું કથન મારે માટે કદાચ જૂઠું પડે તેમ હતું. કિશોરીનાં આંસુ જોઈ મારી આંખમાં પણ પાણી આવ્યું.

વધુ વખત થોભી શકાય તેમ ન હતું; કિશોરીએ ચાલવા માંડ્યું. હું પણ આંસુ લૂછી તેની પાછળ ચાલ્યો. સ્ટીમરમાંથી ઊતરવા તેણે દાદર ઉપર પગ મૂક્યો.

'કિશોરી, જીવનનાં ધ્યેયે પહોંચવામાં અડચણરૂપ થઈ પડું એટલો બધો સ્નેહ મારા પર ઢાલવવામાં માર્ગ ન ભૂલતી.' મ્હેં કહી નાખ્યું.

કિશોરીનું જીવનધ્યેય હું જાણતો હતો. તેના પવિત્ર અને કંચન જેવા નિર્મળ જીવનમાં મારે શા માટે આવવું જોઇએ? કિશોરીએ એક નજર મારા તરફ ફેંકી. જાણે ઉપરનું વાકય ઉચ્ચારવા માટે તે મને સખ્તમાં સખ્ત રીતે ઠપકો આપવા માગતી ન હોય! હું તેના તરફ જોઈ જ રહ્યો.

'કિશોરી, હવે એક જ મિનિટ બાકી છે?'

નીચેથી નલિનનો અવાજ આવ્યો. મારી આંખમાં પરોવેલી આંખ જાણે છૂટી પડવા જ ન ઇચ્છતી હોય તેમ નીચે ઊતરતાં પણ બે-ત્રણ વખત મારી સામે તેણે જોઈ લીધું. સ્ટીમર પરથી ઊતરવામાં જાણે તે છેલ્લી જ હોય તેમ તે ઊતરી કે તરત જ સ્ટીમર પરથી દાદર ખસેડી લેવામાં આવ્યો. સ્ટીમરે ત્રીજું ભૂંગળું વગાડ્યું. બે સ્ટીમલોન્ચોએ સ્ટીમરને ખસેડવા માંડી. સ્ટીમરના ડૅક પર બધા જ ઊતારૂઓ પોતાનાં સ્નેહીઓ તરફ તાકતા ઊભા રહ્યા હતા. આંખોમાંથી આંસુ ખેરવતાં સ્નેહિઓ ધીમેથી ખસતી સ્ટીમર સાથે આગળ વધતાં હતાં.

કોઈ રાક્ષસી જળચર પગ ઊંચો કરે તેવી જ રીતે વીજળીથી ઊંચકાતો પૂલ ધીમેથી ઊચકાયો. સ્ટીમર તેની નીચેથી પસાર થઇ પુનઃ થોભી ગઇ. કિશોરી અને નલિન પણ સ્ટીમર નજીકના ડૉક પર ઊભાં હતાં. સ્ટીમર અને ડૉકના કિનારાને ભાગ્યે દસેક ફૂટનું અંતર હશે. હું સ્ટીમરના ડૅક પરથી જોઈ રહ્યો હતો.

કેટલીયે પ્રિયતમાઓનાં હૃદય લઈને દૂર દૂર જવા તૈયાર થયેલી લોહની બનેલી એ સ્ટીમરને, માનવહૃદયનું મૂલ્ય ક્યાંથી સમજાય? કેટલીયે રસતરસી લલનાઓ, ડૅક પર ઊભેલા તેમના

પ્રિયતમના મૂખારવિંદ તરફ જોઈ આંસુના રેલાથી પોતાના ચુંબન-ભીના કપોલ ભીંજાવી રહી હતી. હૃદયના ટૂકડામાંથી શોણિત-સમાં વહેતાં એ વિરહાશ્રુ જોઈ, ડૅક પર ઊભેલા પ્રિયતમો પણ હાથમાં રૂમાલ રાખી, છાનામાના આંસુ લૂછતા હતા. એ અભિન્ન હૃદયો વચ્ચે વિરહ વેદનાની આગ જલાવવા તૈયાર થયેલી એ સ્ટીમર, વિરહાગ્નિમાં ધકેલાતી એ લલનાઓને જગતની અતિશય નિર્દય વસ્તુ નહિ ભાસતી હોય ? દરેકનાં દિલ વલોવાઈ જતાં હતાં. એકબીજાને આંખે દેખવા છતાં કદી એકાદ પ્રિયતમાને પિયુની સુમધુર ગોદમાં લપાઇ જવાનું દિલ થાય તોયે એ હવે શક્ય નહોતું. દુનિયામાં એવી કેટલીયે વસ્તુઓ હોય છે કે જેને નજરે જોવાથી દાઝવાનું જ હોય, છતાં હૃદય જોવાનો લોભ ન છોડી શકે.

પચાસેક વર્ષની એક વૃદ્ધા નીચે ઊભી હતી. કોઈ ગામડા-માંથી આવી હશે તેમ તેના પહેરવેશ પરથી ઓળખી શકાતું હતું. મૂછનો દોરો પણ હજી પૂરો ફૂટયો નહોતો, તેવો એક ઊગતો જુવાન એ વૃદ્ધાના મુખ તરફ ડૅક પરથી તાકી રહ્યો હતો. તેની નિર્દોષપણે નાચતી કિશોરાવસ્થા, હજી હમણાં જ જરા ગંભીર બની, યુવાનીમાં પગલાં માંડતી હોય તેમ તેનું ખીલતું પુષ્ટ બદન કહી આપતું હતું. જે મુખ પર આ અવસ્થાએ તો કિલકિલાટ કરી તોફાન મચાવતું હાસ્ય દીપે એ મુખ અત્યારે ચિંતાથી શ્યામ અને ગંભીર બની ગયું હતું. તેના નાજુક હૃદયમાં વેદનાનો સાગર તોફાને ચઢયો હતો. નીચે ઊભેલી વૃદ્ધાની આંખમાંથી આંસુની અખંડ ધારા વહે જતી હતી. છોકરો પણ વખતોવખત આંસુ લૂછયા કરતો હતો. વૃદ્ધા એકી નજરે પુત્ર તરફ જોઇ રહી હતી, જાણે તે કહેવા માગતી હોય:

'બેટા, આ પેટ એ એક મહાન પાપી ખાડો છે. એ કદી પૂરાતો નથી. ઘરડી એક ડોશીના ખોળામાંથી તેના એકના એક આંખના પાટાને ખૂંચવી દૂર ફેંકી દેતાં તેને જરાયે દયા આવતી

નથી! દીકરા, જાળવીને જજે, પૈસા નહિ હોય તો સૂકા ટૂકડાથીએ પાપી ખાડાને પૂરીશું; પણ કાયાને સાચવજે. હે ભગવાન! મારા આ એકના એક રતનને હું આજથી તારે ખોળે સોંપું છું.'

બે હાથ જોડી વૃદ્ધાએ આકાશ તરફ જોયું. પેટના ખાડા માટે જ જગતના આ વ્યવસાય ચાલી રહ્યા છે? વૃદ્ધાનું એ કાલુઘેલું તત્વજ્ઞાન ફેંકી દેવા જેવું તો નથી જ. શોખનાં સાધનોને દૂર કરો એટલે વૃદ્ધાનું તત્વજ્ઞાન ગંભીર ભાસશે. જગતમાંથી મોજશોખનાં સાધનોનો નાશ થાય તો દુનિયાની અર્ધ ઉપરાંત અનીતિ દૂર ન થઇ જાય? મોજશોખથી તરબોળ બનેલા આધુનિક જગતમાં પેટનો ખાડો પૂરવા હજારો મનુષ્યોને નર્ક-યાતના ભોગવવી પડે છે.

'મા ? મારી ચિંતા ન કરીશ. તારૂં શરીર સાચવજે.'

છોકરાએ મોટા અવાજે કહ્યું. માણસોના ઘોંઘાટમાં તેના એ શબ્દો વૃદ્ધાએ ભાગ્યે જ સાંભળ્યા હશે. વાળમાં આંગળાં ભેરવી તે બેસી પડી. મોટેથી રોયા સિવાય તેનાથી ન રહેવાયું. માતાનું હૃદય અલૌકિક છે. તેના પર કોઈ નિષ્ણાત કલમ ચલાવે તો એકાદ ચિરંજીવ 'માતૃ પુરાણ' તૈયાર થઇ શકે તેમ છે.

છોકરાના હૃદયમાં જાણે કુહાડાના ઘા પડતા હોય તેમ તેના મુખભાવ સ્પષ્ટ કરી દેતા હતા. તેનો શ્વાસ જોરથી ચાલતો હતો. શોક કે હૃદયનો ઊભરો જ્યારે પ્રગટ-રુદન વાટે બહાર નથી આવતો ત્યારે, શ્વાસની ગતિમાં ફેરફાર થઇ જાય છે. ડૅક પરથી કૂદીને જાણે તે માને ગળે વળગી પડશે એટલો વિહ્વળ બનેલો તે દેખાતો હતો. મારાથી આ દશ્ય વધુ વખત ન જોવાયું. મેં મારા તરફ તાકી રહેલી કિશોરી તરફ લક્ષ્ય દોર્યું.

કોઈ સ્વજનને જાણે છેલ્લી વિદાય આપતી હોય એટલી વેદના તેના મુખ પર છવાઈ ગઈ હતી. નલિન, આજુબાજુના દશ્યનું પૃથક્કરણ કરતો તેની બાજુમાં જ ઊભો હતો. હું દૂર

જાઉં છું એ માટે એના મોં પર શોક કે આનંદ નહોતો. દર વર્ષે હું આમ જતો. મને સ્ટીમર સુધી મૂકવા પણ એ દરેક વખતે આવતો; અને જાણે કાલે તો એને મળવાનો છું એવા ભાવથી, સ્ટીમર ઊપડયા પછી તે પોતાના કામે ચાલ્યો જતો. એને માટે મારી આફ્રિકાની મુસાફરી અગત્યનો પ્રસંગ નહોતો.

સ્ટીમરે એક છેલ્લું ભૂંગળું વગાડયું. એના ઘેરા વિકરાળ અવાજે સર્વનાં હૃદયમાં એક ચીરો પાડી દીધો. નલિન જેવા થોડા જ માણસો હશે કે જેઓ તટસ્થ હતા. બાકીના સર્વની આંખોમાં અશ્રુના પ્રવાહે ઉછાળો માર્યો.

સ્ટીમર આગળ વધી. પાટલૂનના ખીસ્સામાંથી રૂમાલ કાઢી કિશોરી તરફ ફરકાવતાં મેં તેની વિદાય માગી. આંસુઓને મહામહેનતે રોકી કિશોરીએ પણ તેનો રેશમી રૂમાલ મારા તરફ ફરકાવ્યો. પવનની એક લહરી આવી. કિશોરીના હાથમાંથી રૂમાલ છટકી મારા તરફ ઊડયો. જાણે તેના વેદનાથી છલકાઈ જતા હૃદયના અબોલ સંદેશ કહેવા ન આવતો હોય! પણ તે પહેલાં તો પવનની બીજી લહરીએ તેને વાળ્યો, અને પાણી ભેગો કર્યો. જાણે કિશોરીના દિલનો સંદેશ પ્રકૃતિને મારા સુધી ન જ પહોંચવા દેવો હોય!

ડૉક પર જમા થયેલો માનવ–સમુદાય પણ સ્ટીમર સાથે જ ધસડાયો. અત્યાર સુધી જે આપ્તજનો આંસુને રોકી રહ્યા હતા તેઓની આંખો પણ ભીંજાઈ. 'જાળવીને જજો' કે એવા જ ભળતા અવાજોથી વાતાવરણ ગર્જી ઊઠયું.

ધીમે ધીમે સ્ટીમર કિનારાથી દૂર જવા લાગી. મારી આંખમાં આંખ પરોવી કિશોરી સ્ટીમર સાથે જ આવતી હતી. થોડે દૂર સુધી તેણે જોયા કર્યું. તેનાથી હવે આગળ જોવાય તેમ ન રહ્યું. સ્ટીમરના ડૅક પરથી કેટલાયે રૂમાલ ફરકવા માંડયા. મેં પણ એ સર્વનું અનુકરણ કર્યું હતું. નલિનના ખીસ્સાનો રૂમાલ ખેંચી લઈ કિશોરીએ પણ પુનઃ રૂમાલથી વિદાય ચિહ્ન

આપવા માંડયું હતું. પવનની એક બીજી લહરી આવી. મારા હાથમાંથી રૂમાલ છૂટયો. પાછળથી પવનનો એક બીજો સખ્ત સપાટો આવ્યો. રૂમાલ પાણીમાં ન પડતાં કિનારા પર પહોંચી ગયો. એક નાનકડી બાલિકા પેઠે કિશોરી દોડી. મારો રૂમાલ તેણે ઊચકી લીધો. બે હાથથી તેને મોં પર દાબી તેણે શું કર્યું? એ મને બરાબર ન જણાયું.

આછો પાતળો ઓળો દેખાય ત્યાં સુધી સ્ટીમર પરનાં અને જમીન પરનાં માણસોએ એક બીજાને જોયા જ કર્યાં. સ્ટીમર વધારે દૂર નીકળી ગઈ. બંદર પરના ઓળા દેખાતા ધીમે ધીમે બંધ થયા. મુંબઇના આલીશાન મકાનોની શોભા જોવામાં ડૅક પરનો માનવ સમૂહ દોરાયો.

માતૃભૂમિનો કિનારો છોડતાં હૃદયમાં કેવી લાગણીઓનાં પૂર ચઢે છે, એ તો અનુભવે જ સમજાય તેવી બાબત છે. હું તો દર વર્ષ આવનારો–જનારો હોવાથી મારામાંથી એ લાગણીની તીવ્રતા ઓછી થઇ ગઈ હતી. પરંતુ નવેનવા દેશ છોડનારાઓનાં હૃદયમાં માતૃભૂમિ માટે અલૌકિક ભાવના ઉત્પન્ન થતી. જેના ચરણોમાં આ માનવ–દેહ ઘડાયો, તે પૂણ્યભૂમિનો ત્યાગ કરતી વખતે જ આ સમજાય છે. હાથમાં આવેલી અમુક વસ્તુઓની સઘળી કિંમત તે આપણાથી દૂર સરવા લાગે ત્યારે જ સમજાય છે.

સ્ટીમર દૂર ને દૂર જવા લાગી. એકાદ કલાક સુધી મુંબઇનાં આલીશાન મકાનોએ ડોક ઊંચી કરી. હું ડૅક પરથી મારી કૅબિનમાં ચાલ્યો ગયો. મોમ્બાસાને કિનારે પહોંચતાં સુધીના દશ દિવસ કેમ પસાર કરવા એ પ્રશ્ન મને મારી દરેક મુસાફરીમાં મૂંઝવતો જ રહેતો. દિવસો ખૂટાડવા માટે પાંચ–સાત પુસ્તકો હું જતાં મુંબઈથી અને આવતાં મોમ્બાસાથી ખરીદી લેતો. પણ કિશોરીના નવા મિલનમાં આ વખતે હું એ વિસરી

જ ગયો હતો. આફ્રિકાના રૂ બજારના વેપારીઓની કિંમત હિંદમાં ભલે હિસાબમાં ન હોય, પણ સ્ટીમરમાં બેઠા પછી તેઓ 'શેઠિયા' થઈ જાય છે.

હું પણ આફ્રિકાનો રૂનો વેપારી જ હતો. 'શેઠિયા' બનવાના લોભમાંથી છૂટી શકું એટલી હદ સુધી હું નહોતો પહોંચી શક્યો. એટલે ડૅક ક્લાસમાં કે સેકન્ડમાં પણ ઓળખીતા નીકળે તો તેમની સામે 'શેઠિયા' તરીકે જ અતડા રહેવામાં હું મારૂં મહત્વ સમજતો. પોતાની જાતને વધુ પડતું મહત્વ આપી, 'મોટા' ગણાવવા પ્રયત્ન કરતા ઘણા માનવીને, બેહૂદી જીંદગી ગાળવી પડે છે. સાચી રીતે મહાન ગણી શકાય તેઓનામાં હલકા કે ઉચ્ચ, નાના કે મોટા એવા કોઈ જાતના ભેદ હોઇ શકે જ નહિ.

મારી કૅબિન ત્રણ બર્થની હતી. કિશોરી અને નલિનના સહવાસમાં મારા સિવાય બાકીની બે બર્થમાં કોણ બેસનાર છે તે જાણવાની પણ મેં દરકાર નહોતી કરી. પરંતુ હવે દરકાર કર્યા વિના ચાલે તેમ નહોતું, હું કૅબિનમાં પહોંચ્યો.

કૅબિનની એક બર્થ ખાલીજ હતી. બીજી બર્થનો માલિક એક યુવાન સૂતો સૂતો પત્રોની કોઇ ફાઇલ વાંચતો હતો. ત્રીજી બર્થ મારી હતી. કૅબિનમાં જઈ મેં કોટ કાઢી ખીંટીએ ભેરવ્યો. વીજળીના પંખાનું બટન દાબી સ્ટૂલ પર બેઠો. યુવાને મારા તરફ ખાસ ધ્યાન ન આપ્યું. તેની આ બેઅદબી માટે હું તેના તરફ તાકીજ રહ્યો હતો. તેના હાથમાંની ફાઇલના પત્રો પર મારી નજર પડી. સ્કૂલમાં વપરાય છે તેવી લીટીવાળી નોટબુકમાંથી ફાડીને કોઇએ એ પત્રો લખ્યા હતા. પરદેશના સોદા બેડયા હોય અને તે માટે ચાલતા પત્રવ્યવહારને વાંચવા માણસ જેટલો એકધ્યાન થાય તેટલોજ, તે યુવાન તે પત્રો વાંચવામાં તલ્લિન થઈ

ગયો હતો. મારી જીજ્ઞાસાવૃત્તિએ મને ચોરી કરવા પ્રેર્યો. તેમાં શું લખેલ છે એ વાંચવા હું ચુપકીદીથી સહેજ વાંકો વળ્યો.

..............................'લિ. તમારી 'શારદા'

એટલા જ શબ્દો મને ઉકલ્યા. પિયરમાં રહેતી પ્રિયતમાએ પાઠવેલા પત્રોનું, એ મહાભારત હશે એમ કલ્પતાં મને વાર ન લાગી. યુવાનના મુખ પર નાચી રહેલા ભાવદર્શનથી મારી એ કલ્પનાને વધુ બળ મળ્યું. યુવાનને વાતમાં પરોવવા પ્રયત્ન કરી તેની કલ્પના સૃષ્ટિને વિંખી નાંખવાનું મને ઠીક ન લાગ્યું. ખીંટીએથી કોટ ઉપાડી ખભે ભેરવી હું 'સ્મોકીંગ—રૂમ' તરફ ચાલ્યો ગયો.

પિયાનો વગાડતાં મને આવડતો નહોતો પણ તે સાંભળવો મને બહુજ ગમતો. એક મહારાષ્ટ્રી-યુગલ પિયાના સાથે આનંદ માણી રહ્યું હતું. સિગરેટ સળગાવી હું એક ખુરશી પર બેસી પિયાનો સાંભળવા લાગ્યો. એ મહારાષ્ટ્રી યુવતી તેની ભાષામાં મધુર કંઠે ધીમેથી ગાતી પણ હતી, અને તેની નજીક ઊભેલા તેના હૃદયદેવતાંના મુખેથી પ્રશંશાના બે શબ્દો ખેરવવા, ઘડી ઘડી તેના તરફ પણ જોતી હતી. એ શું ગાતી હતી તે મને ન સમજાયું. પરંતુ પિયાનાના 'ટયુનીંગ'ની મધુરતાએ મને કિશોરીનું સ્મરણ કરાવ્યું. ગૃહસ્થાઈ ભરેલો તેનો પોષાક, મધુર અને વિનયી વાણી, કોમળ આચરણ, અને શુદ્ધ ભાવનાને પોષી શકે તેવો તેનો નાનકડો અને સ્વચ્છ ખંડ મારી સામે ખડો થયો. અચાનક પેલું યુગલ ખડખડાટ હસી પડયું. મારા કોઈ આચરણે તો તેઓને હસવાનું કારણ નથી આપ્યું ? એ તપાસતાં મેં તેઓના તરફ જોયું. મને એમના તરફ જોતો જોઇ તેઓ ચૂપ થઈ ગયાં. મારૂં અસ્તિત્વ તેમના આનંદમાં વિક્ષેપરૂપજ છે એમ માની 'સ્મોકીંગ-રૂમ'માંથી ઊઠી મેં ડેક પર જઈ આમ તેમ આંટા મારવા માંડયા.

પેલો છોકરો ડેકના એક ખુલ્લા ફારકા પર બેઠો હતો. બાજુમાંજ તેનો બિસ્રો અને પતરાંની એક પેટી પડયાં હતાં.

મને કલ્પતાં વાર ન લાગી કે ડૅક ક્લાસની જગ્યાની હાડમારી-ઓમાંથી તે પાર નહોતો ઊતરી શક્યો. મેં તેને બોલાવ્યો. ડૅક-ક્લાસના પેસન્જરથી સેકન્ડ ક્લાસમાં જઈ પણ ન શકાય એમ કોઈએ તેને કહ્યું હોવાથી, ઉપર આવતાં તે અચકાતો હતો.

'ઉપર આવ, ગભરાય છે કેમ?'

મારાં ઉપર વિશ્વાસ આવ્યો હોય તેમ, દાદર ચઢી તે ઉપર આવ્યો.

'બેસ.'

એક ખુરશી બતાવતાં મેં કહ્યું. અને હું બીજી એક ખુરશીમાં ગોઠવાયો. બ્હીતો હોય તેમ તે ખુરશીમાં બેઠો.

'તને જગ્યા નથી મળી?' મેં પૂછ્યું.

'ના.' તેણે જવાબ આપ્યો.

બ્રિટિશ ઈન્ડિયા સ્ટીમ નેવિગેશન કંપનીની મુંબઈથી ડર્બન વચ્ચે દોડતી સ્ટીમરોના ડૅક ક્લાસની હાડમારીઓ માટે, ઘણીયે વખત તે કંપનીના માલિકોનું અને સત્તાવાળાઓનું, ધ્યાન ખેંચી અરજો કરવામાં આવી છે એમ સાંભળ્યું છે, પણ સ્ટીમરની એ અગવડો તરફ હજીયે તેઓની આંખ ફરકી હોય તેમ જણાતું નથી. ચાર બાજુથી લોખંડની સળીઓથી લટકાવેલ થોડાં–ઝૂલા ન કહી શકાય તેવાં–પાટીઆં એકજ માળ પર જડવામાં આવ્યાં હોય છે; જેની પર ભાગ્યેજ સો માણસો પણ સારી રીતે પોતાની સગવડ સાચવી શકે. બાકીના મુસાફરોને વચ્ચેના ફાળકા ઉપર, ઉપરના ખુલ્લા ડૅકમાં અથવા પેલા ઝૂલા (!)ની નીચેથી જતી ગટરની નજીક બિસ્ત્રા બિછાવી દસ દિવસ પસાર કરવા પડે છે.

'કોઈ ફારકા પર પણ જગ્યા નથી?' મેં તેને પૂછ્યું.

'ના. રસ્તામાં જગ્યા હતી, મેં પથારી કરી કે તરતજ એક ખારવાએ તે ઊઠાવીને ફેંકી દીધી.' દયામણા અવાજે તેણે કહ્યું.

'તો હવે તું શું કરશે?'

'અહીં ઉપરજ પડી રહીશ.' બારવાના રસોડા નજીકની એક ખુલ્લી જગ્યા બતાવતાં તે બોલ્યો.

'વરસાદ આવશે તો?'

તેણે જવાબ ન આપ્યો. વરસાદ આવે તો પોતે ક્યાં જાય? પોતાની પેટી અને બિસ્રો પણ તે કયાં મૂકી આવે? તેની પાસે આનો જવાબ નહોતો.

'તું જાય છે કયાં?' ચિંતામાં ડૂબી ગયેલા તેના દિલને મેં બીજી તરફ દોરવા પ્રયત્ન કર્યો.

'નૈરોબી.'

'તારું કોણ છે ત્યાં?'

'ફઇનો દિકરો છે. પોષ્ટમાં નોકરી કરે છે. તમે એને ઓળખો છો?' હું ઓળખતો હોઊં અને તેને છેવટ સુધીનો સથવારો મળી જાય એ આશાએ તેણે મને પૂછયું.

'ના, હું નથી ઓળખતો. હું નૈરોબીમાં નથી રહેતો. હાં, પણ ત્યાં જઇને તું શું કરશે?'

'મારો ભાઇ કયાંક નોકરી અપાવશે.'

તેણે ખુશ થતાં જવાબ આપ્યો. તેના મુખ પર એક આનંદની વાદળી ફરકી ગઇ. જાણે તેના ભાઇએ તેને નોકરી અપાવી દીધી હોય અને તે કોટ, પાટલૂનમાં સજ્જ થઇ રુઆબથી ફરતો હોય તેવી છટાથી તેણે આમતેમ નજર કરી. તેના દિલમાં ઉછળતી એ ભાવના હું સમજી ગયો. અને આફ્રિકામાં એના જેવા હજારો નોકરી વિનાના બેકારો તથા ઘોર જંગલોમાં નાનકડી દુકાનો કરી જિંદગી વિતાવતા હિંદીઓ મને યાદ આવ્યા. તેઓ આફ્રિકા

જવા નીકળ્યા હશે ત્યારે આ છોકરા કરતાંયે તેઓના દિલમાં મોટા આશાઓના કિલ્લા નહિ હોય ?

‘ તારૂં નામ શું ? ’

‘ ચીમન.’

‘ પછી તો તું ‘ચીમન–સાહેબ’ થઈ જઇશ, નહિ ?’ મશ્કરીની જરાયે છાંટ વિનાનો મારો આ પ્રશ્ન સાંભળી તેના હૃદયમાં ગલગલિયાં થતાં હોય તેમ એક સ્મિત કરી તેણે નીચું જોયું.

‘ ચીમન, તું પરણેલો છે ? ’

‘ હા, ગઈ સાલ જ.’

અને તેણે મારી સામે એક નજર કરી આંખ ખસેડી લીધી. અગાઉ ઊંડાણ ધરાવતાં, દરિયાનાં નીલરંગી નીર તરફ તે જોઈ રહ્યો. ફીણથી આચ્છાદિત થયેલું એક મોજું દૂરથી સ્ટીમર તરફ ધસી આવતું હતું. ચીમનના જીવનની આશાઓ, ધસી આવતા એ મોજાની ટોચ પર મૂર્તિમંત થતી હોય તેમ પ્રસન્ન વદને તે તેના તરફ જોઇ રહ્યો. આશાઓનો મહેલ અંતરિક્ષમાં પણ મૂર્તિમંત બનતો જોવામાંયે કેટલી પ્રસન્નતા છે ?

તેની નાનકડી વહુ અથવા તો તેના લગ્ન જીવન વિષે પૂછી તેને શરમાવવાનું મને યોગ્ય ન લાગ્યું, પણ આટલી નાની વયમાંયે આ બાળક, લગ્નના હાઉથી નથી બચી શક્યો તેનો ખેદ તો થયો જ. હજી તો તે યુવાનીના પ્રથમ સોપાન પર પગ ટેકવી ભાવિ જીવનની કલ્પનાઓને આવકારી રહ્યો હતો. ત્યાં તો તેના આ ઊગતા જીવન પર લગ્નનો પત્થર મૂકી પેલી વૃદ્ધાએ અન્યાય નહોતો કર્યો ? હિન્દનાં માનવીઓ શારીરિક, ધાર્મિક અને માનસિક બાબતોમાં વેંતિયાં કેમ થતાં જાય છે એ પ્રશ્ન પર વિચાર કરનારને હિંદનાં બાળલગ્નો માટે પણ વિચાર કરવા જેવો છે.

હું વ્યક્તિગત રીતે લગ્નની વિરૂદ્ધ છું. શાથી ? એનો જવાબ હજી મેં કોઇને આપ્યો નથી. મારી પાસે એનો કોઇ જવાબ છે કે નહિ તેની પણ મને ખાત્રી નથી. પણ એટલું તો હું કહી જ શકું છું કે લગ્નનું મહત્ત્વ જાણ્યા સિવાય કોઇએ પણ લગ્ન ન કરવું જોઇએ.

'ચાલ, હું તને જગ્યા કરી આપું.'

થોડી વાર પછી મેં કહ્યું. તેણે અહેશાનભરી આંખે મારા તરફ જોયું. દાદર ઊતરી અમે બંને નીચે આવ્યા. ચીમન મારી પાછળ ચાલતો હતો.

નીચેના માળમાં આવી મેં જગ્યા માટે આમ તેમ નજર કરી. જગ્યાની મુશિબત હાથે કરીને જ વહોરાઈ હતી એમ ગમે તે માણસ પહેલી નજરે કહી શકે તેમ હતું. કારણ કે સૂઇ શકાય તેવી જગ્યાઓમાં પણ કેટલાક માણસોએ પોતાની મોટી મોટી ટ્રંકો મૂકી જગ્યા રોકી રાખી હતી.

હિન્દુ વીશીની બહારના એક ખૂણામાં જગ્યા કરતાં કોઇને અડચણ ઊભી થાય તેમ નહોતું. એક જાડા માણસ, પેટ મોટું, ટૂંકી ગરદન અને નાનું માથું, સાધારણ ગોળ કહી શકાય તેવા, સહકુટુંબ મિત્રમંડળ પરિવાર સહિત પોતાની ટ્રંકોની લાઇન કરી ત્યાં પડયા હતા. તેમની નજીક જઇ એક જગ્યા કરી આપવા મેં તેમને વિનંતિ કરી.

'તમોને જગ્યા નથી મળી ?' તેણે મને પૂછયું.

'નહિ જી, આ છોકરાને માટે જગ્યા જોઇએ છે. એકલો છે. એક નાની પેટી સિવાય બીજો કોઈ સામાન પણ નથી.'

'અહીં જગ્યા થઈ શકે તેમ નથી. જોતા નથી બૈરાં–છોકરાં છે ?' તેણે રુઆબથી મને સૂણાવી દીધું.

'બૈરાં–છોકરાં જોવાની મારે જરૂર નથી. આ ટ્રંકો એક બાજુ ઉપરા ઉપરી મૂકો તો બીજા ત્રણ માણસની જગ્યા થઈ શકે તેમ છે.' મારૂં અપમાન થતું જોઈ હું જરા કડકાઈથી બોલ્યો.

'તો તમારી સાથેજ જગ્યા કરી આપોને.'

'હું સેકન્ડમાં ન હોત તો તમને કહેવા ન આવત.'

'તો ત્યાં લઇ જાવ. અહીંયાં જગ્યા નહિ બને.'

'બનાવવી પડશે.'

'એટલે તમારો વિચાર એમ છે કે બળજબરીએ જગ્યા કરાવવી છે? હું કહું છું કે જગ્યા નહિ તે નહિજ બને!'

અમને ઉતાવળા બોલતા સાંભળી બાજુના ઊતારૂઓ શું જામી છે એ જોવાના કુતૂહલે ત્યાં આવ્યા.

'ગરમ કોટ–પાટલૂન ચઢાવ્યું એટલે એમનાથી બ્હી જશે? રસ્તો આપો રસ્તો?' પેલા લંબગોળે મને પરખાવી દીધું.

'મિસ્ટર, સંભાળીને વાત કરો.'

'નહિ તો તમે શું કરશો?'

'જગ્યા તો લેવાનોજ છું.'

મેં મારો દૃઢ નિશ્ચય જણાવી દીધો. ચીમન આ તકરારથી કંઈક બ્હીતો હોય તેમ મને લાગ્યું. શબ્દોની મારામારી કર્યા વિના મારી જાતેજ મેં પેલા લંબગોળની બે ટ્રંકો ઊઠાવી તેનીજ બીજી ટ્રંકો પર ચઢાવી દીધી.

'જા, બિસ્રો પેટી લઇ આવ.' મ્હેં ચીમનને કહ્યું.

તે દોડતો ગયો. ચિમન એકલાએજ જો આ પ્રમાણે વર્તન ચલાવ્યું હોત તો કદાચ તેના ગાલ પર બે-ચાર તમાચા પડી ગયા હોત. પરંતુ મારા શરીર સામે જોઇ પેલા ગૃહસ્થે એવી

ભૂલ કરવાની મૂર્ખાઈ ન કરી. બળીયાના બે ભાગ પાડતા જગતમાં, બધાંયે સબળપક્ષ તરફજ બોલેઃ ટોળામાંથી એક જણે કહ્યું:

'અરે, કોઇ મિયાં–બિયાં ગરી જાય તેના કરતાં એ છોકરોજ શું ખોટો!' બીજા કોઈ માણસનો પ્રસંગ હોત તો જરૂર આ સાંભળી હું હસી પડયો હોત.

ચીમન બિસ્તો પેટી લઇ આવ્યો, મારા બતાવ્યા પ્રમાણે તેણે પથારી બિછાવી દીધી. પેલા ગૃહસ્થ આ જોઈજ રહ્યા. એમનાં શ્રીમતિએ પણ મને મનમાં ગાળો ભાંડીજ હશે. થોડીવારે હું ચીમનને ત્યાં મૂકી ઉપર ચાલ્યો ગયો. તે પછી હું દરરોજ બે વખત તો તેની ખબર નીચે જઇને લઇ આવતો. વખતોવખત તેને હું મારી કૅબિનમાં લાવી કિશોરીના ડબ્બામાંનું ખાવાનું પણ આપતો હતો.

ચીમનને જગ્યા કરી આપી હું ઉપર આવ્યો. જમવાનો વખત થઇ ગયો હોવાથી હું સીધો મારી કૅબિનમાંજ ગયો. હજી મારા કૅબિન ભાગીદાર પેલી ફાઇલના તત્વજ્ઞાનમાંથી છૂટા થઇ શકયા નહોતા. મને જોઈ તેઓએ ફાઇલમાંથી ડોક ઊંચી કરી.

'તમારૂં જમવાનું કૅબિનમાં લાવવાનું છે?' તેમણે મને પૂછ્યું.

'નહિ જી, કેમ?'

'મા'રાજ પૂછવા આવ્યો હતો.?

'હું 'ડાઇનીંગ–રૂમ'માંજ જમી લઇશ.'

એમ કહી સ્ટુઅર્ટને બોલાવવા મેં બટન દાબ્યું. થોડીજ વારમાં સ્ટુઅર્ટ દોડતો આવ્યો. છેલ્લા દિવસે મળવાની બક્ષિસની આશાએ તેણે અત્યારથીજ દોડધામ શરૂ કરી દીધી. મે મારૂં ખાવાનું, ડાઇનીંગ–રૂમમાં લઇ આવવા કહ્યું. તે દોડયો.

'તમે જમ્યા?'

શિષ્ટતા માટે મેં મારા સાથીદારને પૂછ્યું. ડોકું હલાવીનેજ તેમણે મને હકારમાં ઉત્તર આપ્યો. વધુ ન પૂછતાં હું ત્યાંથી

ચાલ્યો ગયો. જમવાનું આવે ત્યાં સુધી ડૅક પર ફરવાના ઇરાદાથી હું તે તરફ ગયો. દિલ–ગોઠતી સોબત હોય અને દરિયાની આબોહવાથી કે સ્ટીમરનાં ઝૂલણાંથી ઉલટીઓ ન થતી હોય તો આ દસ દિવસની મુસાફરીમાં દસ રતલ વજન વધી શકે એમ મેં સાંભળ્યું હતું. પણ મારામાં મેં વજનની વધ કે ઘટ કદી જોઇ નહોતી. જો કે ઉલટીઓ અને ચક્કર મને કદી અસર ન કરતાં પણ પેલી 'શેઠાઇ'ને અંગે સોબતની અછત મારી દરેક મુસાફરીમાં મારે ભોગવવી પડતી.

આમતેમ આંટા મારતો આકાશ તરફ હું જોઇ રહ્યો. ચારે બાજુથી સાગરના નીરમાં સમાઈ જતી વાદળની કોર, ટમ–ટમતા તારલિયા અને રાજહંસની છટાથી વિહરતો ચાંદલો નિરખતાં, મને કિશોરીનું સ્મરણ થયું. એ આકાશ જેવું જ તેનું જીવન નિર્મળ નહોતું? એ તારલિયાના તનમનાટ જેટલી જ ચપળતા તેના દેહમાં નહોતી? અને એના એ કોમળ દેહલાલિત્યમાં છટા નહોતી એમ તો કોઈ જ નહિ કહી શકે. બીજીજ પળે સાગરનાં નિર્મળ અને ગંભીર નીર સમો નલિન સાંભર્યો. એક વારાંગનાના જીવન સાથે આટલો નિકટ પરિચય રાખતો નલિન, સાચવી રાખેલા તેના ધીરગાંભીર્ય માટે અચંબો પમાડવા પૂરતો હતો. પેલા ચીમન અને નલિનને સરખાવવા જતાં કેટલું બેહૂદુ લાગે?



# નલિનનો પત્ર

મને કમ્પાલા આવ્યે એક માસ થઈ ગયો હતો.

કિશોરીની મૂર્તિ મારા મને હજીયે જેવી ને તેવી જ સાચવી રાખી છે. વ્યાપારી જગતમાંથી છૂટો થઈ, જ્યારે હું મારે રહેઠાણે આવતો ત્યારે મુંબઈનું સ્મરણ થયા વિના ન રહેતું. વેપાર અંગે આમ તો દિવસમાં કેટલાય વખત મુંબઈ જીભ પરથી પસાર થતું, પણ તેમાં કિશોરીના સ્મરણની મીઠાશને બદલે નફા અને ખોટનાં એ નગદ ભૂત જ આંખ સામે ખડાં થતાં. ઘેર પહોંચતા કિશોરીની નિર્મળ પ્રતિમા મારી આંખ સામે ખડી થઇ જતી. કોઈ અપાર્થિવ તત્ત્વોમાંથી સરજાએલી એ પ્રતિમા મારા હૃદયમાંથી વ્યાપારી જગતની કડવાશને દૂર હઠાવી દેતી. મારા હૃદયમાં એક અલૌકિક ભાવના ઉત્પન્ન થતી.

કલબો અને બીજી સંસ્થાઓ સાથેનો સંબંધ મારે માટે નિર્જીવ બનવા માંડયો. કિશોરીની પવિત્ર ભાવનાએ એ સંસ્થાઓ પાછળ રમાતા છળ–કપટોમાંથી મને દૂર ખેંચવાનો પ્રયત્ન આરંભ્યો. ધંધા અર્થે જ બનાવેલ સાથીદારો કે મિત્રો તરફથી મન પાછું હઠવા લાગ્યું. એમની સાથેનું કૃત્રિમ અને સ્વાર્થી જીવન ધીમે ધીમે મારે માટે અસહ્ય બનવા માંડયું.

ઇચ્છા થાય તો હવે હું એકલો જ કાર લઇ ઊપડી જતો. કલબ અને મિત્રોથી બચવા કામનું બહાનું કાઢી જંગલની અપૂર્વ શાંતિમાં હું ચાલ્યો જતો.

હું આમ અચાનક જ કેમ બદલાઈ ગયો છું તે સંબંધી શહેરમાં મારે માટે અનેક તર્કો થવા લાગ્યા. મારી વ્યાપારી સ્થિતિ ન જાણનારા, કોઈ મોટી ખોટની કલ્પના કરવા લાગ્યા; તેમ નથી એમ જાણનારાઓ, પૈસા વધવાથી અભિમાનમાં ઉમેરો થઇ ગયો છે એમ માનવા લાગ્યા. સાચી રીતે એ બેમાંથી મને કોઈ અસર કરી શકે તેમ નહોતું. મારા જીવનને પલટાની ભૂખજ લાગી હતી. પૈસા કમાવા ખાતર જ જીવનની બધી પ્રવૃત્તિઓને કામે લગાડવામાં મને હવે અયોગ્ય લાગતું હતું. જીવવા ખાત્તર કમાવાનું છે, કમાવા ખાતર જીવવાનું નથી. હું એ વસ્તુને માનતો થઈ ગયો. પણ એ જીવવાનું યે શા માટે છે? દરેક વિષયવાર એ પ્રશ્નનો ઉત્તર જુદો મળે. મારે માટે તેના જવાબનો કોઈ વિષય નહોતો. માત્ર એટલું જ મેં નક્કી કર્યું કે, કમાવા માટે જીવવા કરતાં જીવવા માટે કમાવું એજ ધ્યેયથી હવે જીવનમાં પરિવર્તન કરવું.

એકજ ચીલે નિર્વિઘ્ને પસાર થતું જીવન હંમેશ માટે નથી ગમતું. એકસરખી રીતે વહી જતા જીવનમાંથી રસ નથી ઝરતો. સમયને રાત્રિ દિવસની અગત્ય છે એટલી જ જીવનમાં

ખાડા ટેકરાની જરૂર છે. દરેકને આ વસ્તુ સ્વીકાર્ય હોય એમ ન પણ બને. કેટલાકને મહાપ્રયત્ને પણ ખાડા ટેકરા નથી જણાતા. મારું જીવન આવું જ હતું. એકધારું યંત્રવત હું જીવતો. જાન્યુઆરીથી મે સુધી હું આવતો. કપાસની ફસલ ખતમ થતાં બાકીના સાત માસ ખૂટાડવા હિન્દ જતો, અને વલખાં મારી દિવસો વિતાવતો. અનાયાસે મારા જીવનના ચક્ર, રાહ બદલતાં જોઈ, મને આનંદ થયો. સહર્ષ મેં એ રાહને સ્વીકારી લીધો.

કૉલેજ પછીનાં વર્ષો બાદ કરીએ તો, મારું જીવન પૈસામયજ બની ગયું હતું. જગતના અન્ય વ્યવહારો તરફ મારું દુર્લક્ષ કાયમનું હતું. પૈસામય બની જનાર સર્વની એ દશા હોય છે. ખાધાપીધા વિના ચલાવી લેવાતું હોય તો, પૈસા કમાવાના વ્યવસાયોમાં તે તરફ લક્ષ્ય આપનારા બહુ થોડા જ નીકળત. કુદરતી હાજતોને ઠોકરે મારનાર, જીવનના એકાદ તત્ત્વ માટે વિચાર કરવાની ફુરસદ કયાંથી મેળવી શકે?

હું મારી ઑફિસમાં નિયમિત જતો. લિવરપુલ, ન્યુયોર્ક, મુંબઈ અને ભરૂચનાં રૂ બજારની વધઘટના સમાચાર મેળવવા તે વખતે મારું મન અધીરું બની જતું. ગાંસડીઓની 'લીધી-દીધી'માં હું આખો વખત રચ્યોપચ્યો જ રહેતો. રૂની ગાંસડીઓનાં ગોડાઉન મારી આંખ સામેથી ખસતાં જ નહિ. પૈસાના ખણખણાટ સિવાય મને અન્ય કોઈ અવાજ જ ન સંભળાતો. હું કમાવા માટે જીવતો હતો.

હું શા માટે કમાતો એ પ્રશ્નનો જવાબ મારી પાસે નહોતો. પાછલા પરિવાર માટે કમાઈ જવાની મને તમન્ના નહોતી. મારે પરિવાર હતો જ નહિ. થશે એવો કોઈ સંભવ પણ નહોતો. એક વૃદ્ધ મા સિવાય મારા પર જીવનાર કોઈ નહોતું. અને તેઓ મારા પહેલાં જ આ જગતની માયા છોડી ચાલ્યાં જવાનાં છે એની મને ખાત્રી હતી.

કિશોરીના જીવને મને વિચાર કરતો કરી દીધો. તેને કમાવાની જરૂર નહોતી. રમેશચન્દ્ર અને અંજની તેને માટે જિંદગીભર ચાલે એટલી મિલકત મૂકી ગયાં હતાં. તેને શા માટે કમાવું જોઇએ ? જગતે પ્રત્યક્ષ રીતે તિરસ્કારેલ વારાંગના જીવન તેને શા માટે જીવવું જોઇએ ? એ પ્રશ્નોના જવાબોએ જ મને ચમકાવ્યો. કિશોરીના વ્યવસાયો તેના જીવનના ધ્યેયને સફળ કરવા માટે હતા. તેના જીવનને ધ્યેય હતું. કમાવા માટે તે જીવનના ઢસરડા નહોતી તાણતીઃ મારા જીવનને ધ્યેય છે ? જીવન–ધ્યેય નક્કી કરી જગતમાં કેટલાં મનુષ્યો જીવે છે ? ધ્યેય વિનાનું જીવન સદા અસંતોષી જ રહે. એક વ્યવસાયમાં રોકાએલો માણસ તે પૂર્ણ થતાં બીજે વલખાં મારે, એ પૂર્ણ થતાં ત્રીજી જગ્યાએ બાથોડિયાં મારે. અને આમ તો મરણની છેલ્લી પળ સુધી તેનું વ્યવસાય–ક્ષેત્ર ખૂટે જ નહિ. અંતઘડીના છેલ્લા ડૂસકા સુધી તે અસંતોષી જ રહે. ધ્યેય વિનાનું જીવન જીવનાર અંત સુધી અસંતોષી જ રહે એ સિદ્ધાન્ત કિશોરીના જીવને મને શીખવ્યો.

આફ્રિકાની તદ્દન જંગલી પ્રજાએ મને બીજો સિદ્ધાન્ત બતાવ્યો. આફ્રિકાનાં જંગલોમાં વસતી પ્રજાને આધુનિક જગત સાથે બહુ જ થોડો સંબંધ છે. કપડાં કે સુધરેલા ખોરાક તરીકે ચાવલ ખરીદવા કરતાં સુધરેલા જગત સાથે તેઓ વધારે નથી ભળ્યાં. સફેદ ચામડીનો માનવી હજી જે જંગલોમાં નથી પહોંચી શક્યો, એ જંગલોના માનવીઓને એટલો સંબંધ પણ માન્ય નથી. કુદરતના આકાશ આચ્છાદન સિવાય એમને કોઈ જાતના કપડાની જરૂર નથી પડતી. મટોકી અને મોગો * સિવાય તેઓના ખોરાકમાં

* મટોકી એ કેળાંની એક જાત છે. જેને પકવીને નહિ પણ કાચાં જ બાફીને ખાય છે. અને મોગો એ એક જાતનું કંદમૂળ છે, જેને શેકીને ખાય છે. યુગાન્ડાના વતનીઓનો આ મુખ્ય ખોરાક છે.

અન્ય વાનગીઓને સ્થાન નથી. એ મટોકી અને મોગો પકવવા માટે સુધરેલા જગત જેટલી મહેનત તેઓને નથી લેવી પડતી. પોતાની પર્ણકુટીની ચારે બાજુ તેઓ આ વસ્તુના છોડ ઉછેરે છે. જીવન જેણે કુદરતને સોંપ્યું છે તેને કુદરત સદા અનુકૂળ રહે છે. થોડી એવી મહેનતે કુદરત તેઓનો ખોરાક તૈયાર કરી આપે છે. પેટપૂરતું ખાવા સિવાય તેઓના જીવનમાં અન્ય કોઈ જરૂરિયાત જ નથી. સુધરેલા કહેવરાવવા મથતા માનવી કરતાં આ લોકો મને વધારે સુખી લાગ્યાં. જીવનમાંથી જેટલી જરૂરિયાતોને બાદ કરવામાં આવે એટલા પ્રમાણમાં જીવન વધુ સુખી બને. જરૂરિયાતોનો વધારો જીવનને અસંતોષી બનાવે છે.

આ બંને ભિન્ન તત્ત્વોમાંથી મને નીચેનો સિદ્ધાન્ત મળ્યોઃ ધ્યેય વિનાનું અવ્યવસાયી જીવન સંતોષી હોઈ શકે, કાં તો ધ્યેયને પહોંચવા જ મથતા વ્યવસાયોથી ભરેલા જીવનમાં સંતોષ જોઈ શકાય. ધ્યેય વિનાનું વ્યવસાયી જીવન સદાને માટે અસંતોષી જ રહે.

કિશોરીનું જીવન મારા કરતાં મને ઉચ્ચ ભાસ્યા વિના નજ રહ્યું. તેની સરખામણીમાં હું એક વામન જ હતો.

આગલા દિવસના તેજીમાં ઉછળતા બજારની રૂખ જોઈ મેં એક અંગ્રેજી પેઢી પાસેથી પાંચસો ગાંસડી રૂ ખરીદ્યું હતું. તેમાંથી જે મળે તેનાથી સંતોષ માની આજે તે વેચી નાખવાનો મારો નિશ્ચય હતો. રૂના વેપારીઓ મોટે ભાગે જુગારીઓ જ હોય છે. તેમના એ મોટા જુગારને હલકો ન પાડવા તેઓ તેને 'સોદા'નું નામ આપે છે. હું પણ એક જુગારી જ હતો.

ઑફિસમાં આવી મેં મારા બ્રોકરને ટેલિફોન કર્યો. આગલી રાતે બાર વાગે બંધ થતા ન્યુયોર્કના બજારનો આંકડો હજી આવ્યો ન્હોતો. મેં એક કોટન એક્ષપોર્ટરને ટેલિફોન કર્યો. તેણે મેં ખરીદ્યા કરતાં પાંચ સેન્ટ ઓછે માલની માગણી કરી. કોઈ વિચિત્ર ભાવથી ખડખડાટ હસી મેં ટેલિફોન મૂકી દીધો.

ઑફિસ બૉય ટપાલ લઇ આવ્યો. બાકીના કાગળો સેક્રેટરીના ટેબલ પર મૂકી મારા નામના કાગળો તે મારા ટેબલ પર મૂકી ગયો. કાગળો વાંચતા પહેલાં તે કયાંથી આવ્યા છે તે હું લિફાફા પરથી જોઈ જતો. મુંબઈની છાપવાળું એક કવર જોઈ મેં તેને વધુ મહત્વ આપી બાકીના કાગળો બાજુએ મૂકયા. મારી આફ્રિકાની મુસાફરીમાં કદી પત્ર લખવા ન ટેવાયેલ નલિનના અક્ષરો જોઇ મારી જીજ્ઞાસા વધી પડી. લિફાફો મેં ઉઘાડયો.

તરત જ ટેલિફોનની ઘંટડી વાગી. કાગળને એક હાથમાં રાખી મેં ટેલિફોન કાને ધર્યો. મારો બ્રોકર બોલતો હતો: કાલના કરતાં આજના ભાવમાં સાત સેન્ટનો ઘટાડો થઈ ગયો હતો ! હિસાબથી ટેવાયેલા મારા મગજે એકદમ જ ગણતરી કરી નાખી. લગભગ પંદર હજાર શિલીંગની ખોટ જાય તેમ હતી. બ્રોકર મને આટલી ખોટે પણ ગાંસડીઓ વેચી નાખવાની સલાહ આપતો હતો. તેની ધારણા પ્રમાણે બજાર નીચે જ ઊતરતું જવાનું હતું. મારૂં ધ્યાન એ તરફ ખાસ નહિ ખેંચાયું.

લિફાફામાંથી મેં નલિનનો કાગળ કાઢયો. નલિનના કાગળમાં ચારથી પાંચમી લીટી ભાગ્યે જ હોય. તેના જીવનનો આ પ્રથમ જ લાંબો પત્ર હશે, એમ માન્યા સિવાય હું ન રહી શકયો. મારી એ માન્યતા ખોટી પણ ન્હોતી. મેં પત્ર વાંચવા માંડયો:

'પ્રિય રશ્મિ,

તને આફ્રિકા પત્ર લખવાનો આ પહેલો જ પ્રસંગ છે. અને આટલો લાંબો પત્ર લખવાનો જીવનમાં આ પ્રથમ જ બનાવ છે.

પત્રો લખી વ્હાલાનાં હૃદયમાં પોતાની યાદ સતેજ રાખવામાં હું માનતો નથી એ તું જાણે છે. તને મારી યાદ આવે તેટલા માટે હું પત્ર નથી લખતો. મારા હૃદયમાં તારે માટે સ્થાન હશે તો તારા હૃદય વિષે શંકા કરવાનું કંઇ જ કારણ નથી. કોઇ અદીઠ પ્રેરણા મને આ પત્ર લખવા પ્રેરે છે.

કિશોરીને તું નહિ જ ભૂલ્યો હોઉં. ભૂલ્યો હોઉં તો આ પત્ર આટલેથી વાંચવો બંધ કરી, બાળી દેજે.

તને ભાવભીની વિદાય આપી હું અને કિશોરી તેના બંગલે ગયાં. અનાયાસે તેના હાથમાં આવી ગયેલો તારો રૂમાલ તેની છાતી સરસો તેણે દાબી રાખ્યો હતો. કોઇ અનંત વિચારના પૂરમાં તણાતી હોય એટલી સખ્ત ગમગીની તેના મુખ પર છવાઈ ગઈ હતી. મુખ પર સદાને માટે રમતું તોફાન ઓસરી ગયું હતું. ઓષ્ટમાં રહેતા સ્મિતનો સદંતર નાશ થયો હતો. માત્ર એકજ વસ્તુએ મને અચંબો પમાડયોઃ તેના મુખ પર તેજના ફુવારા ઊડતા હતા. આટલા ગંભીર મુખ પર આ અપૂર્વ તેજ જોઇ, મને કિશોરીમાં કંઈક ફેરફાર થતો લાગ્યો.

તે એક આસન પર બેઠી. તેની સામેના આસન પર બેસવાનું મને સૂચન કર્યું. હું પણ બેઠો. તેના મુખભાવને જરાયે બદલ્યા સિવાય તેણે મને પૂછયુંઃ

'નલિનભાઈ, રશ્મિકાન્તનો કોઈ ફોટો તમારી પાસે છે?'

'હા.' મેં જવાબ આપ્યો.

'મને આપશો?'

તેણે યાચના કરી, કદાચ તેની આ પહેલીજ યાચના હતી. મારી દરેક વસ્તુ પર તેનો હક્ક હતોજ. આજ સુધી તે એ પ્રમાણેજ વર્તી હતી. મને તેના માનસ પ્રત્યે બીક લાગી.

તારી પાછળ જાણે એ ઘેલી થવા મથતી હોય તેવી ગંધ મને આવી. સ્ત્રી, પુરૂષ પાછળ શા માટે ઘેલી બને? આ પ્રશ્નના તું ઘણા જવાબ આપી શકે. મને તો એકજ જવાબ જડયો. કિશોરીનું મન લગ્ન સંસ્થા તરફ તો નહિ દોરાયું હોય?

તેની નોંધપોથી એક દિવસ તેણે મને વાંચવા આપેલી. લગ્ન વિષેના તેના વિચારો તેમાંથી હું જાણતો હતો. લગ્નની

સંકુચિત ભાવનામાં તેને બિલકુલ વિશ્વાસ નહોતો. લગ્નના પિંજરામાં પૂરાનારને તેણે વેંતિયાં ગણી કાઢ્યાં હતાં. લગ્નપ્રથા પુરૂષોએજ ઉત્પન્ન કરી છે અને તેના ઓઠા પાછળ, તે સ્ત્રી જાતિને નર્કાગારમાંજ ખેંચી જાય છે એમ તે સચોટપણે માનતી. સ્ત્રી જાતિના જીવન-વિકાસમાં લગ્નનો ખડક ઊભો કરવાથી તે ખીલે બંધાઇ જાય છે. જીવનનાં અન્ય ક્ષેત્રો તરફ નજર કરવાની પણ તેને રજા નથી મળતી. પતિને પરમેશ્વર માનવો, તેની સેવામાં જ જીવન-સાફલ્ય માનવું, તેની ઇચ્છાને તાબે થવામાં–હૃદયને કચડી નાખવું પડે તોયે હસતાં રહેવું, તેના હવસને સંતોષવા અનિચ્છાએ પણ તત્પર રહેવું, અને તે પછી અનાયાસે ઉત્પન્ન થયેલી પ્રજા પાછળજ જીવનને નીચોવી નાંખવું. લગ્નનો આ સિવાય અન્ય કોઇ હેતુ છે? અને આ માટે તે સામાજીક કાયદા ઘડનાર મનુને, અને સતિધર્મનો ઉપદેશ કરનાર શાસ્ત્રકારોનેજ દોષિત ઠરાવતી. ધર્મ શબ્દ રચનાર પુરૂષ, તેની વ્યાખ્યા ઘડનાર પુરૂષ, તેના કાયદા લખનાર પુરૂષ, એ કાયદાને અમલમાં મૂકનાર પુરૂષ, અને તેનું કડક રીતે પાલન કરાવનાર પણ પુરૂષ. સ્ત્રીનું બિચારીનું કોઈજ જગ્યાએ સ્થાન ન મળે. જે પોતે નથી, જેના જીવન તત્ત્વો માટે પોતે અજાણ જ છે એના વિષે કાયદો ઘડવો એ અન્યાય જ છે. અને તેનો અમલ કરાવવો એ મહાપાપ છે.

તેના આ વિચારો પછી પણ, તે તારા પ્રત્યે આકર્ષાય કે તારી સાથે લગ્નગ્રંથીથી જોડાવા ઇચ્છા કરે, એ મારા માનવામાં ન આવ્યું. હું કદી કોઇનાથી બીન્યો નથી. મને તે વખતે કિશોરીની બીક લાગી.

‘રશ્મિકાન્તનો ફોટો મને આપશો ?’

મને શાન્ત બેઠેલો જોઈ તેણે પુનઃ પૂછ્યું. હું તેના તરફ તાકી રહ્યો.

'તમને મારી બીક લાગે છે, નલિનભાઇ ? તમારા રશ્મિને હું પડાવી લઇશ એવી ધાસ્તી લાગે છે ? એમ ન માની લેતા. તમારી પાસેથી હું તેમને ઝૂંટવી શકું તેમ નથી. એવો દુષ્ટ વિચાર હું કરૂં પણ નહિ. નલિનભાઇ કૃષ્ણને, ઈતિહાસમાંથી કદી બાદ કરી જોયો છે ? તે એકનો હતો છતાંયે અન્યનો રહેતો. ભાઈ, રશ્મિને મારે કૃષ્ણ બનાવવો છે. ભલે એ સોળસહસ્ર ગોપીઓનો પણ રહે. બબ્બે પટરાણીઓ સાથે, ભલે એ વિહાર-ખેલ ખેલે. અને તે સામે વાંધો નથી. મારે એની સત્યભામા નથી બનવું, તેની પટરાણીનું પદ શોભાવવાની મને જરાયે લાલસા નથી.'

મારા તરફ જોઇ એકીટસે તે બોલી ગઈ. તેના માટે ઉત્પન્ન થયેલો ભય મારા હૃદયમાંથી દૂર થયો. તારો ફોટો સુપ્રત કરવામાં મને વાંધો ન જણાયો.

'મેં ફોટો આપવાની ના તો પાડી નથી તે પહેલાં, તે કેવી ખીજાઇ ગઈ!'

'તમારૂં મૌન મને નકારમાં જવાબ આપતું હતું.'

'Silence is half Consent' એ કહેવત દરેક વખતે અને દરેક માણસને લાગુ નથી જ પડતી. મૌન એટલે કેટલીક વખત ચોકખો ઈન્કાર પણ હોઇ શકે છે. કહેવતો ઘડનારા ઘણી વખત છબરડા કરી દે છે. 'બાપ તેવા બેટા' અને 'દેવતાના પુત્ર કોલસા' એ બે કહેવતોમાં કેટલો વિરોધાભાસ છે, એ સમજવામાં મુશ્કેલ નથી.'

'કહેતી હોય તો હમણાં જ લઇ આવું.' ફોટો આપવાની મારી તત્પરતા મેં બતાવી.

'તમે બેસો. કમળા લઈ આવશે. કયાં મૂકેલો છે તે બતાવો.'

તેણે કમળાને બૂમ પાડી. કમળા મારૂં મકાન જાણતી હતી. જે ટ્રંકમાં તારો ફોટો હતો એ ટ્રંકની ચાવીઓ અને મકાનની ચાવીઓ મેં કમળાને આપી.

"મોટર લઈને જા. જલ્દી પાછી આવજે.' કિશોરીએ કમળાને સૂચના કરી.

કમળા ચાલી ગઈ. કિશોરી, તારા રૂમાલને છાતી પરથી હાથમાં લઇ કાળજીથી ગડી વાળતી હતી. પ્રસંગ કથિરને સોનું બનાવી શકે છે. તારા સુતરાઉ સફેદ રૂમાલની કિંમત ભાગ્યે જ ચાર આના ગણાય. કિશોરીને મન અત્યારે તે એક મહામૂલ્ય પવિત્ર વસ્તુ હતી.

'બહેન.'

હું બોલ્યો. જીવનમાં આજે પહેલી વખત મેં કિશોરીને બહેન કહી. મારા હૃદયમાં તેને માટે બહેનની પવિત્ર ભાવનાએ સ્થાન લીધું. શિષ્ટ સમાજમાં અજાણી સ્રીને પણ 'બહેન' કહેવાનો રિવાજ છે. મને એ રિવાજ માન્ય નહોતો. પ્રત્યેક સ્રીમાં બહેનની ભાવનાથી જોનાર મને ઘણા ઓછા જ માલમ પડતા. 'બહેન' શબ્દ પાછળ સમાયેલ પવિત્ર ભાવના અને સ્વાર્પણ, 'બહેન' કહેનારાઓમાં જવલ્લેજ હું જોઈ શકતો.

'આજથી હું તને કિશોરી નહીં કહું. તું મારી બહેન છે. હું તને બહેન કહીશ.'

હું આવેશમાં બોલતો હતો. તેની પ્રત્યે ઊપજેલ પવિત્ર ભાવનાને ન રોકી શકવાથી મારા અંતરના ઊંડાણમાંથી એ શબ્દો આવતા હતા તે કિશોરીથી અજાણ્યું ન રહ્યું.

'ભાઈ! તમે મારા ભાઈ છો. જગતમાં તમારા સિવાય અમારૂં કોઈ નથી.'

ગદગદી રહેલા તેના હૃદયમાંથી અવાજ આવતો હતો. મારા લટકતા પગ પર માથું મૂકી તે રોઈ પડી. જીંદગીમાં હું બહુ જ ઓછી વાર રડયો છું. આજે મારી આંખમાંથી આંસુ ટપકી મારી બહેનના રેશમી બાલને ભીંજવી રહ્યાં. રશ્મિ, તું મને વિચિત્ર ગણુતો જ આવ્યો છું. આજે પણ તને આ મારી વિચિત્રતા જ લાગશે.

મેં તેના માથા પર હાથ ફેરવ્યા કર્યો. તેને છાની રાખવાનું મને ઠીક ન લાગ્યું. લાગણીનો ઊભરો અશ્રૂ વાટે બહાર નીકળે તોયે હૃદય હલકું થઇ જાય છે. કિશોરીને ભારે હૈયે ફરતી જોવાનું મને જરાયે પસંદ નહોતું.

કમળા, તારી છબિ લઈ પાછી ફરી. મને એક મિત્રે એક વખત એક ચાંદીની ફ્રેમ ભેટ આપી હતી. ચાંદીની ફ્રેમમાં મૂકવા જેવું મારે કાંઇ હતું જ નહિ. જે છે તેને મેં મારા હૃદયની ફ્રેમમાં સાચવી રાખ્યું છે. તારી છબિ મેં એ ફ્રેમમાં રાખી હતી.

મારા પગ પરથી માથું ઊંચકી કિશોરીએ આંસુ લૂછયાં. કમળાએ મારા હાથમાં આપેલી છબિ તરફ તે જોઈ રહી.

'બહેન, લે આ છબિ.'

'મેં તે તેની સામે ધરી. કાળજીથી તેણે તે મારા હાથમાંથી લઇ લીધી. ઘડીભર તે છબિ તરફ તાકી રહી.

'બહેન, એક વાત પૂછું ?' હું બોલ્યો.

'પૂછો.'

'તું રશ્મિને જ કૃષ્ણ બનાવવા કેમ તત્પર થઇ ?'

મેં પ્રશ્ન કર્યો. તેનો જવાબ તેની પાસે હાજર હતો, એમ હું જોઈ શકયો. તેણે કમળા સામે નજર કરી. કોઈ અસાધારણ બનાવની આગાહી કમળાને મૂંઝવતી હોય તેમ તેના વૃદ્ધ મુખની કરચલીઓ કહી રહી હતી. કિશોરીની નજર તેના પર પડતાં જ તે અંદર ચાલી ગઈ.

'બ્હેન, હું તને ઓળખું છું,' મેં ચાલુ જ રાખ્યું: 'તેનો અઢળક પૈસો તને લોભાવી શકે તેમ નથી. તેનું યૌવન તને લલચાવી શકે તેમ નથી. તેનું રૂપ તને ડગાવી શકવાની હિંમત ન જ કરે. હજી તો મ્હેં એને પૂરો ઓળખ્યો નથી. જો કે તું વગર વિચાર્યું પગલું ભરવા તત્પર થાય તેવી નાદાન નથી, એ હું જાણું છું. પણ મારે માટે રશ્મિ પ્રત્યેની તારી ભાવના એક કોયડો થઇ પડી છે.'

નલિનનો પત્ર વાંચવામાં હું તલ્લિન બની ગયો હતો. ટેલિફોનની ઘંટડી વાગી, મેં રિસીવર કાને ધર્યું. એક્ષ્પોર્ટર બોલતો હતો. રૂના ભાવમાં બીજા ત્રણ સેન્ટનો ઘટાડો થયો હતો. અને તે મને ગાંસડીઓ વેચી દેવાની સલાહ આપતો હતો; બીજા કોઇ વખતે કદાચ તેની આ સલાહ માટે મ્હેં ગંભીર વિચારણા ચલાવી હોત, પણ અત્યારે હું તેના પર ખીજાઇ પડયો. કિશોરી અને નલિન સિવાય મારી આંખો સામે અન્ય કોઈ ચિત્ર ખડું થાય તો તે સહન કરવાની મારામાં ધીરજ નહોતી. હું ક્રોધથી ગર્જી ઊઠયો:

'I don't want to Sell. You mind your own business. Don't trouble me any more!'

મેં સુણાવી દીધું. ભવિષ્યમાં તેની જરૂર પડવાની છે તેનો ખ્યાલ પણ મને ન રહ્યો. મેં રિસીવર નીચે મૂકયું કે તરતજ મારો એક હિન્દી એકાઉન્ટન્ટ ચેકબૂક લઈ મારી સામે ખડો થયો. બુક તેણે ટેબલ પર મૂકી. સહી કરાવવા તે ઊભો રહ્યો.

'કેમ?' મેં કડકાઈથી પૂછ્યું.

'જીનરી પર કેશ ખૂટી ગઈ છે. સાંજ સુધીમાં કેશ નહિ જાય તો ખરીદી બંધ રહેશે.' જાણે કોઇ મોટી ખોટ જવાની હોય તેવા ભાવથી તે બોલતો હતો.

'ઠીક, બહાર જા.'

'પણ સાહેબ, લોકોમાં બદનામ—'

'હું કહું છું, ચાલ્યો જા?'

'સાહેબ, લોકોને વાત કરવાનો મોકો મળી—'

'Get away, you fool!'

હું ક્રોધથી ગર્જી ઊઠયો. ચેકબુક ટેબલ પરજ રાખી તે બહાર ચાલ્યો ગયો. એકાઉન્ટન્ટના આ અપમાન બદલ તે પછી મને બહુજ પસ્તાવો થયેલો, અને એક દિવસ તે માટે મ્હેં દિલગીરી પણ દર્શાવેલી.

હું પુનઃ કાગળ વાંચવામાં પરોવાયો. કિશોરી, નલિનને કહેતી હતીઃ

"ભાઇ, રશ્મિકાન્તના ધન, યૌવન અને રૂપ પ્રત્યે મને માન છે, પણ ધન, યૌવન અને રૂપ એ કૃષ્ણ બનવાની લાયકાતનાં ચિહ્નો નથી. મેં અનેક ધનવાનો જોયા છે, યૌવનથી છકી ગયેલા અનેક નવજુવાનો જોયા છે, એકાદ મદમસ્ત સૌન્દર્યકળી સમી લલનાની હરીફાઈ કરે, એવા રૂપાળા યુવાનો પણ મારી નજર નીચેથી પસાર થઈ ગયા છે. જો એ ત્રણ વસ્તુઓ પર હું લલચાઇ ગઇ હોત તો હું આજની કિશોરી ન રહી શકી હોત. આજે તમે મને બહેન ન બનાવી હોત."

કિશોરી બોલ્યે જતી હતી. એ ત્રણ સિવાયનાં બીજાં તત્ત્વો પણ તારામાં ભરાઇ બેઠાં છે એ માટે મને શંકા હતી. રશ્મિકાંત, રૂના વહેપારીના જીવનમાંથી બીજાં કયાં તત્ત્વો મેળવી શકાય?

'ભાઇ, રશ્મિ લગ્નથી વિરૂદ્ધ છે. જગતની સ્વૈરવિહારી પંખીણીઓને પોતાના પિંજરામાં પૂરવાનું તેમને જરાયે મન નથી. તેમણે મને જોઇ, મારૂં ભાગ્ય તૂટયું. એક ઠુમરીનું ગાન સાંભળ્યું. મારા રૂપ પર તે નથી મોહી પડયા, મારા યૌવન પર તેમને અનુરાગ હોય તેમ હું નથી માનતી. તે સ્ત્રીને જગતની દ્રષ્ટિએ નથી જોતા. સ્ત્રીને તે વિશાળ દ્રષ્ટિથી જુએ છે. સ્ત્રીના જીવનને પતિ

નામની સાંકળે બાંધે એવી એમની ભાવના સંકુચિત નથી. આવા માણસમાં વિકાર હોઇ શકે તેમ હું કલ્પી શકતી પણ નથી.'

'ભાઇ, સ્ટીમર પરથી જ્યારે હું નીચે ઊતરતી હતી ત્યારે તેમણે મને કહ્યું હતું, 'કિશોરી, જીવનના ધ્યેયે પહોંચવામાં અડચણરૂપ થઈ પડે એટલો બધો સ્નેહ મારા પર ઢાલવવામાં માર્ગ ન ભૂલે.' ભાઇ, તેમની શુદ્ધિની પરીક્ષા માટે આટલું વાક્ય ઓછું છે? પહેલી રાતે તમારી સાથે તેઓ અહીં આવ્યા. બીજે દિવસે એ એકલા જ મારે ઘેર આવ્યા. તેમને મારી ભૂખ નહોતી લાગી, મારા રૂપ કે યૌવનથી આકર્ષાઇ તે નહોતા આવ્યા, કોઇ અલૌકિક ભાવના તેમને અહીં લઈ આવી હતી.'

'આમ બોલતાં તે ઊઠી, કમળાને તેણે બૂમ પાડી. કેટલીક કોઈક જ વખત વપરાતી ચીજો એક ઓરડામાં પડી રહેતી, તે ઓરડાને ખાલી કરી, સાફસૂફ કરવા તેણે કમળાને ફરમાન કર્યું.'

'હવે તે બેઠક નથી કરતી. સંગીત કે નૃત્યકળા ભૂલી ગઇ હોય તેવી, હું હંમેશ તેને શાન્ત જ દેખું છું. તેં જોઈ હતી એ વસ્ત્રોમાં કદાચ તું તેને પુનઃ નહિજ જોઇ શકે. એક સફેદ સાડીમાં તે પોતાના દેહને વીંટે છે. પેલી ઓરડીમાં સાંજ–સવાર બે–ત્રણ કલાક ગાળે છે. દિવસે વાંચે છે, હવે ફરવા પણ ભાગ્યે જ નીકળે છે. કિશોરી એના જીવનધ્યેયને ભૂલી જાય એવી મને બીક લાગે છે. પેલી કમળા પણ તેને કંઈજ કહેતી નથી. જાણે તેને પણ કિશોરીનું આ વર્તન ગમી ગયું હોય તેમ તે પહેલાંના કરતાં વધારે આનંદી જણાય છે.'

'મારે તેના આ જીવનમાં પરિવર્તન કરવું છે, એમ તું ન માની બેસતો, એટલા માટે તારી સલાહ લેવા આ પત્ર હું તને નથી લખતો! વારાંગના જીવનની કોઈ અદ્દભૂત શક્તિએજ મને આ પત્ર લખાવ્યો. હું આટલો લાંબો પત્ર કેમ લખી શક્યો તેની તને નવાઇ નથી લાગતી?'

'હું કુશળ છું અને તું હોઈશ. એ સિવાય હવે બીજું કંઈજ લખવાનું બાકી નથી રહેતું.

લ્હારો, નલિન.'

પત્ર પૂરો થયો. બીજા કોઇ પ્રસંગે નલિને આવો લાંબો પત્ર લખ્યો હોત તો જરૂર હું તેને એક શાબાશી પત્ર મોકલાવત.

પત્ર લિફાફામાં મૂકું તે પહેલાં તો ટેલિફોનની ઘંટડી વાગી. ટેલિફોન, અનિચ્છાએ પણ રિસીવર ઉપાડી કાને ધરવાની ફરજ પાડે છે. મેં તેમ કર્યું. મારો બ્રોકર બોલતો હતોઃ રૂના ભાવ બીજા ત્રણ સેન્ટ નીચા ગયા હતા. હજી તે સમાચાર તેની પાસે પહેલાજ આવ્યા હતા; અને બહાર પાડેલા નહોતા. બહાર પડે તે પહેલાં તે મને પેલી પાંચસો ગાંસડી વેચી નાખવાની સલાહ આપતો હતો.

હું ખરેખર કંટાળ્યો હતો. જગતમાં બ્રોકર–દલાલ સિવાય કંઇ ધંધોજ નહિ થતો હોય? વેપારી બાબતમાં કે લગ્ન જેવી બાબતમાં યે દલાલની અગત્ય વધી ગઈ છે.

બ્રોકરને કમિશનની લાલચ હતી. તે મારો પીછો છોડે તેમ નહોતો. ઉપરાન્ત તેની સલાહ ખોટી પણ નહોતી. ભાવ નીચા જ જતા હતા. મેં તે વેચી નાખવા તેને કહી દીધું.

બીજું ઘણું કામ બાકી હતું. જીનરી પરના કેટલાક માણસો માઈલોના માઇલોથી આવીને મને મળવાની ઇચ્છાથી બહાર બેઠા હતા. પેલો એકાઉન્ટન્ટ ચેક પર સહી કરાવવા લાગ જોઇ રહ્યો હતો. પેટ્રોલ કમ્પનીનો એક અંગ્રેજ કોઈ કામ માટે આવી, સેક્રેટરી નજીક બહાર બેઠો હતો. એક જીનરીનો 'રનર' અર્ધા–એક કલાકથી કોઇ અગત્યના કામ માટે આવીને ઊભો હતો. આ સિવાય, ગઈ કાલના સોદાનો હિસાબ પતાવી, આવતી કાલના સોદા માટે સેક્રેટરી સાથે કેટલીક વાત કરવાની હતી. મારૂં દિલ આમાંથી એક પણ કામ પર ચોંટે તેમ નહોતું.

હું ઑફિસની બહાર નીકળી ગયો. ઑફિસની ધમાલમાં મારો જીવ અકળાઇ ગયો હતો. કોઈ શાન્ત જગ્યાની મને જરૂર હતી. બારમાં જવું અત્યારના વખતે ઠીક ન લાગ્યું. મારો ચહેરો જોઇનેજ ઑફિસમાંના કોઇએ મને અટકાવવાની હિંમત ન કરી. મોટરમાં બેસી હું ઑફિસેથી રવાના થયો.

ક્યાં જાઉં છું તેનું મને ભાન ન્હોતું. મારા હાથ અનાયાસે 'સ્ટીયરીંગ' ફેરવતા હતા. મોટર તે પ્રમાણે પૂરપાટ દોડયે જતી હતી.

કયા રસ્તેથી હું ક્યાં જાઊં છું તે મને યાદજ નહોતું. મારૂં લક્ષ્ય રસ્તા પર નહોતું. કિશોરીની પ્રશાંત–મૂર્તિ મારી આંખો સામેથી ખસતી નહોતી.

મોટર એકદમ રસ્તામાંજ અટકી પડી. અનંતમાં ઊભેલી કિશોરીની મૂર્તિ ખડખડાટ હસી અદ્રષ્ય થઈ ગઈ. મેં જોરથી 'એક્ષીલેટર' દબાવ્યું. મૃત્યુ સમયના છેલ્લા ચિત્કાર સમો એક અવાજ એંજિનમાં થયો. પેટ્રોલ ખલાસ થઈ ગયું હતું.

હું નીચે ઊતર્યો, મોટર એક પર્ણકુટી જેવા મકાન પાસે ઊભી રહી ગઈ હતી. ઝુંપડીમાં મેં નજર કરી. નેટીવબઝારની પરચુરણ ચીજો વેચવાની એ નાનકડી દુકાન હતી. એક વૃદ્ધા ત્યાં ઊભી હતી. હું તેની નજીક ગયો.



# રેશાન

'માજી, આટલામાં કંઇ પેટ્રોલ મળશે?'

મેં વૃદ્ધાને પૂછ્યું. તે, મારી નવી જ કઢાવેલ 'ડૉજ' કાર તરફ તાકી રહી હતી.

'ના બાપુ. તમારે ક્યાં જવું છે?'

તેણે મને પૂછ્યું. મારે ક્યાં જવાનું હતું તેનું મને પોતાને પણ ભાન નહોતું. વૃદ્ધાના મુખ તરફ હું તાકી રહ્યો.

'આવ્યા ક્યાંથી?' તેણે ફરીથી પૂછ્યું.

'કમ્પાલાથી.' મેં જવાબ આપ્યો.

'આ તો 'ક્યાડો*'નો રસ્તો છે. આમ ક્યાં જાવ છો?'

'કમ્પાલા જવું છે.'

---

*'ક્યાડો' એટલે ખેતર અથવા વાડી. 'ક્યારડો' શબ્દ ઉપરથી આ ક્યાડો શબ્દ બન્યો હોય તેમ નથી લાગતું?

મેં વગર વિચાર્યે જ જવાબ આપ્યો.

'ક્યાં ગયા હતા ?'

'કંઇએ નહિ.'

મારો આ વિચિત્ર જવાબ સાંભળી તે થંભી ગઈ. મારા મુખભાવનું પૃથક્કરણ કરતી તે મારા તરફ જોઈ રહી. મારા પર કંઇ શંકા ગઈ હોય તેમ તેણે પૂછ્યું :

'તો અહીં કેમ આવ્યા ?'

'અમસ્તો જ.'

કંઈ જ જવાબ ન હોય અથવા ખાનગી જવાબ હોય ત્યારે 'અમસ્તો' શબ્દ સહાય કરે છે.

તે મારા તરફ તાકી રહી. મારી ગાડી અને મને વારે-ઘડીએ સરખાવી જોયાં. હું પોલીસનો માણસ નથી તેની ખાત્રી કરવા જ તે આમ તપાસતી હશે એમ મેં કલ્પી લીધું. પોલી-સનો હાઉ નિર્દોષ અને ગુનેગાર બંનેને બીવરાવી શકે છે.

'આવો અંદર.'

'પૂરો ઓળખ્યા પછી જ આવકારતી હોય તેમ તે બોલી. હું વગર આનાકાનીએ દુકાનમાં ગયો. દુકાનની પાછળ બીજો ઓરડો હતો. રહેઠાણ તરીકે તેનો ઉપયોગ થતો હશે. યુગાન્ડામાં જંગલોની દુકાનની બાંધણી એ પ્રમાણે જ હોય છે: આગળ દુકાન અને પાછળ રહેવાના ઓરડા. અંદરના ઓરડામાં જવાના બારણા પર છીંટનો એક પડદો લટકતો હતો. મારી નજર તે તરફ ગઈ. બે કાળાં અણીદાર નયન પડદામાંથી મારા પર જડાઇ ગયાં હતાં.

મેં તરતજ આડું ભાળ્યું. છૂપાઇને જોનાર તરફ તાકી રહેવાની બેશરમી હું ન કરી શક્યો. વૃદ્ધાએ કોઇને બૂમ પાડી.

'રોશન, શેઠને અંદર બેસાડ.'

'ભલે.'

એક તીણો સૂર આવ્યો. કોઈ છોકરી બોલતી હતી એમ અવાજ પરથી હું ઓળખી શકયો.

'જાવ અંદર.' વૃદ્ધાએ મને ઉદ્દેશીને કહ્યું.

અંદર જઇને બેસવા કરતાં મને પેટ્રોલની વધારે અગત્ય હતી. મેં પૂછ્યું:

'અહીં પાસે કયાંયે પેટ્રોલ નહિ મળે?'

'બોયને મોકલું છું, ચારેક માઇલ પર એક જગ્યાએ પંપ છે. ત્યાંસુધી બેસો અંદર.' તેણે કહ્યું.

મેં પેટ્રોલ માટે તેના હાથમાં દસ શિલીંગની નોટ મૂકી. બોયને બોલાવી, સાઈકલ પર તેણે રવાના કર્યો.

પડદો દૂર હટાવી હું અંદરના ઓરડામાં પેઠો. દસેક ફુટનો એ ઓરડો હશે, ભીંતોની અંદરની બાજુઓ માટીથી છાંદી લીધેલી હતી, અને તેના પર ચૂનાનો જાડો થર મારી, સિમેન્ટનું મકાન હોય તેમ ભાસ કરાવવા પૂરતો પ્રયત્ન કરેલો હતો. શોભા વધારવા માટે અનેક કમ્પનીઓનાં નવાં-જૂનાં, વીસથી પચીસ કેલેન્ડર ભીંતો પર ટાંગી દીધાં હતાં, જાણે કેલેન્ડરનું મ્યૂઝિયમ. એક ખૂણામાં એક ખાટલો પાથરેલો હતો. અને તેની સામી બાજુએ એક જૂની 'મોરીસચેર' તથા બીજી બે ખુરશીઓ પડી હતી.

હું 'મોરીસચેર' પર બેઠો. આ ઓરડાની જમણી બાજુએ એક બારણું પડતું હતું, તેના પર પણ છીંટનો પડદો લટકતો હતો. કેલેન્ડરનાં ચિત્રો નીરખતો હું બેઠો. એકથી વધારે કેલેન્ડર રાખવાનો, તારીખ જોવા સિવાય જો બીજો કોઇ અર્થ હોય તો તે તેનાં ચિત્રો જ હશે.

અજાણ્યા મકાનમાં પ્રવેશતાં પ્રથમ તેની સ્વચ્છતા, પછી તેમાં ગોઠવેલી વસ્તુઓ અને બેઠા પછી ટાંગેલાં ચિત્રો કે છબિઓ તરફ નજર જાય. દરેક કળામાં આકર્ષણ-શક્તિ તો છે જ. ચિત્રો તરફ જોવામાં અશિષ્ટતા નહિ જ ગણાતી હોય, નહિ તો દેખાવ માટે ભીંતો પર ચિત્રો ન ચોઢાત, એમ માની હું કેલેન્ડરનાં ચિત્રો એક પછી એક જોવા લાગ્યો.

બાજુના બીજા ઓરડામાં ધીમેથી કંઇક વાતચીત થતી હોય તેવો મને ભાસ થયો. મેં કાન સરવા કર્યા. ચૂપકીથી થતી વસ્તુ તરફ જીજ્ઞાસા વધી પડે છે. ચિત્ર તરફ નજર રાખી હું કાળજીથી સાંભળવા લાગ્યો. મને અંદર બોલાવવો કે કેમ તે વિષે વાતચીત થતી હોય તેમ મને લાગ્યું.

પાંચેક મિનિટ પછી, એક યુવતી પડદો ઊંચો કરી ઓરડામાંથી બહાર આવી. વીસેક વર્ષની એની વય હશે. યૌવનની ઉચ્છૃંખલતા તેની ચાલમાંથી સ્પષ્ટ થતી હતી. હિમગિરિ કૂદવાના અને સાગરને ઘૂમવાના કોડ હોય તેવી તેની આંખોમાં મીઠી ખુમારી હતી. મગજમાં રૂપનો ગર્વ ભર્યો હોય તેમ તેની ગરદન ડાબી બાજુ સ્હેજ લચેલી માલૂમ પડતી. કાનની નીચેની ટીશીજ દેખાય તેવી રીતે વાંકા વાળી સુંદર રીતે ઓળેલા વાળમાં આકર્ષવાની શક્તિ હતી જ.

‘ પધારો અંદર. ’

જમણા હાથથી અભિનય કરી તેણે મને અંદર આવવા આમંત્રણ આપ્યું. મેં તેના સામે જોયું. તીર જેવી તેની આંખોમાં નૃત્ય પ્રવેશ્યું. ‘ લીપસ્ટીક ’થી આછા ગુલાબી કરેલ ઓષ્ટના ખૂણા સ્મિતથી છલકાઈ જતા લાગ્યા. તેના રતૂમડા ગાલ પર આછી શરમના શેરડા પડયા. માથાની એક લટને હથેળીથી દાબતાં તેણે નીચું જોયું.

અંદર જવામાં મને વાંધા જેવું ન લાગ્યું. ખુરશી પરથી ઊઠી હું ઓરડા તરફ ચાલ્યો. પોતાની વાદળરંગી હોઝીયરીની ઓઢણીને કલાત્મક રીતે સંકેલતાં તે મારી પાછળ ઓરડામાં પ્રવેશી.

ઓરડામાં જતાં જ હું ચમક્યો. પણ મારી ચમક મેં બહાર ન દેખાવા દીધી. કમ્પાલાનો એક કાપડનો વેપારી એક સોફા પર આરામથી બેઠો હતો. મારે અને તેને ખાસ કોઈ પરિચય નહોતો. હું તેને દીઠે ઓળખતો. તે કદાચ મને નામથી અને દીઠે બંને રીતે ઓળખતો હશે. મને જોતાં એ પણ જરા સંકોચાયો, પણ તરત જ તેણે પોતાના સંકોચને દૂર કર્યો. દારૂના પીઠામાં જનાર લાખોપતિ કે ભિખારી બંનેનો ઉદ્દેશ એક જ હોય. રેશનને ત્યાં આવવામાં, તેણે ઉદ્દેશની સામ્યતા માની અને મારી સાથે 'સાહેબજી' કર્યા. તેની સાથેનાજ બીજા સોફા પર બેસવા તેણે મને સૂચના કરી. રેશન અમારા બંનેની સાથે એક બીજી ખુરશી પર બેઠી.

અમારા ત્રણે વચ્ચે એક 'ટી ટેબલ' પડ્યું હતું. હાથના ભરતવાળું સુંદર રેશમી કપડું તેના પર પાથરી દેવામાં આવ્યું હતું. અને તે પર 'જોન હેગ'ની એક બૉટલ, સોડાની ચારેક બૉટલ તથા કાચના બે પ્યાલા ગોઠવેલા હતા. એક પ્યાલામાં વ્હીસ્કી સોડા તૈયાર હતાં. રેશને વ્હીસ્કીની શીશી ઉપાડી, બીજા પ્યાલામાં એકાદ 'પેગ' વ્હીસ્કી નાંખી તેણે મને પૂછ્યું:

'સોડા ચાલશે કે પાણી લાવું?'

'સોડા ચાલશે.'

મેં જવાબ આપી દીધો. ઑફિસ છોડતાં જ મને થોડી વ્હીસ્કી લેવાનું દિલ થયું હતું. અનાયાસે આ તક મળતાં મારાથી ના પાડી ન શકાઈ. રેશને પ્યાલામાં સોડા નાખી.

હું ઓરડાનું નિરીક્ષણ કરવામાં રોકાયો હતો. નેટીવબઝરની એક નાનકડી દુકાન કરનાર, આ બાઈ આટલો બધો વૈભવ કેમ રાખી શકતી હશે ? ઊંચી જાતના સોફાનો એક સુંદર સેટ કલાત્મકરીતે ગોઠવવામાં આવ્યો હતો, બીજી પણ બે ત્રણ ગાદીવાળી સુંદર ખુરશીઓ પડી હતી. બારણાની સામેજ એક સુંદર પૉલીશવાળું કબાટ હતું. કબાટના બારણામાં મોટો અરીસો જડવામાં આવ્યો હતો. તેની નજીકજ 'ટૉઇલેટ ટેબલ' હતું. સુગંધીત અત્તર અને તેલની નાની–મોટી શીશીઓ તેના પર આબાદ ગોઠવી હતી. બાજુમાં પફ–પાવડરનો ડબો અને તેની નજીક 'લીપસ્ટીક' પડી હતી. બાજુમાં નખ રંગવાના રંગની પણ એક શીશી મૂકેલી હતી. કબાટની સામી બાજુ અને બારણાવાળી ભીંત તરફના ખૂણામાં એક પલંગ બિછાવેલો હતો. જમીનથી પલંગની ઊંચાઈ જેટલાંજ ગાદલાં તેના પર પાથર્યાં હતાં. રેશમની સફેદ ચાદર એ ગાદલાંને ઢાંકી નીચે ઝૂલતી હતી. અમેરિકન બનાવટની ઝીણી મચ્છરદાનીથી પલંગની શોભા સૂવા લલચાવે તેવી બની રહી હતી. ખંડના ચારે ખૂણામાં ઊંચા 'ફ્લાવર સ્ટેન્ડ'પર ફૂલદાનીઓમાં રંગબેરંગી તાજાં ફૂલ ગોઠવી દીધાં હતાં. રોશનના જુદા જુદા પોષાકમાં લીધેલા 'પોઝ' ભીંતો પર ઝૂલતા હતા.

મેં પ્યાલો હાથમાં લીધો. પેલા જનાબે મારી સાથે 'ચીયર્-યુ'નો વિવેક કરી પ્યાલાને પ્યાલો અડકાડયો. અમે બંનેએ પીવા માંડયું. રોશન સસ્મિત વદને ઘડીભર મારી સામે, તો થોડીવાર તેની સામે જોતી બેઠી હતી. મ્હેં પ્યાલો ખાલી કર્યો. વાત કર્યા સિવાય હવે મારાથી ન રહેવાયું. મેં પેલા વેપારીને પૂછ્યું:

'તમે અહીં ક્યાંથી આવી ચઢયા ?'

તે ખડખડાટ હસી પડયો. તેના મોંમાં રહી ગયેલ વ્હીસ્કીના રેલા તેના ગળા સુધી ઊતરી કપડાં પર પડયા. હું વ્હીસ્કી પીતો

એટલે વ્હીસ્કી પીનાર પર મને તિરસ્કાર નહોતો, પણ તેમાં આવું જંગલીપણું કરનાર પ્રત્યે મને ખૂબ ઘૃણા હતી.

'આપણું તો આ ઘર છે. શેઠિયા! આંટો મારવામાં બે પૈસા ઉઘરાણી કરતું જવાય, અને આપણી રોશનને ત્યાં જરા મઝા પણ ચાખતું જવાય.'

તે ફરીથી હસ્યો. મેં રોશન સામે જોયું. પેલાના જંગલીપણાની ઠેકડી ઉડાવતી હોય તેમ તેણે મારી સામે જોઇ આછું સ્મિત કર્યું.

કમ્પાલામાં વસનાર હિન્દીઓના લગભગ નેવું ટકા દારૂ પીએ છે; કેટલાક ઉઘાડી રીતે, કેટલાક ચૂપકીથી છૂપાઇને. કેટલાક ટેવવાળા હશે, પણ મોજની ખાતર પીનારો ભાગ મોટો છે. તેઓ એ કેમ પીએ છે તેનું કોઈની પાસે કારણ નથી. તબિયત માટેની કેટલાક જુટ્ઠી ને લૂલી દલીલ કરે છે. પણ હિન્દ પેઠે દારૂ પીનાર પ્રત્યે તિરસ્કાર દાખવવાનો અહીં રિવાજ જ નથી.

કમ્પાલાનો વેપાર આજુબાજુનાં જંગલોમાં દુકાનો કરતા હિન્દીઓ ઉપર છે. કમ્પાલાના વેપારીઓ તેઓને ઉધાર માલ ધીરે છે. અને તે માલ પેટે પૈસાની ઉઘરાણી કરવા તેઓ મોટરો લઇ જંગલમાં ફરે છે, એ વસ્તુથી હું અજાણ નહોતો. પણ ઉઘરાણી સાથે મઝા લૂંટવા કમ્પાલાનો કોઈ વેપારી નીકળતો હોય તેમ મેં હજી સાંભળ્યું પણ નહોતું.

મેં ત્રણેક 'પેગ' પીધા ત્યારે પેલા મહેરબાન પાંચમો 'પેગ' પૂરો કરી ગયા હતા. મારા આવતા પહેલાં, કેટલા પીધા હશે તેની મને ખબર નહોતી. તેમના મગજનું સમતોલપણું ઘટતું જોઈ રોશન ઊઠી. તેમનો હાથ પકડી ઊભા થઈ બહાર જવાની આંખથી સૂચના કરી.

'રો...શ...ન...' પેલાએ બબડવા માંડયું.

'ઊભા થાવ!' રોશને આજ્ઞાભર્યાં અવાજે કહ્યું.

'અં...હં...'

'બૉય!'

રોશને બૉયને બૂમ મારી. બૉય શબ્દ આફ્રિકામાં એટલો બધો રૂઢ થઇ ગયો છે કે તે અંગ્રેજી ભાષાનો શબ્દ છે એવું લાગેજ નહિ. રોશનના મુખ પરનું પેલું આછું સ્મિત ઓસરી ગયું. કડક નજરથી તે તેના તરફ જોઈ રહી. તરતજ બૉય પાછળને બારણેથી અંદર આવ્યો.

'એની મોટરમાં નાખી આવ?'

તેણે મધાન્ડી (યુગાન્ડાની ભાષા) ભાષામાં હુકમ કર્યો. મને મધાન્ડી ભાષાનો ઘણોજ ઓછો પરિચય છે. બૉયે તરતજ પેલા જનાબને બાવડું પકડી એકજ આંચકે ઊભા કર્યા અને બારણા તરફ ઘસડયા.

'પચીસ શિલીંગ.'

રોશને બૉયને સૂચના કરી. હંમેશ માટે ટેવાઇ ગયેલો બૉય બે શબ્દોમાંજ સમજી ગયો. બારણું પુનઃ બંધ થયું.

પ્રસંગને અનુસરી છવાઈ ગયેલી પેલી કડકાઈ રોશનના મુખ પરથી ઓસરી ગઇ. યૌવન અને રૂપનું વેચાણ કરતી રોશન અને કિશોરીની સરખામણી કરવામાં હું જરાયે સફળ ન થયો. છતાં કિશોરી જેટલીજ, બલ્કે તેથી વધુ, રોશન તેના ધંધામાં કુશળ હશે એમ ભાસ્યા વિના ન રહ્યું. પુનઃ તેના ઓષ્ટ સ્મિતથી વિકસી ઊઠયા. આંખોમાં માદકતા પ્રવેશી ચૂકી. ચાલમાં ઝમક ઉમેરાઈ. કમરમાં લચક આવી. ખુલ્લી બારીઓ પર લટકતા પદડા વ્યવસ્થિત કરી, બહારનો રૂપેરી પ્રકાશ ખંડમાં આવતો તેણે

અટકાવ્યો. ગુલાબી કપડામાંથી ગળાઇને પ્રવેશતા પ્રકાશે ખંડની બધીય ચીજો પર ગુલાબી છાંટ આપી. રોશનના બદનમાં પણ આ ગુલાબીએ અસર કરી એ મારાથી છૂપું ન રહ્યું. તે વધુ આકર્ષક બની.

બીજા ખંડ તરફનું બારણું પણ તેણે બંધ કર્યું. ચારે બાજુ બંધ થવાથી હું ગભરાઇ જાઉં તેવો બીકણુ તો નહોતો. રૂ બજા-રના સોદા બંધ બારણેજ થાય છે; તેનાથી હું અપરિચિત હતો એમ કહી છેતરવાનું મારૂં દિલ નથી.

રોશને માથે ઓઢેલી ઓઢણી એક બાજુ ફગાવી દીધી, ધીમેથી મારી નજીક આવી સોફાના હાથા પર બેસી ગઈ. એ તરફ લક્ષ્ય કે ઈન્તેજારી ન બતાવતાં, પ્યાલામાં બાકી રહેલી વ્હીસ્કી મેં પીધા કરી. તેણે મારા ગળામાં હાથ વીંટાળ્યો.

મેં થોડી વારે તેના સામે જોયું. મસ્તીભર્યાં તેનાં કાળાં નયનમાં મદનની ભૂખ છે કે નહિ તેની ખાત્રી કરવા મેં તેની આંખોમાં આંખ પરોવી. તેની આંખોમાં તેવી વાસના મને જરાયે ન જણાઈ: તે પણ એકી નજરે મારી સામે જોઈ રહી. ધનને માટે રૂપનો વેપાર અને યૌવનનું લિલામ કરતી રોશન પ્રત્યે મને તિરસ્કાર ન ઊપજ્યો. તેના આ વર્તનથી મારું હૃદય પણ ન ધડક્યું. જગત જ્યારે સ્ત્રીને બધી જ બાજુથી આશ્રયરહિત કરી મૂકે, જીવનની જરૂરિયાત જેટલું યે તેને ભાગે ન જવા દે, ત્યારે સ્ત્રી રૂપ કે યૌવન વેચી જીવનનિર્વાહ કરે એ સ્વાભાવિક હતું.

રૂપ અને યૌવનના આશરે તે ધન મેળવતી. આ તેનો વેપાર હતો. દુનિયા આખીયે એક વેપારી બજાર છે. કોઈ વસ્તુ માટે ધન આપે છે. ધન આપી કોઇ ખાદ્ય પદાર્થો ખરીદે છે. કપડાં વેચી કોઇ પૈસો મેળવે છે. ઝવેરાત મેળવવા કોઈ

પૈસાની રેલમછેલ ઉરાડે છે. જગતના વ્યવહારોમાં પણ વેપારનો અંશ તો છે જ. લગ્ન પણ એક વેપાર નથી? છોકરો આપી કોઈ વહુ લાવે છે; અને છોકરી આપી છોકરો લે છે. રોશન રૂપ વેચી પૈસો મેળવતી હતી; પૈસો મેળવી જીવનની જરૂરિયાતો પૂરી પાડતી હતી.

માનવ જીવનમાં જરૂરિયાતોના વધારા સાથે નાણાંએ પ્રવેશ કર્યો. નાણાંના પ્રવેશે વેપારનું ક્ષેત્ર વિશાળ કરી દીધું. વિનિમયનો નાશ થયો. વિનિમય પણ વેપારનુંજ અંગ હતું, છતાં આજના વેપાર જેટલું વિશાળ ક્ષેત્ર તે નહોતું રોકતું. જરૂરિયાત પૂરતોજ તેનો ઉપયોગ થતો. સંગ્રહ કરવાનું તેમાં કારણ નહોતું. અપરિગ્રહનું વ્રત તેમાં અનાયાસે પણ સચવાતું. નાણાંએ પ્રવેશ કર્યો. વિનિમયની રીત બંધ પડી ગઈ. અપરિગ્રહનો નાશ થયો. નાણાં ધીમે ધીમે એકહથ્થુ થવા માંડયાં. મૂડીવાદે પ્રવેશ કર્યો, મૂડીવાદ જગતમાં ગરીબાઈને ઘસડી લાવ્યો છે.

રોશનનું વર્તન જગતની બહારનું ન્હોતું. વેપાર એ પાપ હોય તો રોશનને પાપી કહેવાય. આધુનિક જગત વેપારને ખૂબ મહત્ત્વ આપે છે. વિજ્ઞાન એ વેપારનેજ ઉત્તેજવા તરફ વળેલું છે. રાજ્યો અને મહારાજ્યોની નજર વેપાર પર ચોંટેલી છે. વેપારી અથડામણો રાજકીય આંદોલનો ઊભાં કરે છે. પરિણામે યુદ્ધના દાવાનળો ફાટી નીકળે છે. રોશનનો વેપાર આવા દાવાનળો ઊભા કરે તેવો નહોતો. તેને શા માટે દોષિત ગણવી? તેના તરફ તિરસ્કાર બતાવવાનું પણ શું પ્રયોજન?

હું શાન્તિથી બેસી રહ્યો. રોશને ધીમે ધીમે પોતાના દેહનું વજન મારા પર ટેકવવા માંડયું. મેં ખીસ્સામાં હાથ નાખ્યો, પચાસેક શિલીંગની નોટોની એક થોકડી કાઢી મેં તેની આંખો સામે ધરી, તે ઝડપી લેવા તેણે ખાસ ઇન્તેજારી ન બતાવી. ધન

માટે જ પોતે આ ધંધો કરે છે તે ઉઘાડું ન પડી જાય તેમ વર્તવું એ તેના ધંધાની કુશળતા જ હતી. પોતે પૈસાના ગુલામ નથી એમ બતાવવા દરેક માણસ પ્રયત્ન કરે છે. થોડાને જ એ કુશળતા પ્રાપ્ત થાય છે.

'લઇ લે.' મેં કહ્યું.

સોફાના હાથા પરથી ધીમેથી સરી પડી તે મારા ખોળામાં બેસી ગઇ. મારા હાથમાંની નોટો સેરવી લઇ તેણે પલંગ પર ફેંકી, અને આંખો નચાવતી એક વિચિત્ર નજરે તે મારા તરફ જોઇ રહી. તેનાં નયન પેલા પલંગ તરફ જવા મને આહ્વાહન દઈ રહ્યાં હતાં.

હું કોઈ યોગી નહોતો. યોગીઓએ પણ સ્ત્રીઓનાં રૂપ, લાલિત્ય અને યૌવન પાછળ યોગ છોડયા છે એવા દાખલા કયાં નથી ? મને મારી બીક લાગી. બે હાથે તેને ખોળામાંથી ઊંચકી હું ઊભો થઈ ગયો. તેણે મને પલંગ તરફ ખેંચ્યો, તેના હાથમાંથી હાથ છોડાવી હું બારી તરફ ગયો. ગુલાબી પડદાનું આચ્છાદન દૂર કર્યું. રૂપેરી પ્રકાશ ખંડમાં પ્રવેશ્યો. રોશન અવાક જ ઊભી રહી હતી. હું ફરીથી સોફા પર ગોઠવાયો.

'અહીં આવો !' રોશને મને પલંગ તરફ બોલાવ્યો.

'રોશન, તું તો મારી બહેન છું. તારી સાથે પલંગ પર બેસવામાં, મને મારો વિશ્વાસ નથી આવતો.'

મેં જવાબ આપ્યો. કંઇક છોભીલી પડી ગઇ હોય તેમ નીચું મુખ રાખી તે પલંગ પર બેસી પડી. મને તેની સાથે બેસવામાં જાતીય વિકૃતિની જ બીક હતી. માનસશાસ્ત્રીઓ કહે છેઃ 'પ્રાણી અને જીવ માત્રમાં જાતીયવૃત્તિ (sexual instinct) હોય છે જ.' માનવજાતિ તેમાંથી અલિપ્ત નથી. અને આ વૃત્તિ

ઉત્તેજીત કરવામાં આવે તો મારા જેવો એક ચંચળ મનનો આદમી માર્ગ ભૂલે એ સ્વાભાવિક હતું.

'રોશન, આમ તો જો.'

હૃદયમાં ગુનેગારનો થડકાર અનુભવતી, નીચું જોઈ ગયેલી રોશનને મેં કહ્યું. તેનું મોં પડી ગયું હતું. તે ખરાબ છે એમ કહી, તેને નીચું જોવડાવવા પૂરતું મારૂં આ વર્તન નહોતું; છતાં મારા તરફ દૃષ્ટિ કરવાની તેની હિંમત ન ચાલી.

'ખોટું લાગ્યું, બ્હેન ?'

મેં પુનઃ પૂછ્યું. બોલવાની તેનામાં હામ નહોતી. સદ્‌ભાવથી માનવ-હૃદય જેટલું પરાધિન થઈ જાય છે, તેટલું આજ્ઞાથી કે બળાત્કારથી કબજે નથી થતું. રોશન ધારે તો પેલા વેપારી પેઠે આ જ પળે મને બહાર કાઢી શકતી હતી. સદ્‌ભાવનું અદૃશ્ય તત્ત્વ તેને તેવો વિચાર પણ ન્હોતું આવવા દેતું.

'બ્હેન, આમ આવ.'

ન તો તે ઊઠી, ન તો મારા તરફ જોઈ શકી.

'રોશન,' હું તેની નજીક જ ગયો. 'એમાં આટલું બધું શરમાવાનું કંઈજ કારણ નથી.'

મેં તેને માથે હાથ ફેરવ્યો, તેની નજીક જ મેં પલંગ પર સ્થાન લીધું. તેની સાથે પ્રથમ પલંગ પર બેસવામાં મને જે બીક લાગેલી તેનું મને સ્મરણ પણ ન થયું.

'બ્હેન, તને શરમ આવે છે ? પૈસા માટે આજનું જગત ગમે તેવું નીચ કામ કરતાં પણ અચકાતું નથી. તું તારા દેહથી કમાય છે. તારા શરીરની કમાણી પર તું ઊભી છે. જગત તારાથી યે ભૂંડું છે. હજારો જીવનનાં, જીવતાં લોહી–માંસને ચક્કીમાં પીસી, જગત પૈસા મેળવતાં પાછું નથી પડયું. આર્તનાદની ભયંકર

ચીસોમાંથી જગતે પૈસા વીણ્યા છે. ભૂખ્યા–પ્યાસા ગરીબોનાં પીર-સેલાં ભાણાનું લિલામ કરી, જગતે ધનની ભૂખ છીપાવવા વલખાં માર્યાં છે. રોશન, પૈસા મેળવવા માટે સાંભળી પણ ન શકાય એવાં કૃત્ય ઉઘાડે છોગે થયાં છે. તું તો તારો દેહ વેચે છે. અન્યનું ખૂંચવી લેવાની દુષ્ટતા તેં નથી કરી. તારે શા માટે શરમાવું જોઇએ ? પોતાના સ્વાર્થ માટે હજારો માનવીઓને કૂતરાંને મોતે મારી નાખવા કરતાં, દેહનું લિલામ અને યૌવનનું વેચાણ હજાર દરજ્જે ઉત્તમ છે. શરમાવાનું તારે નથી. શરમાવા જેવું જગતના ધનિકોને છે. જેઓના દુષ્ટાચારે તમારે દેહ વેચવા જેટલી હદે પહોંચવું પડે છે, તેવા ધનિકોને શરમ આવવી જોઇએ. બહેન, તું તો અન્નપૂર્ણા છે. જગતની પ્રત્યેક સ્ત્રી અન્નપૂર્ણા છે. તેના તે પદમાંથી તે જેટલી ચલાયમાન થાય, તેટલો જગતનો તેના પર અત્યાચાર છે. અત્યાચારને સહન કરનાર પવિત્રતાની મૂર્તિ જ હોઈ શકે. અત્યાચાર કરનાર જ પાપી હોય. શરમ, પાપ કરનારને હોવી જોઇએ.'

હું આવેશમાં જ બોલી ગયો. રોશનની આંખોમાંથી મેં આંસુ ટપકતાં જોયાં. વ્હાલથી મેં તેને મારી છાતી સરસી દાબી દીધી.

'રોશન, તું રડે છે ? એ જ તારા હૃદયની પવિત્રતા બતાવી આપે છે, તને તારા આચરણ માટે દુઃખ છે, એ તારાં આંસુ કહી આપે છે. તારાં કૃત્યો માટે તને પસ્તાવો છે, એ તારું જલતું જિગર સ્પષ્ટ કરી દે છે. શોખને ખાતર, સ્વેચ્છાએ તું આ કાર્ય નથી કરતી, એ મને સમજાય છે. રોશન રોઇશ નહિ. રોવાની તારે જરૂર નથી. પસ્તાવો કરવાની તારે જરાયે આવશ્યકતા નથી. જે જગતના અત્યાચારોથી તારૂં હૃદય ખાખ થઈ જાય છે, એ જગત જ એક દિવસ પોક મૂકીને રોશે. પશ્ચાતાપની આગમાં એ જ જગતના ધનિકોને બળવું પડશે.'

મારા આશ્વાસનની રેશન પર ઊલટી જ અસર થઈ. તે ડૂસકે ડૂસકે રોઇ પડી. તેના હૃદયના ઊંડાણમાંથી એ રુદન આવતું હતું. હું તે જોઈ શક્યો. પસ્તાવાના અર્ક સમા આંસુના રેલા તેના રતૂમડા ગાલ પરથી ઊતરી કપડાંને ભીંજવી રહ્યા.

'રેશન !'

બહારથી પેલી વૃદ્ધાએ રેશનને બૂમ પાડી. તેણે જવાબ ન આપ્યો. વૃદ્ધા ફરીથી બોલીઃ

'રેશન, શેઠને કહેજે, નિરાંતે બેસે. પેટ્રોલ મળી ગયું છે.'

રેશનને મને કહેવાનું રહ્યું જ નહોતું. હું સાંભળતો હતો. એટલામાં ખંડના પાછળના બારણા પર ટકોરા થયા. રેશને બારણું ખોલવાની ઈન્તેજારી ન બતાવી. ફરીથી ટકોરા થયા. તેણે ક્રોધથી પૂછ્યુંઃ

'નાની ?' (કોણ ?)

'મીમી.' (હું.)

બહારથી બૅાયનો જવાબ આવ્યો. હું ઊઠ્યો. બારણાંની અંદરની સ્ટોપર ખોલી. બૅાયે ખંડમાં પ્રવેશ કર્યો. રેશન પાસે જઈ તેણે તેના હાથમાં પચીસ છૂટા શિલીંગ મૂકી દીધા. તે બહાર ચાલ્યો ગયો. જતાં જતાં તેણે બારણું ખાલી બંધ કર્યું. હું પુનઃ રેશન પાસે જઈ પલંગ પર બેઠો. રેશને ડોક ઊંચી કરી. તેની કામપૂર્ણ આંખ અત્યારે નિર્મળ બની ગઈ હતી. પવિત્રતાના વૈરાગ્યનું તેજ તેમાં મને ભાસ્યું. એક બીજી નજર તેણે હાથમાંના પેલા શિલીંગ પર નાખી. ક્રોધથી તેણે એ શિલીંગનો જમીન પર ઘા કર્યો.

રેશનનો આ સ્મશાન-વૈરાગ્ય સમજતાં મને વાર ન લાગી. હું માનસશાસ્ત્રી નહોતો એ કહી ગયો છું, છતાં એટલી સમજ-

શક્તિ તો હતીજ, કે વ્યાપારના પાયા પર ચાલતું જગત આટલું બધું નિઃસ્વાર્થી નજ બની શકે. યોગીમાંયે યોગસિદ્ધિનો સ્વાર્થ છે, તપસ્વીમાંયે પોતાના આત્મ-ઉદયનો લોભ છે, જગતના મૂળથી ટોચ સુધી જ્યાં લોભ અને સ્વાર્થ પરોક્ષ વા અપરોક્ષ રીતે વીંટાઇ ગયો છે, તો રોશન કોણ માત્ર!

'શેઠ, આજથી આ અનીતિનો પૈસો મને હરામ છે!'

રોશન આવેશપૂર્વક બોલી ગઇ. તેણે આંસુ સાફ કર્યાં. પલંગમાં વેરાએલી શિલીંગની નોટો એકઠી કરી તેણે મારા કોટના ખીસ્સામાં ખોસી દીધી.

નીતિ અને અનીતિના સંસ્કાર રોશનમાં તાજા થયા. મને તેમાં નવાઈ ન લાગી, પણ નીતિને સમજ્યા વિનાજ તેના પર કુરબાન થઈ જનાર રોશનની મને દયા આવી. કાલેજ આ નીતિના વિચારને ભૂલી જઈ તે પુનઃ 'હરામ' ગણેલા પેલા પૈસા માટે વલખાં મારવાની જ હતી. તે સિવાય તેનો આરો જ નહોતો, એમ હું જાણતો હતો. રોશન મારા તરફ જોઈ રહી.

માણસો નીતિ અને ધર્મ એ બે શબ્દોનો છૂટથી ઉપયોગ કરે છે. અને છતાંયે તેના પર વિશ્વાસ રાખી નિર્ભય થતો કોઈ જોવામાં નથી આવતો. નીતિ અને ધર્મની તેમની માન્યતા મનને આશ્વાસન આપતું વેવલાપણું જ છે એમ બધાંય સમજે છે. કોઇને શબ્દોમાં એ વસ્તુ કહેતાં નથી આવડી. આવડી એ બધા નાસ્તિકો અને દુષ્ટો ગણાયા. આજનો મનુષ્ય સમજતો થયો ત્યારથી તેની આંખો સામે નીતિ અને ધર્મના મોટા મોટા ચોપડા રાખવામાં આવ્યા છે; ત્યારથી એ બન્ને ભાવનાઓએ માનવહૃદયમાં ઘર કર્યું છે. હજારો 'પીનલકોડ' અને મનુસ્મૃતિઓના કાયદાઓ અમલમાં મુકાયા છે. આજે બે હજાર વર્ષથી ખ્રિસ્તી ધર્મ ચાલ્યો આવે છે. ઈસુને તે ભગવાન કે ભગવાનનો

ફિરસ્તો મનાવવા મથી રહ્યો છે. પરંતુ આટલે લાંબે વખતે યે જગતનો ઉદ્ધાર નથી કરી શકયો. યુરોપનાં માનવીઓ આજેય માનવભક્ષી જ રહ્યાં છે. વેદ અને પુરાણો લખાયે પણ આજે સૈકાઓ વહી ગયા. આજે યે તે માનવજાતિને બદલાવી શકયાં નથી. ધર્મની આ નિષ્ફળતા અજાણી નથી. નીતિ અને ધર્મના કાયદાકાનૂનો દૈવી નથી, પણ માનવીએ જ સામાજીક આવેગમાં તે ઘડી કહાડયા છે એ સ્પષ્ટ છે. દૈવી કાયદાકાનૂનને કાળ પલટાવી શકતો નથી. માનવી તેની અવજ્ઞા નથી કરી શકતો. આજના વૈજ્ઞાનિકોએ એ કાયદાઓને નિરર્થક બનાવ્યા છે. તેની અવજ્ઞા કરવા તેઓની પાસે એક વિશાળ વિજ્ઞાનક્ષેત્ર છે. તેઓએ આજે સાબિત કરી દીધું છે કે, માનવીને વિચાર કરતો અટકાવવા ધર્મની દીવાલ રચાઈ છે. એ દીવાલ પાછળ રમાતાં ધનિકોનાં નાટકોને કાયદાનું નામ આપવા, નીતિનાં સૂત્રો ઘડાયાં છે.

'રોશન, લે આ શિલીંગ?'

નીચે ફેંકી દીધેલા શિલીંગને વીણી લાવી તેના તરફ ધરતાં મેં કહ્યું.

'નીતિના ઊભરામાં ફેંકી દીધેલા પૈસા માટે આવતી કાલે તારે પસ્તાવું પડશે. આજનો સમાજ પૈસા વિના તને નહિ જીવવા દે. નીતિ અને અનીતિની માન્યતાઓમાં પડી, ભૂખે મરવું તેના કરતાં, એજ નીતિમાન કહેવડાવતા સમાજ પાસેથી પૈસા લઇને જીવવામાં કોઈ દોષ નથી. નીતિ એ ગરીબ વર્ગને રીબાવવા માટે ધનિકોએ ઘડેલા કાયદાઓનું સમૂહનામ છે. તેનાથી બ્હીને તું ડરી જાય એ તારી નિર્માલ્યતા છે. નીતિનાં સૂત્રો બદલાવાની હવે જરૂર છે. નીતિનું શાસ્ત્ર, સમાજથી તિરસ્કારાયેલ વેશ્યાઓને હાથે, ધનિકોની ચક્કીમાં પીલાતા

ગરીબોને હાથે અને જગતનો અત્યાચાર મૂંગે મ્હોએ સહન કરતા કિસાનોને હાથે લખાવું જોઇએ. નીતિ અને ધર્મને સફળ બનેલો જોવા માટે તેનાં તંત્રો ઉપરોક્ત વર્ગોને સોંપવાં પડશે.'

રોશન વિચિત્ર ભાવથી મારા તરફ જોઈ રહી. મારા હાથમાંથી તેણે શિલીંગ ઉપાડી લીધા. હું તેની સામે ઊભો હતો.

'લે.'

મારા અંદરના ખિસ્સામાં સોની નોટોની એક થોકડી હતી તે મેં રોશન સામે ધરી.

'લઇ લે. તું નીતિ કે ધર્મના કાયદાઓને અનુસરીને ચાલે એટલા માટે હું આ તને નથી આપતો. પરંતુ જે ધનિકો જેને માટે લાયક નથી, તે તેમના પૈસાના બળથી, તારી પાસેથી ન લૂટી જાય તે માટે આ આપુ છું.'

તેણે તે લેવા હાથ લંબાવ્યો. મારા ખિસ્સામાં ભાગ્યેજ વધારે પૈસા રહેતા, પણ હિન્દની એક આર્યસમાજિક સંસ્થાના સંચાલકને મોકલવા, મેં ગઈ કાલેજ બેંકમાંથી સોની નોટોના વીસ ટુકડા મંગાવેલા તે પડયા હતા. જગતમાં આર્ય-ધર્મ ફેલાવવા કરતાં રોશનને તેનું જે છે તે સાચવી રાખવા માટે પગભર કરવી એ વધારે અગત્યનું નહોતું ?

'બહેન, હું જાઉં છું. ફરીથી કોઇ વખત મળીશ. કમ્પાલામાં આવે તો મળજે. મારૂં નામ રશ્મિકાન્ત.'

હું બહાર ચાલવા લાગ્યો.

'ભાઈ!—'

રોશન આગળ ન બોલી શકી. તેનાથી રોઈ પડાયું. મારી પાછળ તે પણ બહાર આવી. પેલી વૃદ્ધા સાશ્ચર્ય અમને બંનેને જોઈ રહી હતી.

મોટરમાં પેટ્રોલ નાંખ્યું. હું જવા તૈયાર થયો.

'બહેન, આવજે.' મેં કહ્યું.

પેલી વૃદ્ધા ચમકી. રોશને હાથ ઊંચો કરી અજબ નેત્રે મને વિદાય આપી.



# માની છેલ્લી આશા

ઑફિસ બંધ કરવાના સમય પહેલાં થોડી જ પળે હું ત્યાં જઈ પહોંચ્યો. મારી કાર ઑફિસ સામેના 'પાર્કીંગ' આગળ આવી થોભી. ઘેર જવા તૈયાર થયેલા કારકુનોએ 'કાર' જોતાં જ પોત પોતાનું સ્થાન સંભાળી લીધું. આમ કરવામાં તેઓ મારી નજરને થાપ ન આપી શક્યા. હું ઑફિસમાં દાખલ થયો. પુનઃ શાન્તિથી સર્વ પોત પોતાનું કામ આટોપવાનો ડોળ કરતા હતા. મારી હાજરીમાં, ઑફિસમાં સર્વ નિર્જીવ પૂતળાંઓ કામ કરતાં હોય તેવી શાન્તિ જળવાતી હતી. માત્ર ટાઇપ રાઇટરના ટકોરા જીવંત હોવાનો ભાસ કરાવતા. આજે કોઈ મોટી બાબત બની ગઈ છે, એમ મારા વર્તન પરથી બધાંયે અટકળ કરી હોય તેમ, સર્વના ચહેરા સહેજ ઉદાસ અને ચિંતામગ્ન જણાતા હતા.

મેં 'કૉલબેલ' માર્યો. તરતજ બૉય હાજર થયો. એકાઉન્ટન્ટને બોલાવી લાવવા મેં આજ્ઞા કરી. મારી બાજુના જ રૂમમાં સરવા કાન કરી બેઠેલા એકાઉન્ટન્ટે તે સાંભળ્યું, અને બૉય ખબર કરે તે પહેલાં તો તે અંદર આવ્યો. મેં પેલા ચેક પર સહી કરી તેના સામે ધર્યો. પળભર તે મારા તરફ જોઈ રહ્યો.

'બેન્ક બંધ થઈ ગઈ હશે.' ચેક હાથમાં લેતાં જરા ગભરાટથી તેણે કહ્યું.

મેં ઘડિયાળ તરફ જોયું, પાંચ વાગી ગયા હતા. મને ત્યારે જ સમયનું બરાબર ભાન આવ્યું.

'ભલે, કૅશ આવતી કાલે લઈ આવજે.' મેં કહ્યું.

આવતી કાલે કૅશ લઇ આવવા આજથી 'કૅશ'ના ચેક પર સહી કરી આપનાર શેઠ, તેની નજરમાં મૂર્ખ લાગતો હોય તેમ, એક નજર મારા પર ફેંકી તે બહાર ચાલ્યો ગયો.

તરત જ ટેલિફોનની ઘંટડી વાગી. મેં રિસીવર ઊપાડયું. બ્રોકર પેલી પાંચસો ગાંસડીઓનો 'ડિફરન્સ' ચેક મોકલાવી આપવાની સલાહ આપતો હતો. મેં એકાઉન્ટન્ટને પાછો બોલાવ્યો, અને બ્રોકરને ચેક મોકલાવી દેવા સૂચના કરી.

એકાઉન્ટન્ટ બહાર ગયો અને સેક્રેટરીએ અંદર પ્રવેશ કર્યો. એક જીનરી પર મજૂરોના પગાર પર કાપ મૂકતાં, હડતાલની મુશ્કેલીના સમાચાર આપવા તે સવારનો રાહ જોતો હોય તેમ લાગ્યું. પહેલાંનો જ પગાર ચાલુ કરાવી દેવાની મેં તેને આજ્ઞા કરી.

'બીજા મજૂરો ઘણા મળી રહેશે.' તે જરા ડાહ્યો થયો.

'ભલે, જૂના મજૂરો ચાલુ રાખો?'

મારા અવાજમાં સ્પષ્ટ આજ્ઞા જોઈ તે સંમત થઇ બહાર રવાના થઇ ગયો. પુનઃ ટેલિફોનની ઘંટડી વાગી. ઑફિસનું

કામકાજ કરવામાં હું કદી કંટાળ્યો નથી. આજે મને ખૂબજ કંટાળો આવતો હતો. મેં રિસીવર ઊપાડયું જ નહિ. ઘંટડી થોડી વાર વાગી બંધ પડી ગઇ.

બહારથી બૉય પ્રવેશ્યો. મારા ટેબલ પર ટેલિગ્રામનું એક કવર મૂકી તે પાછો વળી ગયો. કવર પર મારું નામ હતું; વેપાર અંગેના બધા જ તાર કે કાગળો કમ્પનીને નામે જ આવતા. મેં ટેલિગ્રામ ખોલ્યો.

'Mother Seriously sick, come soon.'

મેં ટેલિગ્રામ વાંચ્યો. વાંચવામાં કંઈ ભૂલ થતી હોય એમ શક જતાં શબ્દે શબ્દ છૂટો પાડીને ફરીથી વાંચી જોયો. વાંચવામાં ભૂલ નહોતી જ થતી. મારા એક સંબંધીએ એ તાર કર્યો હતો. ખરેખર, મા એટલાં બધાં બિમાર હશે? હશે જ એમ માની લેવા સિવાય બીજી કોઈ સાબિતી નહોતી.

મારે જવું જ જોઇએ, એ વસ્તુ મેં જરાયે વિચાર વિના નક્કી કરી દીધી. જીવનમાં મેં જે મીઠી સંભાળનો અનુભવ મેળવ્યો હતો. તેમાં માનું મુખ્ય સ્થાન હતું. માતૃપ્રેમ તેની પવિત્રતાને અંગે જ મહત્ત્વનો લેખાય છે. મારૂં કુટુંબ બહોળું હતું. ત્યારે કદાચ મા મારા કરતાં મારાં નાનાં ભાઇભાંડુ પ્રત્યે વધારે વાત્સલ્યની લાગણીથી જોતાં હશે. અમારા કુટુંબમાં અત્યારે અમે બે જ છીએ. હું માતાને મન સર્વસ્વ હતો. માતા મારે મન સર્વસ્વ હતી. માતૃપ્રેમ વિષે ઘણું ઘણું વાંચ્યું છે પણ, હજી એ બધું જ મને અપૂર્ણ લાગ્યા કર્યું છે. વાત્સલ્યનું સાચું પ્રતિબિંબ બહુ જ થોડા કલાકારો કાગળ પર ઊતારી શકયા છે. મારો અનુભવ એ લખાણો કરતાં અનેકગણો આગળ હતો. એ માતાનાં ચરણોમાં જવા, અવકાશનો વિચાર કરવો એમાં

મને નીચતા લાગતી હતી. મેં બીજે જ દિવસે એરોપ્લેનથી હિન્દ જવા નક્કી કર્યું.

મેં એકાઉન્ટન્ટ અને સેક્રેટરીને મારી પાસે બોલાવ્યા. તેઓ ગભરાતા હોય તેમ મેં તેમના મુખ પરથી જોઈ લીધું. મારૂં આજનું વર્તન તેમને ગભરાવવા, પૂરતું હતું એમ હું સમજી શકયો. મારી સામેની ખુરશીઓ પર બેસવા મેં બંનેને સૂચના કરી. તેઓ બેઠા. કોઇ આગામી ભયની કલ્પનાથી બંનેના મુખ પર ચિંતા છવાઇ ગઈ હતી.

મારા મોં પરની સખ્તાઈની રેખાઓ ધીમેધીમે ઓસરી ગઈ. હું ઑફિસમાં પ્રવેશતો કે તરત જ મોં પર સખ્તાઈની રેખાઓ અનાયાસે પણ ધસી આવતી. ઑફિસના વડાઓની આ ખાસિયતમાંથી હું બચી શકયો નહોતો.

'હું આવતીકાલે પોર્ટબેલથી ઊપડતી 'એર-મેઇલ'માં દેશ જવાનો છું.' મેં બંનેને ઉદ્દેશીને કહેવા માંડયું: 'માતાજી બિમાર છે, આજે જ તાર મળ્યો. મારા ગયા વિના ચાલી શકે તેમ નથી. હજી કોટન સીઝન પૂરી થવાને એક માસ બાકી છે. કેટલાયે સોદાઓ હજી અધ્ધર જ રહેલા છે. મને આશા છે કે તમે બંને મળી મારા વિના પણ કામ ચલાવી લેશો.'

બંને શાન્ત રહ્યા. કદાચ આવડી મોટી જવાબદારી ઊપાડતાં તેઓનું દિલ ગભરાતું હોય એમ મને લાગ્યું.

'ગભરાવાની જરૂર નથી. 'પી. પી. પાવર' હું તમને બંનેને આપતો જઈશ. બનતા સુધી નાણાંભીડ આવશે જ નહિ. આવે તો મને તાર કરજો. હું દેશથી 'ટી. ટી.' થી નાણાં મોકલાવી આપીશ. હવે નવા સોદા કરવાની જરૂર નથી. આપણી જીનરીઓની જે ગાંસડીઓ થાય તે તક આવ્યે જ વેચી દેજો. જીનરી પર કોઈ ઝઘડા હોય તે ન્યાયની દ્રષ્ટિથી પતાવી દેવા.

ન્યાય અને સત્યને માટે કોઇ વખત ખોટ આવવાનો સમય આવે તો જરાયે ગભરાશો નહિ.'

હું એટલું બોલી ખુરશી પરથી ઊભો થયો. તે બંને પણ મારી સાથે ઊભા થયા. વેપારની જવાબદારી પગારદાર માણસો પર છોડવામાં, હજુ આપણા હિન્દીઓ અન્ય પ્રજાઓ જેટલા ઉદાર નથી બન્યા. હું પણ નહોતો બન્યો. છતાં ન છૂટકે બનવાનું હતું. અને એ રીતિમાં સંકુચિત ભાવના છે એમ હું માનતો. પગારદાર માણસો પર ભરોસો ઓછો આવે છે. અને તેનું કારણ માણસોને નોકરીમાં રાખનાર પોતે હોય છે. ટૂંકા પગારમાં કામ કરતો માનવી પોતાની જરૂરિયાતને પહોંચી વળવા ચોરી કરવા લલચાય એ સ્વાભાવિક છે. કમાણીના પ્રમાણમાં પૂરતો પગાર આપી રોકેલા નોકરો ભાગ્યે જ દગો કરવા પ્રેરાશે. એકલા પગારદાર માણસો પર જ વિશ્વાસ કરી લાખ્ખો પાઉન્ડનો વેપાર કરનાર, કેટલીય પરદેશી પેઢીઓ મેં હિન્દ અને આફ્રિકામાં જોઇ છે. તેઓના મોટા પગાર તેઓને નીતિમાન બનવા ફર્જ પાડે છે. દેશના વેપાર-વાણિજ્યની વૃદ્ધિ માટે ઉદાર બનવું જરૂરી છે.

'તમે મારી સાથે ચાલો. પાસપોર્ટ બંગલે પડયો છે તે ઇમીગ્રેશન ઑફિસમાં લઇ જવો પડશે. કાલે બપોરે મને પાછો મળી જવો જોઇએ.'

અમે ત્રણે ઑફિસમાંથી બહાર નીકળ્યા. મારી કારમાં બેસી બંગલા તરફ રવાના થયા. મેં મારો પાસપોર્ટ તેમને આપ્યો. અને 'ઇમ્પીરિયલ એરવેઝ' માંથી ટિકિટ લાવી મને સવારે પહોંચાડવાની સૂચના કરી. ઉપરાન્ત બીજી કેટલીક બાબતોની જરૂરી સમજણ આપી બંનેને રવાના કર્યા.

લગભગ સાત વાગી ગયા હતા. માતાની બિમારીની કેટલીક ભયભિત કરે તેવી કલ્પનાઓથી મારૂં હૃદય ધ્રૂજતું હતું. વેપારીની અમુક બાબતોથી પણ મન અસ્વસ્થ બની રહ્યું હતું. રોશનના વિચારો મગજમાં હજી ચોક્કસ સ્થાન પામ્યા ન હોવાથી, આમ તેમ ઘૂમતા હતા. નિદ્રા આજે મારાથી રૂસણાં લેવાની હતી તેની મને ખાત્રી હતી. સાંજે જમવાનું દિલ નહોતું. આફ્રિકામાં રહેતો તે દરમિયાન ભાગ્યે જ હું સાંજે જમતો. એકાદ બે મિત્રોને મળીઆવવાનો વિચાર કરી, હું કાર લઇને બહાર નીકળી પડયો.

બીજે દિવસે લગભગ પાંચેક વાગે પોર્ટબેલથી 'શીપલેન' માં હું હિન્દ જવા તૈયાર થયો. નવીનતા અનુભવવા ખાતર એરોપ્લેનમાં હું એક વખત બેઠેલો. એરોપ્લેનમાં મુસાફરી કરવાનો આ પહેલોજ પ્રસંગ હતો. એરોપ્લેનની મુસાફરીનો આનંદ બીજાને ગમે તેવો સાહસિક કે અવર્ણનીય લાગતો હશે. મારે માટે તો એકે એક પળ લાંબી બની લાગતી હતી. કેમે કર્યો વખત ખૂટતોજ નહિ. હવાની પ્રથમ મુસાફરીમાં હોવું જોઈતું કુતૂહલ મારામાં નહોતું રહ્યું. હૃદય ગૂંગળાઇ ગયું હતું. માતાની બિમારીને કારણેજ મારામાં આ માનસિક ફેરફાર થયો હોય એમ હું ચોક્કસ નથી કહી શકતો. કોઈક વખત એક કારણ સાથે બીજાં અનેક કાલ્પનિક કારણોથી દિલ બળ્યા કરે છે. કોઈ અદ્રશ્ય ગુહ્ય તત્વ હૃદયને ગૂંગળાવી મારે છે. આનંદની પરાકાષ્ટામાં વિહરતો માનવી પણ આ સમયે મૂઢ બની જાય છે. મારી સ્થિતિ કંઇક એવીજ બની ગઇ હતી. કોઇ ગૂઢ તત્ત્વ મારા હૃદય પર સ્વામિત્વ ભોગવતું હતું.

'શીપલેન' ત્રીજે દિવસે કરાંચી ઊતર્યું. સાધારણ સમયે હું સ્ટીમરમાં દસ દિવસની મુસાફરી કરતો ત્યારે મને જેટલો કંટાળો

નહોતો આવતો, તેના કરતાં હું અનેકગણો કંટાળી ગયો હતો. થાકથી મારાં અંગો શિથિલ થઇ ગયાં હતાં. એરોપ્લેનમાં હું અમદાવાદ પહોંચ્યો અને ત્યાંથી આગગાડી રસ્તે મારા ગામના સ્ટેશને આવી રહ્યો. કરાંચી ઊતરી મેં ઘેર તાર કરેલો, એટલે એક દૂરના સગા મને સ્ટેશને સામો લેવા આવેલા.

'માને કેમ છે?' તેમને જોતાંજ મેં પૂછ્યું.

'આજેજ વડોદરા હૉસ્પિટલમાં લઈ ગયા છે.' તેમણે જવાબ આપ્યો.

ગાડી હજુ સ્ટેશન પરજ ઊભી હતી. મારી પાસે એક ચર્મબેગ સિવાય અન્ય કોઈ સામાન નહોતો.

'તમે આ બેગ લઈ જાવ. હું આ ગાડીમાંજ વડોદરા જઈશ.' મેં તેમને કહ્યું.

બેગ તેમને સોંપી હું વડોદરાની ટિકિટ લઈ ગાડીમાં ગોઠવાઈ ગયો.

સાંજના પાંચેક વાગ્યે ગાડી વડોદરા પહોંચી. એક મોટર ભાડે કરી હું ઉતાવળો હૉસ્પિટલમાં પહોંચ્યો. સ્ત્રીઓના વૉર્ડની એક બારીમાંથી મારા મામા ડોક લંબાવી બહાર જોતા હતા. મા એજ જગ્યાએ હશે એમ કલ્પતાં મને વાર ન લાગી. મામાએ મને જોયો. અમારી આંખે આંખ મળી. મને લેવા તે વૉર્ડમાંથી બહાર દોડયા.

'ભાઇ, તું આવી પહોંચ્યો!?'

સાશ્ચર્ય મારા તરફ ઘડીભર જોઈ રહી તે મને વળગી પડયા. તેમની આંખોમાં અશ્રુ ભરાઈ આવ્યાં. બે વ્યક્તિની સામાન્ય વેદના—આંખો મળતાં—શબ્દો વિના પણ હૃદયને હચમચાવી દે છે, અશ્રુનો પ્રવાહ અકલ્પિત રીતે પ્રગટ થાય છે.

"માને કેમ છે?' મેં પણ સજળ નેત્રે પૂછયું.

'ઓપરેશન કર્યું છે. ૭ વાગ્યા પહેલાં કોઈને પણ ત્યાં જવા દેવાની ડૉકટરે મના કરી છે.' તેમણે જવાબ આપ્યો.

મેં ઘડિયાળમાં જોયું. સાડાપાંચ વાગી ગયા હતા. માની નજીક હોવા છતાં તેનું મુખ પણ જોવાનો અવરોધ મારે માટે અસહ્ય થઇ પડયો. મામા સાથે વાતચીત કરી સમય પસાર કરવાની ધીરજ નહોતી.

'માને શું થયું છે?' મૂગો ન બેસી શકવાથી થોડીવારે મેં મામાને પૂછયું.

'ગામનો ડૉકટર પહેલાં તો પેટનું કંઇક દર્દ કહેતો હતો. પણ એકાદ અઠવાડિયામાં સ્થિતિ વધારે ગંભીર બની. એટલે અમદાવાદથી એક ડૉકટરને લાવવા માંડયો. તેનાથીયે કંઇ સુધારો ન થયો. આજે અહીં આણ્યાં છે. શું દર્દ છે તે હજી ડૉકટરે કહ્યું નથી. ઓપરેશન કરવાની રજા માગી, લગભગ અગિયાર વાગે ઓપરેશન કર્યું છે.'

આધુનિક 'સર્જ્યરી' પર મને કોઇક વખત અણગમો આવતો. આજે મને તિરસ્કાર ઊપજ્યો. જરી જરી બાબતમાં 'ઓપરેશનની જરૂર છે' એમ મારે પણ કેટલીય વાર સાંભળવું પડેલું. આયુર્વેદિક તબીબોથી ફાયદો થાય તો સર્જ્યનોથી દૂર રહેવાજ હું ટેવાયો હતો. છતાં તેનાથી કંટાળી જનારાઓ પણ તેના વિના નથી ચલાવી શકતા એ એક અજાયબી નથી?

હું મામા પાસેથી દૂર ખસ્યો. ડૉકટરની ઑફિસ શોધી કાઢી તેમાં દાખલ થયો. માના બારામાં તેને એકજ વખતે ઉપરાઉપરી અનેક પ્રશ્નો પૂછી નાખ્યા. તે શાન્તજ બેસી રહ્યા. મારો ગભરાટ તે સમજી ગયા. મારી અમૂઝણનું માપ તેણે મને જોતાં કાઢી લીધું હતું. ખૂબ શાન્તિપૂર્વક થોડીવારે તે બોલ્યાઃ

'પેટનું ઓપરેશન છે. વૃદ્ધ કાયા હોવાને અંગે અસર વધારે થાય. દર્દના પ્રમાણમાં, આજ સુધી વૃદ્ધા કેમ જીવી તે મારે માટે પણ એક પ્રશ્ન છે. આજની રાત જોખમ ભરેલી છે, પસાર થઈ જાય તો ખાસ ચિંતા નથી.'

હું તેનો આભાર માની ઑફિસમાંથી બહાર આવ્યો. ૭ વાગવાને હવે ઝાઝો સમય બાકી નહોતો. વૉર્ડમાં આવી, હું મામાની સાથે માના ખાટલા નજીક ગયો. એક નર્સે આવી, ખાટલાની ચારે બાજુએ મૂકેલા પડદા ખસેડી લીધા.

માની આંખો બંધ હતી. હજી કદાચ ઘેનમાં હશે એમ માની, બાજુમાં પડેલા એક ટેબલ પર હું ગોઠવાયો. એક બીજું ટેબલ લાવી મામા પણ મારી સામી બાજુએ બેઠા. મા તરફ જોઈ મેં આંખ ઊંચી કરી. મામાની સાથે આંખ મળી. અમે બંનેએ નીચું જોયું. માને છોડયે ત્રણ મહિના થયા હતા. તે વખતે તેમના વૃદ્ધ મુખ પર જે તેજ હતું તે આ ટૂંકા ગાળામાં જ બિમારીએ ચૂસી લીધું હતું. લોહીનું પાણી થઇ ગયું હોવાથી દેહ તદ્દન સફેદ અને ફિક્કો લાગતો હતો. વૃદ્ધાવસ્થા કરતાં બિમારીએ દેહની ત્વચામાં વધુ કરચલીઓ પાડી દીધી હતી. આંખો ઊંડી ઊતરી ગઇ હતી. માથાના વાળ પણ આછા થઇ ગયા હતા.

નીચું ભાળી રહેવામાં મને ધીરજ ના રહી. મેં ધીમેથી કપાળ પર હાથ મૂકયો.

'મા, હું આવ્યો છું.' મેં ધીમેથી કહ્યું.

'હં,' બહુ જ આસ્તેથી માએ ગળામાંથી અવાજ દીધો.

ક્લોરોફોર્મની અસર હજુ નાબૂદ નહિ થઈ હોય, એમ સ્હમજી મેં ફરીથી બોલાવવાનું છોડી દીધું.

મારા હૃદયમાં એક જાતની ગભરામણ વધ્યે જતી હતી. માને બચવાની આશા એમના દેહને જોતાં જ મેં મૂકી દીધી. માત્ર એક વખત આંખ ઊઘાડી તે મને જોઈ લે; હું 'મા' કહું-એ 'બેટા' કહી મારે માથે હાથ ફેરવે; હવે મા પાસેથી મને એટલી જ આશા હતી. છતાં મારી ગભરામણ હજી ઓછી નહોતી થતી. મારી ગભરામણનું કારણ મને પાછળથી સમજાયું. મા સ્વર્ગે સીધાવે તો જગતમાં મારૂં કોણ ? એ પ્રશ્ન મને ગભરાવી રહ્યો હતો. જગતમાં હું એકલો હતો, અટૂલો હતો. મને ડરાવનાર મારો સ્વાર્થ જ હતો. મરનાર પાછળ રડવામાં કે મોતની બીકથી ગભરાવામાં સ્વાર્થબુદ્ધિ જ અપરોક્ષ રીતે કામ કરે છે એમ નથી લાગતું ? મરનાર મરે તેના મરણથી શોક થાય કે કેમ એ પ્રશ્ન બાજુએ મૂકીએ પણ તેના મરવાથી અમુકને અમુક જાતની ત્રુટીઓ આવી પડે, અમુક વ્યવહારો અટકી પડે. આ વિચારો જ ગભરાવી મૂકે છે. હું મા વિના અટૂલો પડવાનો હતો. માના મૃત્યુ કરતાં મને મારૂં અટૂલાપણું વધારે ગભરાવી રહ્યું હતું.

થોડી વારે માએ આંખ ઊઘાડી.

'બેટા, તું આવી પહોંચ્યો ?' ત્રુટક અવાજે તેમણે મને પૂછ્યું.

'હા, મા. કેમ છે હવે તમને ?'

માએ જવાબ ન આપ્યો. મારો કંઠ રૂંધાઈ ગયો. આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં.

'બેટા, રશ્મિ !' થોડી વારે તે પુનઃ ધીમેથી બોલ્યાંઃ 'મા કોઈનેય આખી જીંદગી પહોંચે છે ? આમ કાળજુ પોચું ન રાખીએ, બેટા.'

મારાથી રોઈ દેવાયું. માને બોલતાં થાક લાગ્યો હતો. તે વધુ ન બોલી શકયાં. તેમની ઊંડી ઊતરેલી આંખોના ખાડામાં અશ્રુનું નીર ભરાયું. સામે બેઠેલા મામાએ પણ આંખો લૂછી.

મૃત્યુની ભયંકરતાને પ્રત્યક્ષ કરતી શાન્તિ થોડી પળ પથરાઈ ગઈ. વાતાવરણમાં કરૂણતાના રાગ વણાઇ ગયેલા લાગ્યા.

'ભાઈ!' મામા તરફ જોઇ માએ કહ્યું: 'મને બચવાની આશા નથી. મારા રશ્મિ—'

'બહેન, રશ્મિની ફિકર ન કરશો. એ હવે નાનો નથી. પોતાનું સારી રીતે સંભાળી શકે તેમ છે.'

'પણ–' તે અટકી ગયાં.

'શું?'

'એના લગ્ન માટે તમારા વિના–'

ફરી તે અટકી ગયાં. બોલવાથી તે હાંફી જતાં હતાં. છાતીમાં દર્દ થતું હોય તેવું સ્પષ્ટ જણાઇ આવતું હતું.

'બેટા,' તેમણે મને કહેવા માંડયું: 'હું હવે એકાદ કલાકની મહેમાન છું. મારી છેલ્લી આશા પાછી ન ઠેલતો. મામાની ઇચ્છા પ્રમાણે લગ્ન કરજે.'

હું શાન્તજ રહ્યો. તેમને આશ્વાસન આપવા પૂરતાં એક બે વાકયો પણ મારી પાસે તૈયાર ન્હોતાં. મરણ પથારીએ સૂતેલાં માને છેલ્લી પળે મારા લગ્નનો વિચાર આવશે એમ મારી કલ્પનામાંયે નહિ આવેલું.

'ભાઈ, લગ્ન કરીશને?'

મને મૌન રહેલો જોઈ તેમનાથી પૂછયા વિના ન રહેવાયું. લગ્ન ન કરવાની મારી હઠનો માને પૂરતો અનુભવ હતો. મારે મોંએથી જ હકાર ભણાવાની તેમની ઈચ્છા હું સમજી ગયો.

'મા, મારી ચિંતા ન કરશો.'

મેં કહ્યું. માને કંઈક શાન્તિ વળી હોય તેમ તેમણે આંખો મીંચી.

હું અને મામા એમ જ બેસી રહ્યા. તે વખતે હું શું વિચાર કરતો હતો તે મને યાદ નથી. અમારા બંનેના ગાલ પરથી વહેતાં આંસુના રેલા સૂકાઇ ગયા.

હું ઊઠયો. ડૉકટરની ઑફિસમાં પહોંચ્યો. ડૉકટર ઘેર જવાની તૈયારી કરતા હતા. એક વખત માને તપાસી જવાની મેં તેમને વિનંતિ કરી. તે મને ભલા લાગ્યા. તરતજ તે મારી સાથે આવ્યા.

માની નાડી તપાસી, કેટલીકવાર વિચાર કરી તેમણે મને અંગ્રેજીમાં કહ્યું:

'Sorry, no hope!'

માનો હાથ તેમણે નીચે મૂકયો. મારી ગભરામણ વધી ગઈ. શું કરવું એ મને ન સમજાયું. હૃદય મૂંઝાઇ ગયું. શરીરે પસીનો છૂટયો. આંખે અંધારાં આવી ગયાં. સ્થિર બેસી શકવાની પણ મારામાં સાન ન રહી.

*    *    *

કૌમારવેશે આશાના સુવર્ણ પગથારે ઊભેલી, અનેક કન્યકાઓને પોતાના ભાવિ પતિદેવને હૃદયના અર્ધ્ય ચઢાવવા તલપી રહેતી મેં જોઇ છે. અને જ્યારે જ્યારે મેં એ પ્રમાણે જોયું છે ત્યારે, મને શોકમિશ્રિત હર્ષ ઉદ્દ્ભવ્યો છે. લગ્નની ભાવના શિશુવયમાંથી જ તિવ્ર બનવા માંડે, તેના મગજમાં પ્રગતિના અન્ય કયા વિચારો પ્રવેશી શકે? લગ્નના પાંજરામાં પુરાવાના કોડ તેમનામાં એક પ્રકારની નિર્બળતા લાવી મૂકે છે. એ નિર્બળતાના પ્રતાપે જ તે પુરુષને ઝંખે છે. પુરુષ વિના પોતાને

એકલી અટૂલી માને છે. એમની એ ભાવના તેમના હૃદયને ગૂંગળાવે છે. ગૂંગળાયેલ હૃદય પરતંત્ર બની આશરો શોધવા તલપી રહે છે. લગ્નની પ્યાસ આમ નહિં ઉદ્‌ભવતી હોય? અને તેના દોષનો મોટો ભાગ સ્રીને પોતાનેજ શીર નથી? કિશોરાવસ્થાથી જ બાલિકાઓના મગજ પર 'લગ્ન' 'વરરાજા' 'વહુરાણી' 'સંસાર સુખ' અને એવા કેટલાયે સંસ્કારોનું સિંચન થાય છેઃ એ સંસ્કારબળ બાલિકાના માનસ વિકાસ સાથે વૃદ્ધિ પામે છે. અને યુવાનીના પ્રથમ સોપાને પગરણુ માંડતા પહેલાં લગ્નની ઝંખનાથી તે વ્યાકૂળ થવા માંડે છે.

મારી સામે બેસાડવામાં આવેલી બાલિકાને જોતાં મને ઉપરોક્ત વિચારો આવી ગયા. મારા લગ્ન સંબંધ માટે મામાનો આ ત્રીજો પ્રયત્ન હતો. કોઇ સગા-ઓળખીતાને મળવાને બહાને બહારગામ લઇ જઇ, તેમણે મારી આંખે અનેક કન્યાઓ નાંખી જોઇ. હું બધુંજ સમજી શકતો. મામા મને ટકોર પણ કરતા. પરંતુ મારા તરફથી તેનો ઠંડો જવાબ મળતાં તે શાન્ત પડી જતા. આજ પહેલાં બે કન્યાઓને તે મારી પસંદગી માટે લઈ આવ્યા હતા. મારા તરફથી નકારનો જવાબ મળતાં આજે આ તેમનો ત્રીજો પ્રયત્ન હતો. કદાચ છેલ્લો જ પ્રયત્ન હશે.

એક ખુરશી પર હું બેઠો હતો. મારી સામેની ખુરશી પર એક બાલિકા બેઠી હતી, માંડ ચૌદ વર્ષની હશે. મેં તેની તરફ જોયું. મામાના કૃત્ય પર મને હસવું આવ્યું. લગ્નના સંબંધમાં ઉંમરનો કેટલો ફરક હોવો જોઇએ અથવા હોવો જોઇએ કે કેમ? તેને માટે હજી કોઇ સર્વમાન્ય નિર્ણય નથી યોજાયો. માનસિક કજોડાં થવામાં ઉંમર ખાસ ભાગ ભજવતી હશે એમ આજે મને ચોક્કસ લાગ્યું. અનેક આદર્શોની પાંખે ઊડતા એક યુવાનને માત્ર 'વહુ' બનાવવાનાજ વિચારો સેવતી બાર-ચૌદ

વર્ષની કન્યા સાથે પરણાવવામાં જીવનની બરબાદી ન થાય તો બીજું શું પરિણામ આવે? બંનેના મગજની સપાટીમાં આસમાન જમીનનો ફરક હોય તે કેમ કરી ટાળી શકાય? પુરૂષે પોતાના વિકાસની સપાટી નીચે ઊતારી સ્ત્રી સાથે થઇ જવું જોઇએ. અથવા સ્ત્રીએ પોતાના વિકાસને વેગ આપી પુરૂષ સાથે થઇ જવું જોઇએ. પરંતુ કાગળ ઉપર લખવા જેટલું એ સહેલું નથી.

બાલિકા ચૂપકીદીથી મારા તરફ જોતી હતી. 'ઇઝીચેર' પર બેસવા છતાં તે અક્કડ બેઠી હતી. શૂળની શય્યા પર બેસાડી હોય તેમ: શરમથી નીચાં ઢળેલાં તેનાં નયન પર વાળની એકાદ-બે લટ ઝૂલી રહી હતી. મુખ પર ભયની આછી રેખાઓ અંકાઈ ગઈ હતી. ગુનેગારને કોર્ટના પિંજરામાં ઊભો રાખ્યો હોય અને તેનામાં જે બેચેની, અસ્થિરતા તથા ભય, પ્રવેશે તેવી જ આ બાલિકાની સ્થિતિ હતી.

કંઈક કામનું બહાનું કાઢી બહાર ગયેલ મામાએ પુનઃ ખંડમાં પ્રવેશ કર્યો. બહારથી કોઇએ પેલી બાલિકાને બોલાવી. તે ચાલી ગઇ. આવાં નાટકોથી હવે હું ખરેખર કંટાળી ગયો હતો. ખિજાઈનેજ મેં મામા સાથે વાત કરવી શરૂ કરી.

'હવે તમે આ ધાંધલનો અંત લાવો તો સારૂં.'

'કયું ધાંધલ?' અજાણ્યા થઈ તેમણે પૂછ્યું.

'મારા લગ્ન માટેનાં આ નાટકોથી હવે હું ત્રાસી ગયો છું.'

'તો શું તારો વિચાર લગ્ન કરવાનો નથીજ?'

'ના.'

'તેં નિર્ણયજ કરી લીધો છે?'

'હા.'

તે શાન્ત પડી ગયા. લગ્ન માટે મેં આજે નહિ હરેક વખત એમને ના પાડી છે. છતાં આટલા ગંભીર બની બેઠા હોય તેવો આ પહેલોજ પ્રસંગ હતો. ખૂબ ઊંડા વિચારમાં ઊતરી ગયા હોય તેમ લમણે હાથ મૂકી થોડીવાર તે ચૂપ બેસી રહ્યા. ખિજવાટથી ડોળા ઘૂરકાવતો હું તેમની સામેજ બેઠો હતો.

'તું વિચાર કરીને આ જવાબ આપે છે?' તેમણે મને પૂછ્યું.

'હા,' મ્હેં જવાબ આપ્યો.

'રશ્મિ, તું ખૂબ ભણ્યો છે. દેશાવરમાં વેપાર ખેડવાની હામ અને હોશિયારી તારામાં આવી ગઇ છે. તારી વેપારી આલમમાં કદાચ તું એક મોટો અક્કલવાન આદમી ગણાતો હોઇશ. પરંતુ જે માતાની કૂખેથી પેદા થયો તે માની એક છેલ્લી આશા પૂર્ણ કરવાની પણ તને દરકાર નથી, એ જોઈ મને ઘણોજ ખેદ થાય છે.' મામા તેમનો આ છેલ્લો પાસો ફેંકતા હતા તેમ હું સમજી શકયો. મૌન રહેવામાં મને ડહાપણ જણાયું.

'મામા, મારો એક જ જવાબ છે.' છેલ્લે મેં મામાને કહ્યું: 'લગ્ન મને પસંદ નથી. કેમ? એ એક મોટો પ્રશ્ન છે. મારે પરણવું જ હોત તો તમારે આ તકલીફ લેવાની જરૂર ન પડત. હું મારી જાતે જ બધું કરી લેત. મારા તરફના તમારા સ્નેહ માટે હું આપનો અહેશાનમંદ છું. પરંતુ મહેરબાની કરી હવે લગ્ન માટે પ્રયત્ન ન કરતા, નહિ તો મારે સદાને માટે અહીંથી ચાલ્યા જવું પડશે.'

'જેવી તારી ઇચ્છા.'

મામાને માઠું લાગ્યું હોય એમ હું જોઈ શકયો. મારી સાથે અન્ય કંઇ વાતચીત કર્યા વિના જ તે મારાથી દૂર ચાલ્યા ગયા.

મને આફ્રિકાથી આવ્યે ત્રણ જ માસ થયા હતા. આટલા ટૂંકા સમયમાં પણ હું કંટાળી ગયો હતો. વાતાવરણ મને ગૂંગળાવી રહ્યું હતું. માતાના અવસાનના શોકથી હૃદય હજી સ્વસ્થ નહોતું બન્યું, ત્યાં મામાએ લગ્નને માટે પ્રયત્નો આદરી જીવ મૂંઝવી નાખ્યો હતો. અહીં થોભવા હવે દિલ કબૂલ નહોતું કરતું. મુંબઈ જવાનો વિચાર થતો, પણ કોણ જાણે કેમ, મારાથી ન જઈ શકાતું. મારા દિવસો જ એવા પસાર થતા કે જીવનમાં કદી મેં એવી ગમગીની અનુભવી નહોતી.

મેં આફ્રિકા પાછા ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો.



# ચુંબન પછી–?

સ્ટીમર ઊપડવાને હજુ ચાર દિવસ બાકી હતા. ઘર આગળ દિલ ગોઠતું નહિ હોવાથી, મામાની સંમતિ લઇ મેં બહારગામ જવા તૈયારી કરી. તે દિવસે રાતના અગિયાર વાગે વડોદરાથી ઊપડતા મેઈલમાં હું મુંબઈ જવા નીકળી પડયો. મામા મારા આ વર્તનથી ઘણાજ નારાજ થયા હતા એમ હું સમજી શકયો. સામી વ્યક્તિના હિત માટે થતા પ્રયત્નોનોતેની પાસેથી ઉઘાડો અનાદર પામતાં હૃદય દુઃખાય એ સ્વાભાવિક છે.

નલિનને મને પોતાનો મહેમાન બનાવવાનો હક્ક પ્રથમ હતો. દરેક વખતે આફ્રિકા જતાં ને આવતાં હું નલિનનો જ મહેમાન બનતો. પણ આ વખતે તેના તે હક્ક પર મેં તરાપ મારી. નલિનને ત્યાં ન જતાં કિશોરીને ત્યાં જવાનો મેં નિશ્ચય કર્યો.

પ્રભાતના બાળ કિરણોના આગમને હજી મુંબઇને પૂરું નવાજ્યું નહોતું તે પહેલાં મેઈલ

મુંબઇમાં પ્રવેશી ચૂકયો હતો. મારા આવવાની ખબર આગળથી આપેલી નહિ હોવાથી કોઈ સામે તેડવા આવશે એ આશા નહોતી. એક ભાડાની ટેક્ષી કરી મેં કિશોરીના મકાન તરફ હંકારાવી.

કિશોરીનું મકાન આવ્યું. બારી–બારણાં બંધ હતાં. કદાચ હજુ બધાં ઊંઘતાં હશે એમ મેં માની લીધું. ટેક્ષીમાંથી નીચે ઊતરી મેં દાદરવાળા બારણાને ધકેલી જોયું. બારણું ઊઘડી ગયું. કમળા વહેલી ઊઠી કંઈ કામે બહાર ગઈ હશે અને બારણું સાંકળ વિના રહ્યું હશે એમ માની લેવામાં મને હરકત ન આવી. ટેક્ષીમાંથી સામાન ઊતારાવી મેં દાદર નજીક મુકાવ્યો. ભાડુ ચૂકવી બારણાને હતું તેમજ બંધ કરી હું ઉપર ગયો.

મકાનમાં જાણે વસતિજ ન હોય તેમ વાતાવરણ તદ્દન શાન્ત હતું. બેઠક ખંડમાં આવી હું એક ખુરશી પર બેઠો. કિશોરી હજી ઊંઘતી હશે એટલે તેની ગુલાબી ઊંઘમાં ડખલ કરવાની અશિષ્ટતા મેં ન વાપરી. પારકાના મકાનમાં પેસતાં શિષ્ટતાને ચુસ્તપણે વળગી રહેવાનો હું પ્રયત્ન કરતો. બધાજ માણસો કદાચ આમ કરતા હશે.

થોડીવારે બાજુના ઓરડામાંથી આરતીની ઘંટડી વાગતી હોય તેવો રણકાર સંભળાયો. મને આશ્ચર્ય થયું. કિશોરીના મકાનમાં આરતી ક્યાંથી સંભવે? નર્તકીના જીવનમાં પૂજનને બહુજ ઓછું સ્થાન હોય છે. નલિનના પત્રની મને યાદ આવી. કિશોરી કદાચ પૂજા કરતી હોય તો? ધીમે પગલે હું એ ઓરડા તરફ ગયો.

બારણા આગળજ હું સ્થંભી ગયો. ખરેખર કિશોરી પૂજન કરતી હતી. કોનું પૂજન કરતી હતી તે હું ન સમજી શકયો. ખંડમાં ગોખ ન્હોતો કે તેમાં મૂર્તિ હોય, બાજઠ નહોતો કે તે પર મૂર્તિની સ્થાપના કરેલી હોય. કોઇપણ જાતના સરંજામ

સિવાયનો એ ખંડ હતો. સામી ભીંત પર થોડા થોડા અંતરે ત્રણ તૈલચિત્રો લટકતાં હતાં. કિશોરીના પિતાના ચિત્રને મેં તરતજ ઓળખી કાઢ્યું, વચમાં લટકાવેલ સ્ત્રીના ચિત્રને હું ન ઓળખી શક્યો. કિશોરીની માતાની એ છબિ હશે એમ કલ્પી લેવામાં મને હરકત ન લાગી. અને પેલી ત્રીજી છબિ જોતાં હું વિચારમાં પડી ગયો. મારા ચહેરાને મળતોજ એ ચહેરો હતો. કદાચ મારી ભૂલ પણ થતી હોય. પોતાનો ચહેરો બહુજ થોડા માણસોને યાદ રહેતો હશે. ઉપરાન્ત મેં કદી આવી છબિ ચિતરાવી પણ નહોતી. મારો એવો એક નાનો ફોટો હતો. નલિન પાસેથી મારો ફોટો કિશોરીએ લીધો હતો. કદાચ એ ફોટા પરથી આ છબિ ચિતરાવી હોય તો ? ગમે તેમ હો, એ બાબત વધુ વિચાર કરવાની તક ન મળી. કિશોરીના દેહ પ્રત્યે મારી નજર ખેંચાઈ.

પિત્તળની ચળકાટ મારતી દીવી એક ખૂણામાં ઊભી હતી. ઉપર કમળપુષ્પના આકારનું કોડિયું મૂકેલું હતું. ઘૃતના પાંચ દીપક, દીવીની ટોચે શિખાઓ નચાવતા હતા. કોઈ નર્તકીના કળામય ડોલનસમી શિખાઓ નમતી અને સીધી થતી હતી. પાંપણોમાં પ્રણય સ્વપ્નો આચ્છાદી બેઠેલી કોઇ તરંગિણી જેમ, કિશોરી ગોઠણભર બેઠી હતી. જમણો પગ આડો હતો, ડાબો અર્ધ વળેલ ઊભો હતો. પૂંઠનો ભાર આડા પડેલ જમણા પગની અંગુલીઓ પર આવી રહ્યો હતો. દેહ પર ઓછામાં ઓછાં વસ્ત્ર ધારણ કરેલાં હતાં. કટીપ્રદેશ પર ગુલાબી રંગની એક ઓઢણીનો કચ્છ બાંધ્યો હતો. વક્ષસ્થળે એવાજ કપડાનો તંગ કટકો બાંધી તેના બંને છેડાની પૂંઠ પર ગાંઠ વાળી લટકતા રાખ્યા હતા. કચ્છનો એક છેડો કટી પ્રદેશની ડાબી બાજુ ઝૂલતો હતો. અજંટાના ગોખમાં કોતરેલી એકાદ સ્વર્ગીય અપ્સરા સમી એ ભાસતી હતી. ઇન્દ્રના દરબારની એકાદ નૃત્યબાળાનો સાચો ખ્યાલ આપે તેવો કિશોરીનો દેખાવ હતો.

તેણે બે હાથ જોડયા. દીપશિખાને ભાવનાથી ગરદન ઝૂકાવી. બહાર પવન ફૂંકાતો હતો. ઓરડાની એક બારી ઊઘડી ગઈ. પવન અંદર પ્રવેશ્યો. દીવાની બાજુમાં મૂકેલી ધૂપદાનીમાંથી ઊડતી ધૂપની સેરો ખંડમાં ઘૂમી વળી. એક આહ્‌લાદક–માદક સુગંધ આખાયે ખંડમાં પ્રસરી ગઇ. ધૂપ, વાતાવરણ ઉપર એક અનોખી જ અસર ઉપજાવે છે.

દીપશિખા પવનથી એક બાજુ નમી. કિશોરીનો દેહ પણ શિખાની દિશા તરફ નમ્યો. પવન જરા હળવો પડયો. શિખા ટટાર થઇ. કિશોરીનો દેહ પણ શિખા સાથે સીધો બન્યો. શિખા સાથે હરીફાઈએ ચઢી હોય તેમ તેના દેહે વળાંક લેવા માંડયા. નૃત્યકળાનું મૂળતત્વ આ વાંક–વળાંકમાં હશે કે કેમ તેનો મને અભ્યાસ નથી, પરંતુ એમાં નૃત્યની કોઇ અનેરી ભાવના હતી એમ હું સ્પષ્ટ સમજી શકયો. અચાનક એક બીજી લહરી આવી. દીપશિખા એકદમ વાંકી વળી ગઇ, તે સાથે જ કિશોરી બેવડ બનો રહી. તેના દેહમાં હાડકાં હશે? હોય તો તે સ્થિતિસ્થાપક તો નહિ હોય? એવી એક શંકા પળભર ઉપજી. પવન આવતાં કપડાની એકાદકરચલી છેડા સુધી પોતાનો દમામ સાચવી નીકળી જાય છે, તેવી જ રીતે કિશોરી કટીએથી વળી ગઇ, મસ્તકે તેનો હેલાળો ઝીલ્યો.

લહરીઓ ઉપરા ઉપરી આવવા લાગી. દીવી પરની પાંચેય દીપશિખાઓએ તાલબદ્ધ નર્તન આદર્યું. બાજુના એક મકાનમાંથી દિલરૂબાના સૂર છૂટયા. થોડીવારે તબલાં પણ સંભળાયાં. બાજુના એક મકાનમાં એક ખાનગી નૃત્યશાળા હતી એમ મને પહેલાં આવ્યો ત્યારનો કંઈક ખ્યાલ હતો. બહારથી આવતા એ સંગીતે વાતાવરણને નૃત્યમય બનાવવા માંડયું. 'પતંગ નૃત્ય' માટેની ભૂમિકાનું સર્જન થતું હતું. ઘૂંટણભર બેઠેલી કિશોરી,

દીપશિખાના વળાંકને બેસીને પહોંચી વળે તેમ ન લાગ્યું. તે ઊભી થઈ ગઈ. પગ પર ઘુઘરા બાંધ્યા હતા. રણકાર થયો ત્યારે જ મેં તે જોયા. કિશોરી, બાજુમાંથી આવતા સૂર અને તાલને પકડી રહી હતી. પગનો એક ઠેકો માર્યો. ઘુઘરીઓના રણકારથી ખંડ ખિલખિલાટ હસી ઊઠયો. હાસ્ય પાછળ પણ ઘણી વખત મહાગાંભીર્ય છૂપાયું હોય છે. ખંડમાં વધુ ગાંભીર્ય છાયા છવાઇ ગઈ ભાસી, હું સ્તબ્ધ બની બારણામાં જ ઊભો હતો.

મેઘગર્જના સમો અવાજ આવ્યો. બારીના કાચમાંથી દેખાતા આકાશ તરફ મેં નજર કરી. ઘનઘોર વાદળ ચઢી આવ્યાં હતાં, વીજ ઝબૂકતી હતી, પવનની લહરીઓ મેઘરાજાને વધાવવા બેફામ દોડી રહી હતી. દીવી પરની દીપશિખાઓ એ લહરીઓ સાથે નાચતી હતી. કિશોરીનું હૃદય એ નૃત્યને પીવા મથતું હતું. ઘુઘરીનો રણકાર કિશોરીને પ્રોત્સાહન આપતો હતો. બાજુમાંથી આવતું તાલબદ્ધ સુમધુર સંગીત તેને ઉત્તેજી રહ્યું હતું. મારી આંખ સામે એક અનોખી સૃષ્ટિ આવી પડી હતી. બારણાની સાખનો ટેકો લઈ હું ઊભો હતો.

તબલાં પર થાપ વાગી. દિલરૂબાના સૂર વધુ સતેજ બન્યા. કિશોરીનો કટીપ્રદેશ વળ્યો. તે નીચી નમી. નીચે જાણે પતંગ હતો, દોર હતો, દોરનું પિલ્લું હતું. ગૌર હાથ લંબાવી તેણે દોર ઊચકયો. હાથ લંબાવવામાં અને દોર ઊચકવામાં, હાથ અને આંગળીઓના વળાંકમાં કળા ભરી હતી. પતંગ ઊચકાયો. એક બે વખત પતંગને પવનમાં ફેંકયો. પવન પડી ગયો હતો. પતંગ નીચે પડયો. પ્રકૃતિ પર ખિજાઈ જાણે રીસ કરતી હોય તેમ પગમાં નૃત્ય પ્રવેશ્યું. ઘુઘરી બજી ઊઠી. તેના પગની ચપળતા અનુપમ હતી. નર્તકીના પગની ચપળતા પર તો તેની કુશળતાનું માપ નહિ નીકળતું હોય? નર્તકીની અંગ ચપળતા, નૃત્યને

અનુપમ બનાવતી, એવું તો મારા જેવો એક અપરીક્ષક પણ જાણતો હતો.

ફરીથી જાણે પવન આવ્યો. કમળદંડ સરખા તેના બંને હાથ ઊંચકાયા. પતંગને તેણે પવનમાં ફેંક્યો. ઠૂમકા મારી મારીને દોરને પતંગ પાછળ વહેવા દીધો. પતંગ અને પવનનો મેળ સધાયો. ઊંચે આકાશમાં કિશોરીની નજર મંડાઈ. પતંગ હાલતો હોય એમ તેનાં નયનો નાચવા લાગ્યાં. કપાળ પર પડતી કરચલીઓમાંયે નૃત્ય હતું. એક હાથ કેડ પર મૂકી બીજા હાથે પતંગનો દોર પકડી ઊભેલી કિશોરી વાતાવરણને પોતાની સાથે નચાવતી હતી. વાતાવરણને નૃત્યમય બનાવી શકે એ જ સાચું નૃત્ય કહેવાતું હશે ?

બાજુના મકાનમાં તબલાં બજાવનાર મને કોઈ અજોડ તબલચી લાગ્યો. તબલાંના અવાજ પરથી જ હું તેના હાથની અને આંગળીઓની ચાલાકી કલ્પી શકતો હતો, અને દિલરૂબા તો કોઈ સિદ્ધહસ્ત વ્યક્તિના હાથમાં જ હશે એમ ગમે તે સાંભળનાર કહી શકે. રાગ કે તાલનાં નામ હું ભાગ્યે જ કહી શકતો; છતાં રાગ કે તાલની મધુરતા હું ન પી શકતો એવું નહોતું. કળાના હાર્દ સુધી પહોંચનાર કરતાં કેટલીક વાર તેનાથી અણુધ માનવી તેનો રસ વધુ સહેલાઈથી પી શકે છે. તેમાં કવચિત આવતી ખામીઓનું તેને ભાન ન હોવાથી જ તે એ આનંદ લૂટી શકે છે.

તબલાં પર થાપ પડી. તાલ બદલાયો હોય એમ મને લાગ્યું. કિશોરીના ચરણમાં ગતિ આવી, કેળના સ્થંભસમા સુડોળ ગૌર ચરણમાં નૃત્યે પ્રવેશ કર્યો. હાથમાંયે નૃત્યગતિ આવી. ચપળ નયનો પુષ્પ પેઠે ખીલી ઊઠયાં. કટીનો મરોડ વધ્યો. એક બિંદુ પર જ ફરતી કોઈ વસ્તુ પેઠે અંગ ડોલવા લાગ્યું. પતંગ જાણે પવનમાં એકતાન હતો. કિશોરી નૃત્યમાં એકતાન બની

ગઇ હતી. ગામ ભાગોળે પતંગ ખેલતા એકાદ કિશોર જેટલી જ તે તેમાં તન્મય બની ગઇ હતી. પતંગને આકાશમાં રાજહંસ સમો તરતો જોઇ, તેની હૃદયોર્મિઓ પણ તેણે તરતી મૂકી દીધી હોય તેવું લાગતું હતું. કટી પર લટકતો કચ્છનો છેડો પવનથી દૂર દૂર ઊડતો હતો. છાતી પર કસીને બાંધેલા બંધના પાછળી લટકતા એ છેડા પણ, દેહની ગતિને અનુસરતા ઝૂલતા હતા.

પગમાં જાણે દોર ગૂંચાયો. એજ વખતે આકાશમાં એક બીજો પતંગ જણાયો હોય તેમ તેનાં નયનો વિકસ્યાં. બંને પતંગ પળ વારમાં તો નજીક આવી ગયા. હમણાં જાણે બંનેનો દોર ઘસાશે, યુદ્ધ જામશે. કિશોરી ખિજાઇ પડી. એ ખીજવાટમાંયે નૃત્ય ભર્યું હતું. મુખ પર ગભરામણના ભાવ આવ્યા. એ ગભરાટમાં પણ છલોછલ નૃત્યભાવ જ હતો. જગતના પ્રત્યેક વ્યવહારમાં અને માનવસ્વભાવના દરેક પ્રકારમાં નૃત્ય ભરવું એ સહેલી વાત તો નથી જ. નૃત્ય સાથે જ માનવસ્વભાવના કોઈ પણ પ્રકારને ક્ષતિ વિના જાળવી રાખવો તેને સાધારણ કુશળતા કેમ કહેવાય?

ગૂંચવાયેલ દોરને પગમાંથી કાઢતાં તે ઢળી પડી. પડવામાંયે અંગમરોડની કળા હતી. પડવાથી થતા અવાજમાંયે તાલ હતો. તે સાથે પડાઈ જતી એક ઝીણી ચીસમાં સંગીત ભર્યું હતું. પગમાં વીંટાયેલા દોરને હાથથી તેણે દૂર કર્યો. નજીકમાં જ ગબડતા દોરના પિલ્લાને લાત મારી દૂર કર્યો. પગની ઘુઘરી રણકી ઊઠી. તબલાની પુનઃ થાપ પડી. ફરીથી તાલ બદલાયો.

બદલાતા તાલને ઊચકી લેતી કિશોરી ઊભી થઈ ગઇ. તેની નજર આકાશમાંજ હતી. બીજો પતંગ જાણે દ્રષ્ટિમર્યાદાની બહાર નીકળી ગયો ગયો હોય તેમ તેનાં ચપળ નયનો આકાશમાં ઘૂમવા

લાગ્યાં. હાથમાં આવેલ શિકાર છટકી જતાં વનરાજ જે નિરાશા અનુભવે એવી છાયા તેના મુખ પર છવાઈ ગઈ. તબલાના તાલ સાથે તેણે દોર ખેંચી પતંગ નીચે ઉતારવા માંડયો.

અચાનક જ પેલા બીજા પતંગે છાપો માર્યો. એક બીજાનો દોર ગૂંચાયા. યુદ્ધની શરૂઆત થઈ ગઈ. અચાનક આવેલા છાપાથી કિશોરી જરા ગભરાઇ; પણ સ્વસ્થતા મેળવવામાં તે કુશળ લાગી. તરત જ સચેત બની તેણે દોર છોડવા માંડી. પૂરપાટ દોર પતંગ પાછળ તણાયે જતો હતો. મામલો કટોકટીનો હતો. હૃદયની અધિરાઇ દરેક પળે વધતી હતી, કોનો પતંગ કપાશે? જીત કોની થશે? હાર જીતના પરિણામની અધિરાઇ ઓછી નથી હોતી. કિશોરીની નજર નીચે ગબડતા દોરના પિલ્લુ તરફ ગઇ, અને તે ચમકી ઊઠી. છેડો આવવાને વધુ વાર નહોતી. દોર ખલાસ થઇ જવા આવ્યો હતો. ગભરાટમાં તેણે પતંગ નીચે ખેંચવા માંડયો. ન કરવાનો નિશ્ચય હોય તેવી વસ્તુ ગભરાટ વખતે પ્રથમ બની જાય છે. એક બે અને ત્રણ લસરકા ખેંચતાં તો પતંગ કપાઈ ગયો. અધવચથી કપાઈ પવનમાં ઘૂમરીઓ ખાતો દોર નીચે આવવા લાગ્યો. કિશોરીનો જીવનદોર જાણે કપાઇ ગયો હોય તેમ ચક્કર ખાઇ તે નીચે પડી. તબલાં પર ફરીથી થાપ પડી, દિલરૂબાના સૂર ઘેરા બન્યા. કિલ્લોલ અને આનંદમય બનેલું વાતાવરણ ઘેરાવા લાગ્યું. શોકનાં ગૂંચળાં દિલરૂબાના સૂરે ઉપજાવ્યાં. નિરાશાનાં વાદળ છવાઇ ગયાં હોય તેવી ઝાંખપ જાણે આવી ગઈ. કપાઇને લક્ષ્યબિન્દુ વિના ઊડી જતા પતંગ તરફ કિશોરીએ નજર કરી. માનવ જીવન અધવચથી કપાઈ, પેલા પતંગ જેમ નહિ ઊડી જતાં હોય? કિશોરીની આંખે અંધારાં આવવા લાગ્યાં. હારથી તેનું હૃદય મુંઝાઇ જતું લાગ્યું, સહેજ ઊંચી રહેલી ગરદન પણ જાણે અચેતપણે નીચે લચકાઇ પડી. તબલાં પર છેલ્લી સખત થાપ પડી, દિલરૂબાના સૂર ધીમેથી

અટકી પડયા. હું જરા ગભરાયો. કિશોરી ખરેખર બેભાન તો નહિ બની ગઇ હોય? આગળ વધતા પહેલાં મને ભાન આવ્યું. એ તો નૃત્ય હતું. અને એ ભાન આવતાંજ હું કિશોરી પર ફીદા થઇ ગયો. મારી વહાલામાં વહાલી વસ્તુ તેના પર કુરબાન કરી દઉં એટલા આવેશમાં હું આવી ગયો. હૃદયને મહામહેનતે વાળતો, કિશોરીને ઊભી થવાની રાહ જોતો હું ઊભો રહ્યો.

મેઘની ગર્જના વધતી હતી. વીજના ઝબકારા ઉપરા ઉપરી થતા હતા. વાદળાં પાતળાં બની ગયાં હતાં. વરસાદનાં ફોરાં પડતાં હતાં.

કેટલીકવારે કિશોરીએ આળસ મરડયું. ગરદન ઊંચી કરી, બારીમાંથી બહાર નજર કરી આકાશ તરફ જોયું. જાણે ગત પતંગના શોકમાં એક ઊંડો નિશ્વાસ નાખતી હોય તેમ તેણે જોરથી શ્વાસ લીધો, ધીમેથી તે ઊભી થઈ. એટલામાં બહારથી એક અવાજ આવ્યો.

'મોટી બહેન ચાલો?'

અવાજ તરફ કિશોરીનું લક્ષ્ય ખાસ ન દોરાયું. ભીંત પર ટાંગેલી છબિઓ તરફ તેની નજર ફરવા લાગી. તેને બોલાવવા મારૂં હૃદય અધિરૂં બની ગયું હતું. કિશોરી જો દોડીને મારે ગળે વળગી પડે તો? કેટલીક પળો આમ પસાર થઇ ગઇ. પ્રશાંત મૂર્તિસમી તે છબિઓ તરફ જોતી ઊભીજ રહી. મારૂં હૃદય હવે ઝાલ્યુ ન રહ્યું. હું આવેશથી રૂંધાઇ ગયો. હૃદય ઊછળી રહ્યું હતું. અન્ય પાત્ર તરફ ઢળેલા હૃદય આવેગ માનવીના મગજને ઘેલું બનાવી મૂકે છે. વિચાર કરવાની ધીરજ રહેતીજ નથી. અંગો પણ એ આવેગમાં સ્વતંત્ર બની જાય છે. પોતા પર સંપૂર્ણ કાબૂ ધરાવવાનો દાવો કરનાર માનવી પણ નિર્બળ બની આવેગને વશ બને છે, મારૂં એવુંજ બન્યું. હું મારા પર

કાબૂ ન રાખી શકયો. બારણાની સાખનો ટેકો છોડી હું કિશોરી તરફ દોડયો. બંને હાથથી મેં તેને ઊંચકી લીધી. અને અવિચાર્યેજ તેના કપોલ પર ચુંબનની ઝડી વરસાવી દીધી. ચુંબન કરવાનો વિચાર કરી, લીધેલાં ચુંબનમાં, સારી યા ખોટી વાસના સમાયેલી હોય છે. પરંતુ હૃદયની ઊર્મિઓને વશવર્તતા અવિચારે થયેલાં ચુંબન વાસનાહિન અને પવિત્રજ હોય છે.

કિશોરી ચમકી. તે મારા મોં તરફ થોડી પળ તાકી રહી. અને બળપૂર્વક મારા હાથમાંથી તે નીચે પડી. તેની ભ્રૂકુટિ વાંકી વળી, ક્રોધથી ઓષ્ટ ભીડાયા, શ્વાસ જરા જોરથી ચાલવા લાગ્યો. પાંપણો નીચી ઢળી.

બારણામાં સોળેક વર્ષની એક બાલિકા સ્તબ્ધ બની ઊભી હતી. બનાવનું ગાંભીર્ય સમજી ગઇ હોય તેમ તેના મુખ પર ભયની આછી રેખાઓ અંકાઇ ગઈ હતી. કિશોરીની નજર તેના પર પડતાં જ તે મૂંઝાઇ ગઈ. કિશોરી ગર્જી ઊઠી:

'હિમુ, અહીં કેમ ઊભી છે? ચાલી જા.'

'મોટીબહેન, મોટર તૈયાર છે.'

'ચાલી જા. કહું છું તે નથી સાંભળતી?'

કિશોરી વચમાં જ ગર્જી ઊઠી. હિમાદ્રી નીચું મુખ કરી જોઇ રહી. બહેનના હુકમનો ભંગ કરવો એ તેને માટે હંમેશની સામાન્ય બાબત હતી. છતાં આજે તે તેમ ન કરી શકી. દરરોજની સામાન્ય વસ્તુને પ્રસંગ અશક્ય કે મુશ્કેલ બનાવી શકે છે. કંઈક માઠું લાગ્યું હોય તેવું મુખ કરી હિમાદ્રી ચાલી ગઈ.

'રશ્મિકાન્ત?' હિમાદ્રીના ગયા પછી ઝીણી આંખે કિશોરીએ મને પૂછ્યું.

'હા, કિશોરી.' હું બ્હીતો બ્હીતો જ બોલતો હતો. તે વખતે મને કિશોરીની જરા બીક લાગી.

'અચાનક ક્યાંથી?' વચમાં જ તેણે પૂછ્યું.

'તને મળવા.'

'મળ્યા ને?'

'હા.'

'તો હવે ચાલ્યા જાવ.' આંગળી ચીંધી તેણે મને બારણાનો રસ્તો બતાવી દીધો.

'કેમ?' મેં સાશ્ચર્ય પૂછ્યું.

'તેજહિન રશ્મિની મને જરૂર નથી.'

'પણ—'

'બસ કરો. કળા કે સૌન્દર્ય પાછળ ઘેલા બનવાનું પરિણામ ચુંબનમાં જ સમાવે એવા નમાલા રશ્મિની મારે જરાયે જરૂર નથી—એવા રશ્મિની મને જરાયે તમન્ના નથી. અન્ય યુવતી સાથેના ચુંબન વ્યવહારને પવિત્ર મનાવવા તમારા હજારો પુરૂષ લેખકો, કવિઓ અને તત્વજ્ઞાનીઓ પ્રયત્ન કરે, પણ મને તે માન્ય નથી. ચુંબન પુરૂષની બેડીનો પહેલો આંકડો છે. મારે એ બેડી નથી પહેરવી.'

હું પાછો વળી ગયો. કંઈક અછાજતું થયું હોય તેમ મને લાગ્યું. કિશોરી સામે દલિલ કરવાની ઇચ્છા મને ન થઈ. ચૂપચાપ ત્યાંથી હું દાદર ઊતરી ગયો. બાજુના એક ખંડમાંથી હિમાદ્રી ચૂપકીથી મને જોઈ રહી હતી.

પાછળથી અમારી વાતચીત દરમિયાન અનાયાસે એક દિવસ કિશોરીએ ચુંબન પ્રત્યેના પોતાના વિચારો જણાવી દીધા હતાઃ

ચુંબનને પવિત્ર માનનાર પુરૂષ કે સ્ત્રી તેને પવિત્ર માનતાં શિખે છે, તે વખતથી જ તેમાં વાસનાનો પ્રવેશ થાય છે. વાસના પ્રવેશ્યા પછી તેનો વિકાસ થતાં વાર નથી લાગતી. પુરૂષ અન્ય યુવતી પ્રત્યે ગમે તે કારણથી ચુંબન માટે પ્રેરાય, તો તેમાં વાસનાની ગંધ, પહેલાં નહિ તો પાછળથી પણ પ્રવેશે છે, યુવતીને તે પોતાને અનુકૂળ બનાવવાનો પ્રયત્ન કરે છે. અને છેવટે પુરૂષ તેને લગ્નની બેડીમાં બાંધી શકતો હોય તો તેમાં ફસાવવા પ્રયત્ન કરે છે; અથવા તેના જીવનનો રસ ચૂસી તેને ફગાવી દે છે.

વરસાદ ધીમે ધીમે ટપકતો હતો. હું દાદર નજીક આવી ઊભો, કિશોરીના ખંડમાં એક નજર કરી. કિશોરી પ્રત્યે ક્રોધ કરવાને બદલે મને તેની માફી માગવાનું દિલ થયું. કિશોરી પર મારો શું હક્ક ? તેની ઇચ્છા વિરૂદ્ધ અથવા તેની અજાણમાં તેના દેહ સાથે રમત રમવાને મને કયો અધિકાર ? અધિકાર વિનાનો ઉપયોગ અપમાન કરાવે તો તેમાં અપમાન કરનારનો જરાયે દોષ નથી. મારી પ્રત્યે જ મને અણગમો ઊપજ્યો, પુરૂષજાતિને સ્ત્રીના દેહ સાથે રમત કરવાનો પડેલો સ્વભાવ અન્યાયયુક્ત જ છે, એમ મને આજે તદ્દન સ્પષ્ટ સમજાયું.

કિશોરી નૃત્ય કરતી હતી. શા માટે ? કોને માટે ? એ પ્રશ્નોના જવાબ મેળવવાનો મને જરાયે હક્ક નહોતો. એ જોવાનો પણ મને અધિકાર નહોતો. તે કોઇને બતાવવા નૃત્ય નહોતી કરતી. કોઇને રીઝવવાની તમન્ના નહોતી. ધનને માટે એનું એ નૃત્ય નહોતું. તેના એ નૃત્યમાં ભાવના હતી. ભક્તિપૂર્ણ હૃદયે તેનાં અંગો કળામય બનતાં હતાં. પૂજાના પવિત્ર ઉદ્દેશથી તેનું એ કલાસર્જન સર્જાયું હતું. તેની એ પવિત્રતાને વિકારની દૃષ્ટિથી જોનાર હું જ ગુનેગાર હતો. તેના એ કલાસર્જનને અભડાવનાર જ દોષિત હતો.

ભક્તિભાવથી સર્જાતી કલાને વિકારની દ્રષ્ટિએ જોનારને કલાભંજક જ કહી શકાય. પૂજાનૃત્યના અંગમરોડ સ્વાભાવિક રીતે સુંદર લાગે, પણ એ સૌન્દર્યને મોહની જાળમાં પકડવા જનાર પારધીથી ઊતરતી પંક્તિનો કેમ ગણી શકાય? હું મને એક પારધી જેટલોજ દોષિત જોઈ શક્યો. મને ખૂબ શરમ લાગી. પાછા વળી કિશોરીનાં પવિત્ર ચરણોમાં માથું નમાવવાનો વિચાર સ્ફુર્યો, અને બીજીજ પળે પુરૂષજાતિમાં રહેલું સ્વમાન જાગૃત બન્યું. સ્ત્રીના ચરણમાં માથું નમાવવાની ઉદારતા-ફરજ, એ સ્વમાને રોકી રાખી.

જગતનો એ એક મહાન અન્યાય છે. પુરૂષ જાતિની પૂજા કરવામાં તેને સ્ત્રીનાથી 'કંઈક' વધારે પડતું મહત્વ આપવામાં જગતનો કોઇ દેશ બાકી નથી. પરંતુ સ્ત્રીઓનું પૂજન કરવાનું ભાગ્યેજ કોઈ દેશની પુરૂષ જાતિ સ્વીકારતી હશે.

હિમાદ્રી હજી મારા તરફ જોઈ રહી હતી. પુરૂષ જાતિના સ્વમાને મને દાદર ઊતરી જવાની ફરજ પાડી. હું ઝટપટ નીચે આવ્યો. સદ્‌ભાગ્યે એક ભાડાની ગાડી નજીક ઊભી હતી. હાથના ઈશારાથી મેં ગાડીવાળાને નજીક બોલાવ્યો. ઘણા થોડા પ્રસંગો એવા આવતા કે મારો સામાન મારે ઊચકવો પડે. ગાડી નજીક આવતાં મેં હાથેજ સામાન ઊચકી ગાડીમાં ગોઠવી દીધો.

'કહાં લે ચલુ, સાબ?' ગાડીવાને મને પૂછ્યું.

'હોટેલમેં.'

'કૌનસી હોટેલમાં?'

'અચ્છી.'

ગાડીવાન ઘડીભર મારા તરફ જોઈ રહ્યો. તેણે મારે માટે શો ખ્યાલ બાંધ્યો એ જાણવાની મને દરકાર નહોતી. ગાડી ચાલી. એક બારીએથી હિમાદ્રી મારી અને ગાડીવાનની વાતચીત સાંભળતી હતી. મેં તેના તરફ નજર કરી. કંઈક શરમાતી હોય તેમ નીચું જોઈ; તેણે ગરદન અંદર લઇ બારી બંધ કરી.

હિમાદ્રીને હું આ પ્રથમ વખતેજ જોતો હતો. કિશોરી અને હિમાદ્રીને સાથે ઊભી રાખી હોય તો તે બંને બહેનોની ઉંમરનો તફાવત જરાયે માલમ પડે તેવો નહોતો, ઊલટું હિમાદ્રીનું બદન કિશોરી કરતાં કંઈક વધારે ભરાવદાર અને જાજરમાન લાગતું. તેનાં અંગો ગૌર અને સપ્રમાણ હતાં. પરંતુ કિશોરીનાં અંગોમાં, જે કલામય હલનચલન તેની પ્રત્યેક હિલચાલમાં દેખાતાં, તે હિમાદ્રીના અંગોમાં મને ન જણાયાં; છતાં તેનું અંગે અંગ સુંદર હતું. આંખોને ગમી જાય એવો એનો દેહ હતો. હૃદયને આકર્ષી રાખે એવી તેની પ્રતિભા હતી, આંખોમાં જડાઈ રહે એવું રળિયામણું મુખ હતું.

એક હોટલના દરવાજા નજીક આવી ગાડીવાને ગાડી થોભાવી; નીચે ઊતરી, બારણા પરનું બટન દબાવ્યું. તરતજ એક માણસ બહાર દોડી આવ્યો. ગાડીવાને તેને સામાન ઊતારવાની સૂચના કરી. આવનાર તરતજ મારો સામાન ઊતારવાના કામે લાગી ગયો. હું ગાડીમાંથી નીચે ઊતર્યો. ગાડીવાનને પૈસા ચૂકવી હું હોટેલમાં પ્રવેશ્યો. એક ઈલાયદી ઓરડીની વ્યવસ્થા કરી મારો સામાન મેં તેમાં ગોઠવાવ્યો.

હોટેલની ઓરડીમાં પલંગ તૈયારજ હતો. ભાગ્યેજ દસ વાગ્યા હશે. મને આડા થવાની ઈચ્છા થઈ. કપડાં ઊતારી મેં લંબાવ્યું. મારૂં મગજ મને ભારે લાગતું હતું. કામના બોજાથી મગજ કંટાળ્યું હોય એવું મેં કદીય અનુભવ્યું નહોતું. માનસિક થાક, શારીરિક થાક કરતાંયે દેહને વધારે શિથિલ બનાવી દે છે. સૂતા પછી થોડીજ વારમાં હું ઊંઘી ગયો.



# ૮

બુધવારે ઊપડતી સ્ટીમરમાં મેં આફ્રિકાનો રસ્તો લીધો. મુંબઈમાં રહેવાનો મારો આશય નહોતો, છતાં કિશોરી સાથેના મારા વર્તને મને મુંબઈ છોડવા માટે અધીરો બનાવી મૂક્યો હતો. નલિનને મળવા જવાનું દિલ થયું. પરંતુ અંતરમાં છૂપાયેલ બીકે મને રોક્યો. તેને મોં બતાવવાની મારી હિંમત ન ચાલી. હૃદયમાં છૂપાયેલા પાપ–પુણ્યના વિચારો કે અન્યાયનાં વર્તુલો હૃદયને બીકભર્યા સંકોચમાં નાખી દે છે. હિમાદ્રી સાથે વાત કરવાની મને તીવ્ર ઇચ્છા થઇ; પણ કિશોરીને મુખ બતાવવા જેટલી લાયકાત માટે મને મારા પર વિશ્વાસ ન આવ્યો. બધી જ ઇચ્છાઓ અને ઉત્કંઠાઓને મુંબઇને કિનારે દફનાવી હું સ્ટીમરમાં બેસી ગયો.

મહાસાગરનાં નીર કાપતી નાવ, લક્ષ્યબિન્દુ તરફ સડસડાટ આગળ વધી. લક્ષ્યબિન્દુ સિવાયની

પ્રગતિ કે પ્રવૃત્તિ નકામી નથી? એ નકામી જાણવા છતાં લક્ષ્યબિન્દુ નક્કી કરનાર કેટલાં મળે? કરોડો માનવીઓનાં જીવન, સંસાર-સરિતામાં ઘસડાય છે; નદીમાં તણાતા એકાદ લાકડા પેઠે તણાય છે. નીર જ્યાં બહાર કાઢી નાખે ત્યાં પડયા રહેવું, સંસાર જ્યાં તાણી જાય ત્યાં તણાવું, જ્યાં ફેંકી દે ત્યાં રખડી-રવડી જીંદગીનો અંત આણવો. એવા જીવનનાં મૂલ્ય શાં? એનો મોહ પણ શું?

બરાબર દસમે દિવસે સ્ટીમર મોમ્બાસા બંદરમાં પ્રવેશી. યંત્રોની નિયમિતતા, અનિવાર્ય અકસ્માતો સિવાય ભરોંસાપાત્ર હોય છે. માનવી કેટલો નિયમિત રહી શકે? યંત્ર, માનવીએ બનાવ્યું. છતાં, માનવી યંત્રની બરાબરી નથી કરી શકયો-કરી શકશેય નહિ. મહાન કોને ગણવાં? માનવીને કે યંત્રને? અને છતાં, સજીવતાની દલીલ કરી મહાન ગણાવા મથતો માનવી હાસ્યપાત્ર નથી?

થોડા જ દિવસમાં હું કમ્પાલા આવી પહોંચ્યો.

કપાસની મોસમ ખતમ થઈ ગઈ હોવાથી ઑફિસમાં ખાસ કામ નહોતું. યુગાન્ડાની મોસમ ઊઘાડે છે સરકાર, અને બંધ પણ સરકાર જ કરે છે. પાકના રંગ-રાગ જોઈ મોસમ ઊઘાડવાનો દિવસ સરકાર નક્કી કરે છે. અને તે બાદ અંદાજથી અમુક વખતનો ગાળો રાખી બીજો એક દિવસ નક્કી કરે છે તે દિવસે મોસમ બંધ થાય. આ નક્કી કરેલા દિવસોમાં જ ત્યાંના વતનીઓ કપાસ વેચી શકે છે, એને આપેલી મુદતમાં બધો જ કપાસ વેચી દેવાનો હોય છે. મોસમ બંધ થયા પછી કોઇને કપાસ ખરીદવાનો હક્ક નથી હોતો. યુગાન્ડાની વ્યાપારી આલમમાં એ સમય દરમિયાન જ ઉછાળો આવે છે. ખેડૂતો પાસે પૈસા આવતાં, આખા વર્ષ દરમિયાન ખરીદી માટે કરી રાખેલા વિચારોને અમલમાં મૂકવાની તેમને તક મળે છે. અને લગભગ આખીયે આવક

ખતમ થતાં સુધી તેઓ ખરીદી ચાલુ રાખે છે. અપરિગ્રહના વ્રતને અનાયાસે તેઓ પાળી રહ્યા છે. કેટલીક આધુનિક પ્રજા હવે એ વ્રતનો ભંગ કરતી જાય છે. અને પૈસાનો સંગ્રહ કરવાનું શીખે છે. જતે દિવસે આખીયે પ્રજા એવી બને તો નવાઈ નહિ.

કામ હોય કે ન હોય પણ નિયમિત ઑફિસે જવામાં હું કંઈ ઢીલ ન કરતો. ઑફિસના વડાની નિયમિતતા, ઑફિસમાં કામ કરનાર અન્ય વ્યક્તિઓને પણ નિયમિત બનવાની ફરજ પાડે છે.

* * *

ઑફિસ બંધ કરવાનો સમય થવા આવ્યો હતો. કારકુનો ઘેર જવાની ઉતાવળમાં રહ્યું-સહ્યું કામ જલ્દીથી આટોપતા હતા. મારે પણ કામ ન હોવાથી એક છાપું વાંચતો બેઠો હતો. એચાનક મને એક સ્મરણ થયું: રોશનને હું આજ સુધી ભૂલી જ ગયો હતો. આજે અનાયાસે તેની પ્રતિમા મગજના પટ પર ધસી આવી. ભૂતકાળ ભૂલવામાં ડહાપણ છે. ઘણા ડાહ્યા ગણાતા પુરૂષોને મુખે એ વાકય સાંભળ્યું છે. પરંતુ ડહાપણની એ 'થિયેરી' મને સર્વ કાળે માન્ય નહોતી.

રોશનને ભૂલી જવામાં ભલે કોઇને ડહાપણ જણાય. તેનો ઉપભોગ કરનાર ભલે તેને બીજી જ પળે ભૂલી જાય; રોશનને ભૂલવામાં મને અન્યાય લાગતો હતો. ડહાપણના નિયમોમાં ન્યાય કે અન્યાયની દલીલો લૂલી પડી જાય છે. અમુક સમયે મારાથી એ સહન ન થતું. એ કારણે કદાચ કેટલીક વખત હું ગાંડાની ગણતરીમાં પણ મુકાયો હોઈશ.

તેને મળવા હૃદયે આગ્રહ કર્યો. છાપું ટેબલ પર મૂકી હું ઑફિસની બહાર નીકળ્યો. સામે જ 'કારપાર્ક'માં કાર ઊભી હતી. ડ્રાઈવર રાહ જોઇને જ બેઠો હતો. અચાનક મને એક વિચાર આવ્યો. રોશન સાથે મને કોઈ જોઈ જાય તો? શુદ્ધ

હૃદયમાં બીક ન પ્રવેશે એમ ઘણા કહે છે. પરંતુ એમાં મને શંકા હતી. શુદ્ધ હૃદયનો માનવી લોકબત્રીસીથી બચવા કેટલાંક કામ છૂપી રીતે નથી કરતો ? લોકલાજ, તેને તેમ કરવા નથી પ્રેરતી ? શુદ્ધ કે અશુદ્ધ હૃદય ધરાવનાર દરેક સમાજજનમાં લોકલાજની બીક, થોડે ઘણે અંશે હોય છે–રાખવાની ફરજ પડે છે.

એ લોકલાજના હાઉથી હું નહોતો બીતો એમ તો ન જ કહી શકું. છતાં તે સામે બાથ ભીડવાની મારામાં હિંમત છે એમ હું માનતો. લોકલાજથી ડરવા જેવું હજી મેં કંઈ કર્યું નહોતું; એટલેજ કદાચ એ માન્યતા હોય. અનુભવ વિનાની હિંમતને બડાશ કહી શકાય. કદાચ એ હિંમત વાસ્તવિક ન પણ હોય.

વિચાર કરતો હું કાર નજીક પહોંચ્યો. ડ્રાઈવરને ઊતરી જવાની સૂચના કરી. લાંબી મુસાફરી વિના ભાગ્યે જ હું ડ્રાઈવરને સાથે લેતો. હું એકલો જ ગાડી લઈ ઊપડયો.

શહેરની હદ છોડયા પછી, મોટરની ઝડપ કલાકની પચાસ માઇલની હોય. એ ઝડપ ત્યાં સુધી અહીં કાયદેસર ગણી શકાતીઃ પરંતુ એ પચાસની હદને વળગી રહેનાર બહુ થોડા નીકળતા. એ થોડામાંનો હું એક હતો. સાઠથી સીત્તેરની વચમાં જ 'સ્પીડોમીટર'નો કાંટો ફરકયા કરતો. અર્ધા કલાકમાં તો હું રોશનના મકાન નજીક આવી પહોંચ્યો. બારણા સામે જ મેં મોટર થોભાવી.

પેલી વૃદ્ધા 'કાઉન્ટર' નજીક ઊભી હતી. રોશન પણ આજે બ્હાર હતી. રસ્તાની સામી બાજુએ આવેલી લીલમલીલી વનરાઇ પર આંખ ફેરવતી, પગ લટકાવી તે 'કાઉન્ટર' પર બેઠી હતી. નજીક મોટર થોભતાં બેપરવાઈથી રોશને તે તરફ નજર કરી. વૃદ્ધા ઉતાવળી દુકાનમાંથી બહાર નીકળી. મોટર નજીક આવતાં જ તે થોભી ગઈ. મને કદાચ ઓળખી ગઇ હશે. દરવાજો ખોલી હું મોટરની નીચે ઊતર્યો. મને જોતાં જ રોશને 'કાઉન્ટર'પરથી છલંગ મારી, એકાદ નાના બાળક પેઠે દોડતી તે મારી નજીક આવી.

'તમે?'

તેણે સાશ્ચર્ય મને પૂછ્યું. મને ઓળખી લેતાં તેને વાર ન લાગી. ઓષ્ટમાં સ્મિતની લહરી આવી. અંગોની ચપળતા ઘટ બની. કટી પર હાથનો ટેકો દઈ તે મારી સામે ઊભી રહી.

'હા, મને ઓળખી કાઢયો?' મેં સસ્મિત સામો પ્રશ્ન કર્યો.

પૈસા આપી જાય તેવો હું કોઇ ગ્રાહક નથી, એમ મને ઓળખી લેતાં. વૃદ્ધા મોં કટાણું કરી દુકાનમાં પાછી ચાલી ગઇ.

'તમને હવે જીંદગીમાં કદીયે ભૂલાય?' રોશને કહ્યું.

ન ભૂલાઇ જાઉં તેવું મારામાં શું હતું તેની મને સમજ ન પડી.

'કેમ?' મેં પૂછ્યું.

'બહુ વખતે મારી ખબર કાઢવાની પુરસદ મળી, કેમ? મેં ધાર્યું હતું કે તમે બીજે જ દિવસે આવશો. પણ મહિનાઓ વીત્યા; તમે ન આવ્યા. મને ખાત્રી થઈ કે તમે નહિ જ આવો.' મારા પ્રશ્નનો જવાબ આપવાને બદલે તેણે વાત બદલી: 'બહુ કામમાં હતા?'

'એવું નહોતું.'

'કમ્પાલામાં શું કામ કરો છો?'

'જીનર છું.'

યુગાન્ડામાં ભાડે જીનરીઓ લઇ ચલાવનાર કે કોઈ યુરોપિયન પેઢીની લોન પર જીનરીનો ધંધો કરનાર, પણ જીનર કહેવડાવવામાં મગરૂબી લે છે. પૈસાપાત્રોમાં ગણાવા માટે 'જીનર' નું બિરદ કદાચ અગત્યનું અંગ હશે.

'એટલે જ બહેન કહીને ગયા, અને પૈસાની ગરમીમાં એ બહેનની ખબર પણ ન લેવાઈ.'

'હું દેશ ગયો હતો.'

મેં સાચું કારણ કહ્યું. પણ તે પ્રત્યે તેણે ખાસ ધ્યાન ન આપ્યું. કદાચ મારા એ જવાબમાં તેને સત્ય નહિ જણાયું હોય. અથવા તો તેને ત્યાં આવનાર, સત્ય માટે બહુ થોડો આગ્રહ રાખતા એવો તેનો અનુભવ પણ હોય.

'અંદર તો આવશોને?'

'તને મળવા જ આવ્યો છું, પછી કેમ ન આવું?'

'ચાલો,' એમ કહેતાં મારો હાથ પકડવા તેણે હાથ લંબાવ્યો. અને અચાનક કંઈક યાદ આવ્યું હોય તેમ ચમકીને હાથ પાછો ખેંચી લીધો.

'મોટર રસ્તાની બાજુએ મૂકી દઉં.'

મેં કહ્યું. અને બાજુમાં જ આવેલા એક વૃક્ષ નીચે હું કારને મૂકી આવ્યો.

તે મકાનમાં દાખલ થઈ. તેની પાછળ મેં પણ પ્રવેશ કર્યો.

પેલા પ્રથમ ખંડની શોભામાં ફેરફાર થયેલો લાગ્યો. થોડી નવી છબિઓ, અને નવાં કેલેન્ડરો ભીંત પર સ્થાન પામ્યાં હતાં. ચૂનાનો એકાદ બીજો પટ ભીંત પર લાગી ગયો હતો. આફ્રિકાના વતનીઓની ખજૂરીના પાનમાંથી બનાવેલી બે ત્રણ ખુરશીઓને પણ સ્થાન મળ્યું હતું.

શેશન પોતાના ખંડ તરફ વળી. હું તેની પાછળ જ હતો. બારણા પરનો પડદો ઊંચો કરી અમે અંદર પ્રવેશ્યાં; શેશને તે બારણું બંધ કર્યું; અને ખંડની બીજી બારીઓ ઊઘાડી નાખી. પ્રકાશ અને પવને ખંડમાં પ્રવેશ કર્યો. હું પ્રથમ આવ્યો ત્યારે, જે ખંડનું વાતાવરણ ઘેરું થવા અધીરું બન્યું હતું તે ખંડ, આજના પ્રવેશથી ખૂબ જ હળવો બની જતો લાગ્યો.

'બેસો અહીં.'

સોફા બતાવતાં રોશને મને કહ્યું. હું તે પર ગોઠવાયો. ખંડના રૂપમાં હજી ખાસ ફેરફાર નહોતો થયો એ હું જોઈ શકયો. એજ પલંગ—એમજ બિછાવેલો—રૂપતરસ્યાઓને પોકારતો પડયો હતો. એજ કબાટ, 'ડ્રેસીંગ ટેબલ', 'ટોઇલીંગ'નો સામાન, લીપ સ્ટીક, ખુરશીઓ, સોફા, વગેરે તેની મૂળ જગ્યાએ મૂળ લેબાસમાં જ મહાલતાં હતાં.

રોશને કબાટ ખોલ્યું. 'જૉનહૅગ'ની 'બૉટલ', સોડાની શીશીઓ અને કાચનો પ્યાલો કાઢી તેણે મારી સામેના ટેબલ પર મૂકયાં. કબાટ બંધ કર્યું. એક ખુરશી લાવી તેણે મારી સામે સ્થાન લીધું. 'બૉટલ' ખોલી તેણે એક પ્યાલો 'ચાર્જ' કર્યો. હું જરા કુતૂહલથી આ જોઈ રહ્યો હતો. રોશને મારી સામે જોયું.

'તમારે માટે પ્યાલો તૈયાર કર્યો છે.' મૃદુ સ્વરે તેણે કહ્યું.

'Thank you.' વિવેક દર્શાવી મેં પ્યાલો ઉપાડયો.

રોશન જરા આડી નજરે બેઠી હતી. લાવણ્ય નીતરતા તેના મુખ તરફ હું તાકી રહ્યો. કમળ, કાદવમાં પાકે એમ માની લઇએ. પરંતુ તેને કાદવમાં જ રગદોળી નાખવું એ અન્યાય નથી? રોશન મને કાદવમાં સડતા કમળ જેવી લાગી. તેનામાં રૂપ હતું, તેની બોલવાની ઢબ પરથી તે અક્ષરજ્ઞાન પામી હશે એમ પણ હું માનતો. એક આદર્શ પત્ની જેટલું લાવણ્ય તેનામાં છલોછલ ભર્યું હતું. એક બહેનના જેટલું હેત હૈયેથી ઊભરાઇ જતું લાગતું. તેની આંખોમાં ઊંડે ઊંડે પણ વાત્સલ્યની મીઠાશ અને સહનશિલતા હતાં એમ હું દઢતાથી કહી શકું.

રોશન શા માટે એક રૂપજીવિનીનો ધંધો કરે? શા માટે એ કોઇની હેતાળ પત્ની ન હોય? પત્ની ભલે ન હોય; કોઈની

બહેન તરીકે શા માટે તે ન જીવી શકે? એને યે સ્ત્રી હૃદય છે. કોઈની માતા બનવાની ઈચ્છા તેને નહિ જાગતી હોય? માનવ-હૃદય ઈચ્છાઓથી ભરપૂર છે. એને હૈયે, કંઈક તરંગોના હિંડોળા હિંચતા હોય છે. અનેક સ્વપ્ન તરંગો પર જીવને છૂટો મૂકી દેવાનું દરેક માનવી ચાહે છે. આખરે, રોશન માનવી તો હતીજ.

'આમ શું જોઈ શું રહ્યા છો? પીવા માંડો!'

હું જરા ખસિયાણો પડી ગયો. વિચારોમાં હું રોશન તરફ અનિમિષ નજરે જોઈ રહ્યો હતો. મને મારૂં આ વર્તન અશિષ્ટ લાગ્યું. તરત જ પ્યાલો મેં મોંએ માંડયો.

'રોશન, આ દુકાનની કમાણી પર તમારા બે જણનું ગુજરાન ન ચાલે?' વ્હીસ્કીનો એક ઘૂંટડો ભરી મેં પૂછ્યું.

મારાથી અનાયાસે જ આ પ્રશ્ન પૂછાઇ ગયો. કમ્પાલાથી રોશનને મળવા જવાના વિચારો વખતે, રોશનને મેં પ્રથમની રોશન નહોતી કલ્પી. મારા પ્રથમ મિલન પછી કદાચ તેનું જીવન બદલાઈ ગયું હશે, એમ કલ્પવામાં મને મુશ્કેલી નહોતી લાગી. પરંતુ તે વખતની રોશન, આજે જેવી ને તેવી જ હતી. ગ્રાહકોને સંતોષવા માટેનો પેલો પલંગ હજી એવો જ મોહક રીતે બિછાવેલો હતો. સોફા, ખુરશી, ટેબલ, કબાટ અને ટોઈલીંગનો સામાન હજી પ્રથમ જેટલો જ ઉપયોગી લાગતો હતો. વ્હિસ્કીની શીશી હજી તેના કબાટમાંથી દૂર થઇ શકી ન્હોતી. રોશનના મુખ પર પાઉડરની આછી છાંટ, અને ઓષ્ટ તથા ગાલ પર ચઢાવેલી કૃત્રિમ ગુલાબી પણ એવીજ હતી. પ્રથમ જોઇ ત્યારે આંખોમાં કાજળ નહોતું. આજે તેનાં લોચન કાજળભર્યાં હતાં. અણિયાળી, નાનકડી આંખોમાં કાજળ આંજી મોહક બનવાનો એ પ્રયત્ન હતો.

રોશન શા માટે જીવન પ્રવાહને ન બદલી શકે? દુકાનની આવકમાંથી શું એ આજીવિકા ન મેળવી શકે? મેળવી શકે એમ મને ખાત્રી હતી. જંગલમાં દુકાનો કરનાર કેટલાક વર્ષે-દહાડે હજારો શિલીંગનો નફો મેળવતા; તો રોશન એનો જીવન-નિર્વાહ ન મેળવી શકે એમ શી રીતે માની શકાય? મારૂં હૃદય ખરે-ખર દુભાયું. રોશનને પૂછ્યા વિના હું ન રહી શક્યો.

'દુકાનની કમાણી જીવાડી શકે. જીવન ન સર્જાવી શકે.'

રોશને મારા પ્રશ્નનો જવાબ આપ્યો. જીવનસર્જનની આવશ્યકતા માટે જીંદગીની હોળી કરી નાખવામાં મને જરાયે ડહાપણ ન લાગ્યું.

વ્હિસ્કીનો પ્યાલો પૂરો થયો. રોશને બીજો 'પેગ' તૈયાર કર્યો. શરાબની આદત એક મહાન બૂરી ટેવ છે. હું એમ જાણતો હોવા છતાં, મારાથી એ ન મૂકી શકાતી. પાંચ 'પેગ' સુધી હું સહેલાઈથી પી શકતો. પ્યાલો હાથમાં લેતાં મેં પૂછ્યું:

'રોશન, તું તો મારી બ્હેન છે. તને આ નર્કાગારમાં હું વધુ નહિ રિબાવા દઉં.'

'આને તમે નર્કાગાર કહો છો?' તેણે મને પૂછ્યું.

તે જરા ટટાર બેઠી. મુખ પર શરમની જે ટશરો ફૂટી હતી તે ધીમે ધીમે વિલીન થવા લાગી. અન્યાશ્રિતાના હૈયેથી, સ્વાભાવિક નિડર-ભાવો કે નિર્લજ્જ-ભાવો ધીમે ધીમે પ્રગટવા લાગ્યા.

'શેઠજી, મ્હેં તમને મારા ભાઈ માન્યા છે. જગતમાં મેં કોઇને ભાઇ કહ્યો નથી. મને કદાચ એ હક્ક નહિ પણ હોય. કોઈની સામે કદી મેં મારા જીવનની ચર્ચા કરી નથી. મારી એ ઇચ્છા જ નહોતી. પરંતુ તમને જોતાં મારા દિલમાં આજે એક નવીન જ ભાવના ઊપજી છે. અંતરની વરાળ કાઢવાની ઇચ્છા

નહોતી, છતાં આજે બોલી નાખવાની છું. ભાઈ, મારી ઇચ્છા નહોતી કે હું આ ધંધો કરૂં.'

'તો કોઈના દબાણથી સંડોવાઈ છે?' મેં પૂછ્યું.

'આગળની વાત છોડો. આજે મારી ઈચ્છાથી હું એ કરૂં છું.'

'તારી ઈચ્છાથી?'

'હા.'

'કેમ?'

'ઇચ્છાને કારણો ઘણાં થોડાં હોય છે.'

'તારે પૈસા જોઈએ છે?'

'તમે એમ માનો છો કે, જગતનો વેશ્યાવાડો માત્ર પૈસા માટે ચાલે છે?'

'મને એમ જ લાગે છે.'

'કારણ કે એ ધંધાદારીઓના હાર્દમાં ઊતરવાની તમને ફુરસદ નથી–કાં તો દરકાર નથી.'

'પૈસા સિવાય શા માટે–?'

'વાસ્તવિક રીતે એમ નથી.' મને વચમાં જ અટકાવી તે બોલી ઊઠી: 'હવાનો જરાયે સંચાર ન થાય એવી એક ઓરડીમાં પૂરેલો માણસ બેભાન બની મરણની અણી પર હોય, અચાનક તે ઓરડીની એક બારી ઊઘડી જાય. હવાનો સંચાર થાય, માણસ કંઈક ભાનમાં આવે, બારી તરફ તેની નજર જાય. એ બારી વાટે ભલે દુર્ગંધના વાયરા આવતા હોય; બહારથી ભલે તેમાં લોહી–માંસના મલિન છાંટા આવતા હોય, માણસ જરૂર તે બારીને વળગી પડે. એ બારી છોડવાનું તેને મન પણ થાય?

કહો કે શોખ અને આનંદથી તે એ બારી નજીક જીવન વિતાવે. મારૂ કહેવું સમજી તો ગયા જ હશો ?'

'ના.'

'નથી સમજ્યા ? ચાલો કંઇ નહિ. છોડો એ વાત. પ્યાલો જલ્દી ખાલી કરો.'

હું કંઈક પૂછવા જતો હતો, પણ મારા મોં નજીક હાથ લાવી તેણે મને બોલતાં અટકાવ્યો. જીભને તે અટકાવી શકી પણ વિચારને તે ન પકડી શકી. પારકા કે પોતાના વિચારો પર કાબૂ મેળવવો અતિ મુશ્કેલ છે. હું વિચારે ચઢયો.

રોશન કદાચ એમ કહેવા માગતી હશે; સમાજે, સ્ત્રીને તેના કાયદા–કાનૂનોની, એક અંધારી, હવા કે ઉજાસનો સંચાર પણ ન થાય તેવી ઓરડીમાં ગોંધી રાખી છે. ન તો તેમાંથી તેનો અવાજ સંભળાય છે, કે ન તો બહારનો અવાજ ઝીલવાનો તેને હક્ક છે. સમાજે અર્પેલ સંકુચિત અનુકૂળતાઓમાં ગૂંગળાયા સિવાય તેને માટે અન્ય કોઈ માર્ગજ નથી. આ જેલમાં પૂરી, પુરૂષ તેનો જેલર બને છે–સ્વામી બને છે. સ્વાતંત્ર્યની બૂમો પાડનાર માનવીઓ પણ સ્ત્રી પરનું આ સ્વામિત્વ સાચવવાનું ચૂકતા નથી.

સેવા ન માગે તે સ્વામિત્વ ન ગણાય, અને સ્ત્રીને સ્વામી હોવોજ જોઇએ. જગત આખુંયે એમ માને છે. જમાનાઓથી લદાયેલ આ સ્વામિત્વને સ્ત્રી પણ આજે આવશ્યક માને છે. પ્રભુતાની, પવિત્રતાની, ફરજની અને ધર્મની એવી અનેક છાપો મારી, પુરૂષનું સ્ત્રી પરનું સ્વામિત્વ તદ્દન કાયદેસર ગણાય છે. 'વર'માંથી સ્વામી, ધણી, નાથ વગેરે શબ્દો આ સ્વામિત્વને અંગે નહિ યોજાયા હોય ?

શા માટે સ્ત્રી સ્વામિત્વ ન ભોગવે ? પુરૂષ સ્ત્રીની સેવાને ધર્મ ગણાવે, સ્ત્રીની સેવા પુરૂષ માટે કેમ ધર્મ ન ગણાય ? સ્ત્રી

શા માટે પુરૂષ પાસે સેવા ન માગી શકે? પુરૂષની ઇચ્છા પ્રમાણે ચાલવું એ સ્ત્રીની ફરજ ગણાય. સ્ત્રીની ઇચ્છાને, પુરૂષની ફરજ શા માટે ન લેખાય? સ્ત્રીની ઇચ્છાને વશવર્તી પુરૂષ કેમ ન ચાલે? સ્ત્રીને પવિત્ર રહેવું એ આવશ્યક ગણાય છે. પતિ સિવાય અન્ય સાથે વિહાર–ખેલ ખેલવામાં તે ત્યાજ્ય બની રહે છે, અન્યગામી પુરૂષ શા માટે ત્યાજ્ય ન ગણાય? જગતના પ્રત્યેક વ્યવહારમાં પુરૂષનું સ્વામિત્વ સ્વીકાર્ય છે, સ્ત્રીને શા માટે એ હક્ક ન હોય? એક વર્ગ જવાબ આપશે, સ્ત્રીમાં એ લાયકાત નથી. સ્વામિત્વ મેળવવાની તેનામાં હામ નથી; તે ટકાવી રાખવાની તેનામાં તાકાત નથી. પરંતુ એ લાયકાત, હિંમત, સ્વામિત્વ અને તાકાત વિશ્વની ઉત્પત્તિથીજ સ્ત્રીમાં નથી એમ કોણ કહી શકે છે? અને પુરૂષેજ સ્ત્રીનાં એ તત્ત્વોને ધીમે ધીમે દબાવી–ગૂંગળાવી માર્યાં છે એમ કોણ કબૂલ નહિ કરે? આજે યુગોથી—દબાવતા, ગૂંગળાવતા, લૂંટતા આવેલા પુરૂષને હાથે, સ્ત્રી દબાઈ ગઇ છે, ગૂંગળાઈ ગઈ છે, લૂંટાઇ ગઇ છે. આજે તેની એ નિર્બળતા એ તેની પવિત્ર ફરજો મનાય છે. તેના ધર્મ તરીકે આજે તેને તે ઠસાવી દેવામાં આવ્યું છે.

પવિત્રતા, ફરજ અને ધર્મની એ કોટડીમાં આજે સ્ત્રી જાતિ ગૂંગળાઇ રહી છે. આખાયે જગતની સ્ત્રી આજે અર્ધ-બેભાન અવસ્થા ભોગવી રહી છે.

આ અવસ્થામાં કોઇને પેલી દુર્ગંધભરી બારી હાથ લાગે છે. સમાજની બેડીઓને તે ફગાવી દે છે. પુરૂષના સ્વામિત્વને તે ફેંકી દે છે. પુરૂષ પર સ્વામિત્વ ભોગવવાના તેને કોડ જાગે છે. અનેક કામાંધોને તે પોતાના ગુલામ બનાવે છે. સમાજની ગૂંગળામણમાંથી—ભલે દુર્ગંધભરી—પણ તેને હવા લેવાની બારી મળે છે.

સ્વામિત્વ ન સ્વીકારનાર સ્ત્રીને પુરૂષનું જગત ધિક્કારે છે. છૂપી રીતે તેના કદમમાં શિર ઝૂકાવતો હોવા છતાં 'વેશ્યા'ના

નામથી તેને તરછોડે છે. સ્વામિત્વ ન સ્વીકારનાર સ્ત્રીને તરછોડવા માટેજ પુરૂષોએ 'વેશ્યા' શબ્દ નહિ યોજ્યો હોય? અન્યાયોથી રિબાઇ–દુભાઇ ગંદવાડમાં સળગતો જીવાત્મા શા માટે તિરસ્કૃત હોઇ શકે?

'તને અન્યાય થયો છે, એમ કહેવું છે ને?' થોડી વારે મારાથી પૂછાઇ જવાયું.

'મને એકલીને નહિ. જગતની આખી સ્ત્રી જાતિ આજે અન્યાયથી રિબાઈ રહી છે. પુરૂષ જાતિ કદાચ દલીલ કરશેઃ શું સ્ત્રી જાતિ કદીં પુરૂષને અન્યાય નથી કરતી? કરતી હશે. હું તો માનું છું કે કરવોજ જોઇએ. પગ નીચે દબાયેલો સર્પ કે વીંછી દંશ દે તો તેમાં એ જીવોનો જરાયે દોષ નથી.'

'હું તારીજ વાત પૂછું છું.'

'હું પણ તેનોજ જવાબ આપું છું. શેઠજી, રોશન તમે ધારી હશો એવી નથી. ગરીબાઇ કે અન્ય કોઇ કારણને લઇને આ ધંધો કરવા હું નથી પ્રેરાઈ. સ્ત્રીજાતિ, પુરૂષ કરતાં કરકસરવાળી જીંદગી સારી રીતે જીવી જાણે છે. મજદૂરી કરી આજીવિકા મેળવવી સ્ત્રી માટે મુશ્કેલ નથી. પુરૂષ કરતાં વધુ સહેલાઇથી જીવવાને તે સમર્થ છે. પરંતુ એનેયે જીવ છે. તમે એમ માનો છો કે મારી આ પચીસેક વર્ષની ઉંમરમાં હું મજૂરી ન કરી શકું? યુવાનીના શિખરે પગરણ માંડતી રૂપવતી લલનાને હૃદય ન હોય એમ માનવાને કંઈ કારણ છે? મારે પણ હૃદય છે. એ હૃદયમાં પ્રેમને બદલે આજે મોહની સરિતા વહે છે. સાફજ વાત કરવી છે, આજે ચોકખુંજ કહી દઉં. વાસનાઓને સંતોષવા હું આ ધંધો કરૂં છું.'

ઘડીભર તે ચૂપ બની ગઇ. કંઈક શરમથી તેણે નીચું જોયું.

'મને તમે બહેન કહી છે.' થોડીક વારે પુનઃ તે બોલીઃ 'મને નવાઇ લાગે છે. પુરૂષજાતિમાં કદાચ તમે પહેલા જ માણસ છો. જીવનમાં મને ઘણા પુરૂષો મળ્યા. શેઠજી, કમાનને દબાવી શકાય પણ તેનીયે હદ હોય. ઊગતી યુવાનીમાં વાસનાઓને સંયમમાં રાખી શકાય, તેને દફનાવી ન દેવાય. તેમ કરવા જતાં તો તે વધુ ઉશ્કેરાય. બ્રહ્મચર્ય એક કાલ્પનિક વ્રત લાગે છે. ધસમસી આવતા યૌવન સામે બ્રહ્મચર્યની દીવાલ, યુવાનીને આડે માર્ગેથી આગળ વધવા પ્રેરે છે. કદાચ મારી આ માન્યતા ખોટી પણ હોય. તમારો અનુભવ કંઇ બીજો જ હોવા સંભવ છે. જગતના બધાયે માનવીઓ સ્વાનુભવને સિદ્ધાન્ત માનતા હશે. તમને મારૂં આ બોલવું અસંબદ્ધ લાગતું હશે. કંઈ નહિ. માત્ર એટલું જાણી લોઃ હું એક વખત હોંશથી આ ધંધો કરતી. આજે તેમાં એટલો ઉમંગ નથી, એટલી મઝા નથી, એટલી તમન્નાયે નથી. છતાં મારા આ ધંધા પ્રત્યે મને તિરસ્કાર પણ નથી. તમે ગયે વખતે આવ્યા, તમારા શબ્દોએ મને પિગળાવી; પણ ઘડી-પળ માટે જ. તમે ચાલ્યા ગયા. મારા હૃદયમાં હજીયે એ શબ્દો છે, છતાં તેની ભાવના નથી. તેની અસર આજે મને રડાવી શકે તેમ નથી.'

મારો પ્યાલો ખાલી થયો. રેશમે ફરીથી તે ભરવા હાથ લંબાવ્યો. મેં મનાઈ કરી. આગ્રહથી તેણે પ્યાલો લઇ લીધો. અને 'ચાર્જ' કરી મને પાછો આપ્યો.

'તમે મને બહુ ગમો છો.' તેણે કહ્યું.

મેં અચંબાથી તેના તરફ નજર કરી.

'તેથી તમને શરમ આવે છે?' તેણે મને પૂછ્યું.

મેં જવાબ ન આપ્યો.

'તમે ભલે શરમાવ. હું તમારી સાથે ખુલ્લા દિલથી જ વર્તીશ. આજે વાત પણ એટલી જ ચોકખી કરીશ. શેઠજી, તમને

નવાઈ લાગશે: હું રોશન નથી. મારું નામેય રોશન નથી. બહાર બેઠેલી વૃદ્ધા મારી મા નથી. તે મારી કોઈ સગી પણ નથી. મારો આટલો ભેદ, તમને જણાવવાની આવશ્યકતા લાગવાથી ખુલ્લો કરું છું.'

'તો તું કોણ છે?' મેં સાશ્ચર્ય પૂછ્યું.

'માણસ.' મારા પ્રશ્નને હાસ્યમાં ઊડાવવા તેણે પ્રયત્ન કર્યો.

'રોશન નહિ?'

'રોશન જ.'

'હમણાં કહ્યું ને કે તું રોશન નથી!'

'કારણ કે તમે મારા ગ્રાહક નથી; મહેમાન છો. મારા ગ્રાહકોની હું રોશન છું, અને મારી આ રોશની પણ એમને માટે જ છે. મારે ઘેર ભાગ્યે જ કોઈ મહેમાન આવે છે. નથી જ આવતો એમ કહું તો ચાલે; તમે અનાયાસે મારા મહેમાન બની ગયા છો. મારા મહેમાનની હું રોશન નથી. દેહલાલિત્યની રોશની તેમને માટે નિરર્થક છે.'

'તો મહેમાનની તું શું છે?'

'કહ્યું ને કે માણસ.' તે ખડખડાટ હસી પડી; 'જુઓ, મારે બે પગ છે. નાક, કાન, આંખ, મોં બધું જ માણસ જેવું છે. હું માણસ નથી લાગતી?'

તે ખુરશી પરથી ઊઠી. બારી નજીક ગઈ. બહારની લીલી વનરાઇ પર એક નજર ફેરી પાછું વળી મારી સામે જોયું. તેની આંખના ભાવ બદલાઇ ગયા. કાજળભરી આંખોમાં કોઇ અન્ય પ્રકારની માદકતા પ્રવેશતી લાગતી હતી. ઓષ્ટના ખૂણામાં હૃદયની ઊર્મિઓ ધસી આવતી હતી. નીચેના ઓષ્ટના એક ખૂણાને તેણે અંદર દબાવ્યો. તીણી નજરે તે મને જોઇ રહી. યૌવનની

પ્રથમ ફૂદડી ફરે તેમ બારી તરફ અંગ લચકાયું. ધીમેથી ગૌર હાથ ઊંચકાયા, બારીના પડદા બંધ થયા. બીજી એક ફૂદડી ફરી બારણા નજીક જઈ, બારણું બંધ કર્યું.

મારો આ પ્રથમ જ અનુભવ હોત તો હું મૂંઝાયો હોત. પરંતુ તેના આ પરિવર્તને મને ખાસ અસર ન ઉપજાવી. રોશન બારણેથી પાછી ફરી, મારી નજીક આવી. મારી આંખોમાં આંખ ઠેરવી ઊભી રહી. હું સિગારેટ ફૂંકતો હતો. ધૂમાડાને તેણે ફૂંકથી દૂર કર્યો. સોફાના હાથા પર તે બેસી ગઈ. હું જરા ટટાર બન્યો.

'રોશન!'

'શેઠજી, મારાથી ગભરાઓ છો?'

'ત્હેં હમણાં જ કહ્યું. ને કે તારા મહેમાનોની તું રોશન નથી?'

'હા.'

'તો આમ–'

વાક્ય પૂરૂં કરૂં તે પહેલાં તે ખડખડાટ હસી પડી.

'મ્હેં ધારેલું કે તમે વિદ્વાન હશો.'

રોશને મને કહ્યું. મને તેના બોલવાનો અર્થ ન સમજાયો. તેણે કહેલી બધી જ વાતો આજે મને અસંબદ્ધ લાગતી હતી.

'જરા અહીં આવો.'

મારો હાથ પકડી તે ઊભી થઇ.

'ક્યાં?'

'પલંગ પર.'

'ના, રોશન, તું તો મારી બહેન છે.'

ફરીથી તે ખડખડાટ હસી.

'મેં એ ક્યારે ના પાડી ? ઊભા થાવ, ગભરાવાનું કારણ નથી.'

બળપૂર્વક તેણે મને ઊભો કર્યો. પલંગ નજીક જઇ મચ્છરદાનીની ફડક ઊંચી નાંખી.

'આ પલંગ તમને નથી ગમતો ?' તેણે પૂછ્યું.

'ના.' મેં જવાબ આપ્યો.



જીવનના અગાધ સંતોષમાં ડૂબી હોય તેમ આંખો મીંચી. તે સૂઇ રહી. મારા હૃદયમાં ભ્રાતૃપ્રેમની ભાવના જાગી. આંખમાંથી અશ્રુનાં ટીપાં ઊભરાયાં... તેની આંખમાંથી પણ અશ્રુધારા નીકળી... ... ... ... ... ... ...

'મને એ બહુ જ ગમે છે. મારા હૃદયની આગ બુઝાવવાનું મારે માત્ર આ એક જ સ્થાન છે. બેસો પલંગ પર.'

'રોશન, તને શું થઇ ગયું છે ?'

'ભાઈ પ્રત્યે બહેનને શું થઈ જાય ? શેઠજી, વેશ્યાનું હૃદય જગતે માનેલા એકલા 'પાપ'થી જ ભરેલું નથી હોતું. જગતે માનેલી 'વેશ્યા'માંની હું એક છું. મારા હૃદયમાં બીજી અનેક ભાવનાઓ ભરેલી છે. એકલી વાસના સંતોષવા વેશ્યા નથી જીવતી. એકલા ધન માટે જ તે જીવનને નથી વેડફી દેતી. દૈહિક આનંદ કે દ્રવ્યના ક્ષુદ્ર લોભથી એની ભાવનાઓને પૂર્ણ સંતોષ નથી હોતો. એના હૃદયમાંયે 'પ્રેમ' છે. 'પ્રેમ'ની પવિત્રતા એના હૃદયમાંયે ઉદ્‌ભવે છે. તમે મારા ભાઇ છો. જગતમાં કોઇએ મને બહેન કહી હોય એવું આજે યાદ નથી. મેં અનેકને ભાઇ કહીને પોકાર્યાં છે. મારૂં કોઇએ સાંભળ્યું નથી. તમેયે નહિ સાંભળો ?'

હું બોલ્યા વિના જ પલંગ પર બેઠો. રોશન પણ મારી સાથે ગોઠવાઇ.

'ભાઈ, હું વિદ્વાન નથી. તમે ભણેલા ગણેલા તો હશો જ. બહેનનું હૃદય ન સમજી શકો તેવા હૃદયહિન તો નહિ જ હો, તેની મને ખાત્રી છે. મોટાભાઇના ખોળામાં માથું મૂકી આળોટતી બહેનના હૃદયનો આનંદ, ન સમજી શકાય તેવો નથી. મારે તમારે ખોળે સૂવાની રજા જોઇએ છે.'

રોશનના મુખ પરની મસ્તી ઓસરી ગઈ હતી. ભાવનાઓની રેખાઓમાં જાણે પવિત્રતા વણાઈ ગઈ હતી. આંખોમાં ભગિની-પ્રેમની જ્યોત ચમકતી હતી. યાચનાભર્યાં મુખે તે મારા તરફ તાકી રહી. કેટલીક મહાન ગૂંચવણોનો ઉકેલ એક પળમાં જ મળી જાય છે. રોશનના વર્તનથી ઊભી થએલી ગૂંચવણ ઉકલી ગઇ. મારા હાથે જ મેં તેને મારા ખોળામાં સૂવાડી દીધી.

જીવનના અગાધ સંતોષમાં ડૂબી હોય તેમ આંખો મીંચી તે સૂઇ જ રહી. તેના મુખ તરફ હું જોઇ રહ્યો. મારા હૃદયમાં પણ ભ્રાતૃપ્રેમની ભાવના જાગી. રોશનની મને દયા આવી. (રોશનને મારી દયાની જરાયે જરૂર નહોતી.) મારૂં દિલ ગદગદી ગયું. આંખમાંથી અશ્રુનાં ટીપાં ઊભરાયાં. રોશનના કપોલ પર ધીમેથી અશ્રુ સર્યું. રોશને એ જાણ્યું. તેને અચંબો ન થયો, ન તો તે ચમકી. આનંદના સાગરમાં હિલોળા લેતું તેનું મન લગભગ બેભાનાવસ્થા ભોગવતું લાગ્યું. તેની આંખમાંથી પણ અશ્રુધારા નીકળી, મારા પાટલૂનને ભીંજાવી રહી હતી.



## ‘રોશન ?’

કેટલીકવારે બહારથી વૃદ્ધાનો અવાજ આવ્યો. રોશનના મુખ પરથી મેં નજર ખસેડી લીધી. બારીમાંથી બહાર દૃષ્ટિ કરી. સૂર્ય આથમી ગયો હતો. દિવસના પ્રકાશ પર રજનીનો આછો ઓળો ઊતરતો હતો. વખત ઘણો વીતી ગયો હતો. વૃદ્ધા બૂમ મારે તેમાં મને નવાઈ ન લાગી.

રોશને પાસું બદલ્યું. અશ્રુથી ભીંજાએલી આંખોને ચૂંદડીથી સાફ કરી, મારી સામે તેણે નજર ઠેરવી. મેં તેની સામે જોયું. તે બેઠી થઈ.

‘પગ અકડાઇ ગયો, ખરૂં ?’ તેણે મને પૂછ્યું.

‘ના,’ મેં જવાબ આપ્યો.

‘રોશન !’

વૃદ્ધાએ ફરીથી અવાજ કર્યો. તે ખિજાઈને બોલતી હોય તેમ લાગ્યું. રોશને જવાબ ન આપ્યો. પલંગમાંથી રોશન નીચે ઊતરી. અવ્યવસ્થિત થઈ ગયેલી ઓઢણી સમારી લીધી. બારી નજીક જઈ પડદા તદ્દન ઊઘાડી નાખ્યા.

'હમણાં જ આવું છું,' કહી તે બીજા ખંડમાં સરી ગઈ.

વૃદ્ધાના હુકમને તાબે થવામાં આજ્ઞાંકિતપણા કરતાં મને પરતંત્રતા વધુ જણાઇ. સંજોગો માણસને પરતંત્ર બનવા ફરજ પાડે છે. કદાચ રોશનને સંજોગોના એ રાક્ષસે પણ દબાવી હોય.

હું પલંગમાંથી નીચે ઊતર્યો. બેસી રહેવાથી અને રોશનના વજનથી પગ અકડાઇ ગયા હતા. અકડાટ ટાળવાના આશયે, ઊભો થઈ મેં ખંડમાં આંટા મારવા માંડયા.

રોશન પાછી ફરી. પુનઃ તેના અંગમાં પેલો પ્રથમનો થનગનાટ આવી ગયો હતો. તેના હાલવા ચાલવામાં એક એવી જાતનો મરોડ હતો કે, તેનાં અંગ–ઉપાંગ અત્યંત આકર્ષક અને ઉત્તેજક બની જતાં; અને તે વખતે તેની ઉંમર કરતાં એ ઘણી નાની દેખાતી. અમુક વખતે જ આ મરોડ આવતો હશે એમ હું જોઈ શકયો. ધંધાને અંગે આવા મરોડ શીખવા પણ પડતા હોય !

બહારના ખંડમાં, વૃદ્ધા કોઈની સાથે વાત કરતી સંભળાઈ. વીસ અને પચીસના આંકડા વચ્ચે કંઈક ઝઘડો હતો એમ લાગતું હતું. રોશન પલંગ તરફ ગઈ. કરચલીઓ પડેલી ચાદર ઠીક કરી દીધી; મચ્છરદાની બરાબર લટકાવી દીધી. બારી તરફ જોઇ પડદા બંધ કર્યા. 'પેટ્રોમેક્ષ'નું એક ઝાકઝમાળ તેજ પાથરતું ફાનસ બૉય મૂકી ગયો.

રોશને કબાટ ઊઘાડયું. સોનેરી બાદલાની છાંટવાળી હોન્યરીની એક સાડી અને તેમાં મળી જાય તેવું એક બ્લાઉઝ

બહાર કાઢયું. શા માટે આમ કર્યું તે મને એકદમ ના સમજાયું. કદાચ કોઈ ગ્રાહક હોય તો પણ નવી સાડી કે બ્લાઉઝની શી જરૂર? મારી સામેના મેજ પર તેણે કપડાં મૂકયાં. કબાટ બંધ કર્યું. 'ટોઈલીંગ' ટેબલ નજીક જઇ અંગ પર ઓઢેલી ચૂંદડીને તેણે એક ખુરશી નીચે ફગાવી દીધી. હાથ પર ખભા- થીયે ઉપર સુધી પાઉડરની છાંટ કરી. મોં પર પણ એ પાઉડરના કણોએ સફેદી લાવી દીધી. ઘસીને પાઉડરને ચામડી સાથે મેળવી દીધો. ગાલ પર આછી લાલી લગાવી ઓષ્ટ પણ જરા વધારે રાતા કર્યા. સુવ્યવસ્થિત રીતે આંખોમાં કાજળનું અંજન કર્યું. વાળને સમાર્યા. કબાટના ખાનામાંથી સોનાના બે દાગીના કાઢયા. લોકેટ હાથ પર, અને હાર ગળામાં પહેરી લીધો.

'ગભરાશો તો નહિને?'

હાસ્યમિશ્રિત સ્વરે તેણે મને પૂછ્યું. મને ન સમજાયું કે હું ગભરાઈ જાઉં તેવું તે શું કરવાની છે. મારા જવાબની રાહ જોયા વિના જ તેણે ફાનસની કળ મરડી. પ્રકાશની તીવ્રતા ઓછી થઈ. સ્પષ્ટ જોઇ શકાય તેવું અજવાળું તો હતું જ. મારા તરફ પૂંઠ કરી તેણે કાંચળી કાઢી દૂર મૂકી, તરત જ બ્લાઉઝ પહેરી લીધું. સાડી પણ સુંદર રીતે પહેરાઈ ગઈ. સાડી પહેરવામાં રોશન મને ઘણી હોંશિયાર લાગી. તે 'રોશન' નથી. તેની સાબિતિમાં તેની આ હોંશિયારી અને ચપળતા જરૂર સાક્ષીરૂપ ઊભી રહી શકે.

રોશન સુંદર હતી, આકર્ષક હતી, છતાં તેને પફ–પાઉડર, લાલી કે કાજળનો આશ્રય શા માટે લેવો જોઈએ? આ પ્રશ્ન મને પ્રથમ ઉદ્ભવેલો. પરંતુ અત્યારે મને તે વસ્તુઓ ખાસ ખરાબેય ન લાગી! ઊલટી કંઈક અંશે ઉપયોગી જણાઈ. તેનાથી રોશન આકર્ષક, અને વધુ ઉત્તેજક લાગતી હતી. સુંદર લાગતી

કે કેમ તેનો નિર્ણય હું ન કરી શક્યો. રોશન સુંદરતા માટે ટળવળતી પણ નહોતી. તે પોતાને વધુ આકર્ષક અને ઉત્તેજક બનાવવા જ પ્રયત્ન કરતી. સુંદરતા કરતાં આકર્ષણ અને ઉત્તે-જકપણું તેના ધંધાનું વધુ અગત્યનું અંગ હતું. તેની પાસે આવ-નાર સૌન્દર્યના પૂજારીઓ નહોતા. તેના સુકુમાર દેહની નાજુ-કતા અને સપ્રમાણતા જોઈ કાવ્યો રચનાર એ કવિરાજો પણ નહોતા. તેઓ રોશનને આકર્ષક જોઈ રાચતા. તેના અમુક મરોડ અને નખરાં જોવા તે હંમેશ તલપી રહેતા. વાસના ને ઉત્તેજક હાવભાવ અને મરોડમાં તેઓ લટ્ટુ બની જતા. તેમને રીઝવવા એ રોશનને મન કર્તવ્ય થઈ પડયું હતું. પફ–પાઉડર, લાલી અને કાજળ રોશન માટે એટલા ખાતર આવશ્યક જ મણાય.

સાડી પહેરી રહ્યા પછી તેણે ફાનસની કળ મરડી. ખંડમાં પુનઃ પ્રકાશ પથરાઇ રહ્યો. પુનઃ પાઉડરનો એક 'કોટ' આપી તે મારી સામે આવી.

'હું કેવી લાગું છું ?' તેણે મને પૂછ્યું.

કોઈનો આવા પ્રશ્નનો જવાબ 'તદ્દન બેડોળ' એમ આપ્યો હોય તો કદાચ તે ખૂબજ ખિજાઈ પડે. 'ઘણી જ સારી લાગે છે,' એ જવાબની આશાએ જ તેનો એ પ્રશ્ન હોય. છતાં મારાથી બોલાઇ જવાયું:

'પહેલાં જેવી તો નહિ જ.'

'કારણ ?'

'હું તારા પૂજારી તરીકે આવ્યો છું.'

'શેઠજી, વેશ્યાને ત્યાં જનાર, પૂજાની ભાવના લઈને જાય એ નવાઈ નથી ?'

'પૂજારી ન હોઉં, પણ ભોક્તા તો નથી જ.'

'એ માનવા હું તૈયાર નથી. 'ભાઈ' અને 'બહેન'ના શબ્દોનાં ખોખાં નીચે આપણે આપણાં દિલને કચડી નાખ્યાં છે. એ બંને શબ્દો વચ્ચેના ભાવના સંબંધને લીધે આપણે લાગણીપ્રધાન બની-ગયાં છીએ. વાસ્તવિક રીતે હું ભોજ્ય છું, તમે ભોક્તા છો. હું ભોજ્ય ન હોત તો આજે તમને મારો આવાસ ન આકર્ષી શક્યો હોત; ન તો તમે આકર્ષાયા હોત. તમે ભોક્તા છો. તમારો એ સ્વભાવ જ તમને અહીં લઈ આવ્યો; એમ નથી કહેતી કે તમે દેહના જ ભોક્તા છો! જગતની આખી સ્ત્રીજાતિ આજે ભોજ્ય છે. જગતનો પ્રત્યેક પુરૂષ આજે ભોક્તા છે. મા, બહેન, બેટી કે પત્નીને નામે પતિ, પિતા, ભાઈ કે પુત્રના રૂપમાં, તેની હદ પ્રમાણે તેને ભોગવી રહેલો છે. તમારા એકલાનો આ દોષ નથી; કે મારી એકલીનું આ કમભાગ્ય નથી. જગતની પ્રત્યેક જાતિ આજે તેમાં સંડોવાયેલી છે.'

મારે જવાબ આપવાનોજ નહોતો. છૂપી રીતે, છતાંયે ઉઘાડો વેશ્યાગાર ચલાવતી આ યુવતી આટલા સુધીના વિચારો કરી શકે એ મને નવાઇ જેવું લાગ્યું. રૂપ–યૌવનને વેચી, દિવસો ગુજારતી સ્ત્રીમાં સામુદાયિક વિચારો માટે સ્થાન હોઈ શકે એ નવાઈ નથી?

'ખેર! છોડો એ વાત. પાછા તમે ગમગીન બની ગયા. બોલાવુંને હવે?'

'કોને?' મેં સાશ્ચર્ય પૂછ્યું.

'એક ગ્રાહક છે.'

'તો હું ચાલ્યો જ જાઉં.'

'થોડી વાર બેસવામાં વાંધો નથી. મને શરમ નહિ આવે.'

'આવનારને વાંધો હશે તો ?'

'અહીં સુધી આવનાર એટલા બધા શરમાળ નથી હોતા.'

'તો મને વાંધો નથી.'

''જનાબ આખી રાત અહીંજ પસાર કરવાના છે. એટલે ન છૂટકે તમને રજા તો આપવીજ પડશે.'

'હું હમણાંજ ચાલ્યો જાઉં તો ?'

'બહુ ઉતાવળ છે ? કે મને જોઈ શરમ આવે છે ? કદાચ મારૂં પાપ તમને વળગી પડે ! કેમ ?'

કેટલાક શબ્દો અનિચ્છાએ પણ માણસને તાબે થવા ફરજ પાડે છે. હું બેઠોજ રહ્યો. રોશન બહાર ગઇ. જનાબનું મુખાર્વિંદ જોવાની ઉત્કંઠાએ હું બારણા તરફ તાકી રહ્યો. એવા માણસોનું મોં પણ ન જોવું જોઈએ એવો મને ઘમંડ નહોતો, એવો ઘમંડ રાખવાને હું લાયક પણ નહોતો. એવા ઘમંડીઓને લાયક ગણવા કે કેમ તેની મને શંકા હતી.

થોડીજં વારમાં એક યુવાનના ગળા પર હાથ વિંટાળી તેની સાથે ગેલ કરતી, રોશન અંદર પ્રવેશી. હું અંદર છું એવી ખબર કદાચ આગંતુકને નહિ હોય.

અંદર પ્રવેશતાંજ તેણે મારા તરફ જોયું, દ્રષ્ટિભ્રમ નથી થતો તેની ખાત્રી કરવા તેણે એક તીવ્ર દષ્ટિ નાંખી. અને એકદમ 'રૂક જાઓ'ના નિયમને વશ થઇ તે થંભી ગયો. તરતજ પાછા વળી પગ ઉપાડયા. બહાર જઈ કદાચ દોટ મૂકી હશે એમ મને પગરવ પરથી લાગ્યું. તેને થોભાવવા વૃદ્ધા બૂમો પાડતી હતી, તે પણ સંભળાયું. રોશન આભી બની આ જોઇજ રહી. તેને ત્યાં આવનાર, કોઇને જોતાં ગભરાઇને પાછો ભાગે એવો નાહિંમત તેણે કદાચ નહિ જોયો હોય.

'શું થયું ?' મેં રોશનને પૂછ્યું.

'ખબર ન પડી!' તેણે સાશ્ચર્ય જવાબ આપ્યો.

'મને જોઇને પાછો ભાગ્યો ?'

'કદાચ એમ પણ હોય.

'કોણ હતો ?'

'હું ઓળખતી નથી.'

તેને મકાને જનાર બધાને તે ન ઓળખે એ સ્વાભાવિક હતું.

'મારો કોઇ ઓળખીતો પણ હોય! અને મને જોતાં કદાચ ગભરાયો હોય!'

'તો તમે તેને ન ઓળખી શકયા ?'

'બરાબર ન ઓળખાયો.'

'આવા નામર્દો શા માટે અહીં આવતા હશે ?'

સાચા મર્દો અહીં આવેજ નહિ એમ કહેવાનું મને મન થયું. પણ તેથી કદાચ રોશનને માઠું લાગે એમ માની હું ચૂપજ રહ્યો.

'પારકી સ્ત્રી સાથે સંબંધ ધરાવવામાં ચારે બાજુથી બીક રાખનાર માણસોએ ઘરમાં બેસી રહેવુંજ ઉત્તમ નથી ?'

'અન્યાય કરનાર દરેક બીકણુ જ હોય છે. કોઇની બીક ઊઘાડી પડી જાય છે; કેટલાક હિંમતથી નિભાવી લે છે.'

'મારે ત્યાં આવવામાં અન્યાય ?'

'તું તને શું ધારે છે ?' મને જરા હસવું આવ્યું.

'તમે હસી કાઢો છો એવી એક વેશ્યાજ.'

'વેશ્યાગમન અન્યાય નથી એમ તું કહી શકે છે ?'

'અન્યાય છે—એમ પણ નથી કહેતી. કામથી પીડાતા અતૃપ્ત માનવીઓ જ મારે ત્યાં તૃપ્તિની શોધમાં આવે છે. હું કોઈને બોલાવવા પણ જતી નથી. મારી તૃપ્તિ માટે હું બેઠી છું. એમની તૃપ્તિ માટે એ આવે છે. અન્યોન્ય તૃપ્તિ મેળવવામાં અન્યાય હોઈ શકે ?'

'તું એમ માને છે કે તારે ત્યાં આવનાર બધા પત્નીહીન હોય છે? તેમની પાસેથી તૃપ્તિ મેળવવાનો તારા કરતાં એ પત્નીઓને પ્રથમ હક્ક છે. તેને તૃપ્ત કરવાની પુરૂષની પ્રથમ ફરજ છે. ફરજમાંથી ચલિત બની તારી પાસે આવનાર પુરૂષ અને તું બંને અનેક પત્નીઓને અન્યાય કરી રહ્યાં છો.'

'તેમાં એ પત્નીઓનો દોષ નહિ હોય ?'

'તારી પાસે આવનારા બધા જ કાંઈ પત્નીના કોઈ દોષોને અંગે આવતા હશે ?'

એટલામાં રસ્તાથી થોડે દૂર અંદરના ભાગમાંથી એક મોટર ઊપડવાનો અવાજ આવ્યો. પેલો ગભરાએલો ભાગ્યો હશે એમ માનવામાં ભૂલ નહોતી.

વૃદ્ધા અંદર ધસી આવી. મારે માટેજ તે એક ગ્રાહકને ગૂમાવી બેઠી છે, તેની તેને ખાત્રી થઈ ગઈ હતી. તિરસ્કારપૂર્ણ નેત્રે તે મારા તરફ તાકી રહી.

'ગરીબના પેટ પર પાટુ શા માટે મારો છો ?'

હું તેના કહેવાનો મર્મ સમજી ગયો. ગુનેગારના મુખ પરની લાચારી અનુભવતાં મેં નીચું જોયું.

'ન તમારે પૈસો આપવો, ન તો પૈસો આપનારને આવવા દેવા. કામ થઈ રહે એટલે બેસી રહેવાથી શું ફાયદો ?'

મારે કામે ય શું હતું? હું મફતનોજ બેસી રહ્યો છું. અને મારા બેસી રહેવાથી કોઇકને હાનિ થાય છે તેનું મને ભાન આવ્યું. મેં શેશન સામે નજર કરી. તે વૃદ્ધા તરફ ડોળા ફાડી તાકી રહી હતી. મારૂં અપમાન તેનાથી સહન ન થઈ શક્યું. જાણે હમણાંજ વૃદ્ધા સાથે ઝઘડી પડશે એટલી ખિજાયેલી તે લાગતી હતી.

'કોણ તમારા ગ્રાહકોને ભગાડી મૂકે છે?' વૃદ્ધા નજીક આવી શેશન તડૂકી ઊઠી.

'તારી આંખો ફૂટી ગઇ છે?' વૃદ્ધા ગુસ્સે થઇ ગઈ. 'જોતી નથી, પેલો બિચારો જીવ લઇને ભાગ્યો? કહે છે કે મારા શેઠ બેઠા છે. પાછું વળીને જોવાનીય હિંમત ન કરી.'

આવનારને હવે હું ઓળખી શક્યો. મારી ઑફિસમાં કામ કરતા એક ચુસ્ત વૈષ્ણવ જેવો ભાસ, તેને જોતાં જ મને થયો હતો. હવે ખાત્રી થઇ ગઈ. બાયના હાથનું જમવામાં તે અભડાઈ જતો. બાયનું અડેલું પાણી પીવામાં પણ તેના ધર્મને વાંધો પડી જતો. ઑફિસમાંથી ઘેર જઇ દરરોજ તે સ્નાન કરી લેતો. અને ન છૂટકે પણ ઑફિસમાં બાયને અડી જવાયું હોય તો તે પાપના પ્રાયશ્ચિત માટે, દોઢેક કલાક પૂજાપાઠમાં ગાળી ત્યારબાદજ અન્ય પ્રવૃત્તિમાં પડી શકતો. તેની પત્ની કદાચ તેનાથી વધારે ચુસ્ત હશે અથવા તો તે તેને પરાણે ચુસ્ત બનાવતો હશે. એટલે એ જંગલી દેશનું મોં જોવાનુંયે સદ્‌ભાગ્ય હજી પત્નીને પ્રાપ્ત નહોતું થયું. તે પોતાની જાતેજ પોતાનું જમવાનું બનાવતો. પોતાના હાથેજ પાણી લાવતો. પોતાના હાથેજ ઘરનું અન્ય કામ પણ કરી લેતો. તેની ધર્માંધતાને અંગે આમ વર્તતો હશે એમ હું માનતો. આજે મારો એ ભ્રમ ભાગી ગયો.

'એવી બીક હોય તો અહીં આવે છે શું કરવા?' શેશને વૃદ્ધાના અગ્નિમાં ઘી હોમ્યું.

'કેમ આજે સામા જવાબ આપવા માંડયા છે?'

વૃદ્ધાની આંખો ઝીણી બની, તેના મુખ પર વ્યંગ સાથે સખ્તાઇ અને ક્રરતાની રેખાઓ ઊપસી આવી.

'હું હવે તમારી દબાયેલી નથી રહેવાની. હું પણ માણસ છું. મારેયે જીવ છે. મારા મનને ફાવતું કરવાનો મને હક્ક છે.' રોશન બોલી ગઈ.

'હક્ક છે?'

એમ પૂછતાનીં સાથેજ વૃદ્ધાએ રોશનના ગાલ પર એક તમાચો ખેંચી કાઢયો. અને બીજો હાથ ઉગામે તે પહેલાં વૃદ્ધા નજીક જઇ મેં તેનો હાથ પકડી લીધો.

'અમારી બાબતમાં વચ્ચે પડવાની તારે જરૂર નથી.' મારો હાથ તરછોડી નાંખતાં વૃદ્ધા તડૂકી.

'મારવા માટે એનો વાંક—'

'વાંક જોવાનો તને હક્ક નથી. ચાલ્યો જા?'

મને વચમાંજ અટકાવી વૃદ્ધા ફરી ગર્જી ઊઠી. રોશન શાન્ત ઊભી હતી. તેણે નજીક આવી મારો હાથ પકડયો.

'તમે જાવ.'

વેદનાથી ચિરાઇ જતા અવાજે તેણે મને કહ્યું. તેની આંખમાંથી આંસુનાં બિન્દુ ટપકવા લાગ્યાં.

'તુંયે જાને સાથે?' વૃદ્ધાએ વ્યંગમાં કહ્યું.

રોશને મારી સામે જોયું. જાણે એ વ્યંગનો જવાબ ન માગતી હોય; મારી સાથે લઈ જવા જાણે વિનવણી ન કરતી હોય! મારૂં હૃદય ભરાઈ આવ્યું. રોશનની આ કચડાતી જીંદગી માટે મને દયા આવી. તેને મારી સાથે લઈ જવાનો આવેશ

પણ આવી ગયો. અને એ વિચાર સાથે જ હું પણ સમાજનું એક પ્રાણી છું તેનું મને ભાન થયું.

લોકનિન્દા ભલે ડરવા યોગ્ય ન હોય, પણ સમાજમાં રહેનાર દરેકને તે પોતાનાથી ડરવાની ફરજ પાડે છે. એ સમાજના ડરથી હું પણ ડર્યો. તદ્દન સાધુતા કે એકદમ નફટાઇને પામેલો માનવી જ સમાજની અવગણના સહેલાઈથી કરી શકે છે.

'જઇશ તો તમારાથી રોકાવાની છું?' રોશન બોલી ઊઠી.

'કોઇ તને ઘરમાં ઘાલે એવો મેં તો હજુ નથી જોયો. એ તો અહીંયાં જ બધા ચાળા અને પ્રેમની વાતો.' વૃદ્ધાએ અનુભવસિદ્ધ વાક્ય ઉચ્ચાર્યું.

વેશ્યાગૃહે જનાર કોઇ પણ એવો નીકળવો મુશ્કેલ છે–કે જે, એ વેશ્યાને પોતાને ત્યાં સહેલાઈથી રાખી શકે. અને પોતાને મકાને લઈ જવાની હિંમત કરનાર પણ જવલ્લે જ મળી આવે. વૃદ્ધાના વાક્યમાં એક સનાતન સત્ય છુપાયું હતું.

રોશને મારા તરફ જોયું. જાણે મારી પાસે કહેવડાવવા ઇચ્છતી હોયઃ–'ચાલ મારી સાથે. હું મારા ઘરમાં રાખીશ.'–હું આવેશમાં હતો. કદાચ એ શબ્દો મારા મ્હોંમાંથી નીકળી પણ જાય. મને બીક લાગી. હું ગભરાયો. એકદમ એ ખંડ છોડી હું બહાર ચાલ્યો ગયો. મારી આ ભીરૂતા જ હતી. મને તેનો પૂરો ખ્યાલ હતો. કેટલીક વખત જાણી જોઈને માણસને ભીરૂ બનવું પડે છે. મારામાં નિડરતા નથી એમ આજે મને સ્પષ્ટ સમજાઇ ગયું. પોતામાં કંઇક ગુણોનો ભંડાર ગણતા માનવીઓ વાસ્તવિકતામાં મુકાતાં કેટલીયે વખત ઊલટો અનુભવ પામે છે.

મોટર નજીક જઈ મેં એક શ્વાસ લીધો. દરવાજો ખોલી અંદર ગોઠવાયો. ખિસ્સામાંથી ચાવી કાઢી. એટલામાં રોશન દોડતી મોટર નજીક આવી. મારો હાથ પકડી ચાવી ઝૂંટાવી લીધી.

'શેઠજી, મને લઈ જાવ.'

બોલતાં બોલતાં તે રોઈ પડી. મેં તેના મુખ તરફ નજર કરી. વૃદ્ધાની થપ્પડોથી તેના ગાલ પર સોળ ઊઠયા હતા. આંગળીઓના આકાર પ્રમાણે લોહીની ટશરો ઊપસી આવી હતી. મારા બહાર આવ્યા પછી રોશનને માર પડયો હતો.

'કયાં?' મેં ધીમેથી પૂછયું.

'તમને ગમે ત્યાં.'

'તું કયાં જવા ઇચ્છે છે?'

'જગતમાં મારે માટે કોઇ સ્થાન નથી? શેઠજી, હું માણસ છું; પશુ નથી. મારેયે હૃદય છે. હૃદય દબાવી શકાય; તેને કચડીયે શકાય. પણ કલેજામાંથી જ્યારે એ હૃદયના ટુકડા કરી બહાર ફેંકી દેવાય ત્યારે એ સહન ન થાય. હૃદયને મેં કચડી નાંખ્યું છે, ઇચ્છાઓને મેં મારી નાંખી છે, ભાવનાઓને મેં દફનાવી દીધી છે, વાસનાઓને કચડવા મેં પ્રયત્નો કર્યા છે, પરંતુ હું તેમાં સફળ નથી થઈ. તેને સંતોષવા માટે હું જીવું છું! મારા પર મને ખૂબ તિરસ્કાર આવે છે. હું પોતાને માણસની ગણતરીમાં ગણાવાનો દાવો કરૂં છું, છતાં હું માણસ નથી એમ મને લાગ્યા જ કરે છે.'

તે થોડી વાર ચૂપ રહી. હું સ્તબ્ધપણે તેના તરફ તાકી રહ્યો હતો.

'શેઠજી,' તેણે પુનઃ શરૂ કર્યું: 'માણસની ભૂલની સજાને હદ હશે?'

મને તેના પ્રશ્નનો અર્થ ન સમજાયો. હું ચૂપ જ રહ્યો.

'મારા બોલવાથી તમને દુઃખ થાય છે, કેમ? લો, હવે હું નહિ બોલું.'

તેણે એક ડૂસકું ભર્યું. નીચા મુખે, મોટરના દરવાજા પર કોણી ટેકવી તે ઊભી રહી.

'તું મારી સાથે આવશે?' મેં થોડીવારે પૂછયું.

'ના.' તેણે જવાબ આપ્યો.

'કેમ?'

'હું તમને અડચણોમાં મૂકવા નથી ઈચ્છતી. સમાજ-જીવન મેં જીવ્યું છે. મને સાથે રાખી સમાજમાં તમે નહિ જીવી શકો.'

'તો તારે કયાં જવું છે?'

'અહીં સિવાય બીજે ગમે ત્યાં. વૃદ્ધાના જુલમોથી હવે હું ત્રાસી ગઈ છું. જગતના અન્ય કોઈ પણ સ્થળે હું રહી શકીશ. મને હવે કોઇનો ભય નથી. લૂંટાવા જેવું બધું જ મેં લૂંટાવી દીધું છે. શિયળ જેવી વસ્તુને હવે હું માનવા ઈચ્છું, તેયે અશકય છે, એટલે તેનોયે મને ભય નથી. એના પર તો હું ગુજારો ચલાવીશ.'

'મને એ પસંદ નથી.'

'તો હું જીવું શા આધારે? મારી પાસે પૈસા નથી. ધન સિવાય જીવી શકાય તેવું એકેય ક્ષેત્ર મૂડીવાદીઓની આ દુનિયામાં છે?'

'તું કેન્યામાં રહી શકશે?'

'જરૂર, પણ મારો ધંધો ચાલે તેવું સ્થળ હોવું જોઇએ.'

'હું તને એ ધંધો કરવા દેવા નથી ઇચ્છતો.'

'તો મને કોણ સંઘરશે?'

'હું ખર્ચની વ્યવસ્થા કરીશ.'

તે ચૂપ રહી. કદાચ મારી એ મદદ સ્વીકારવા તે હમણાં જ ના પાડી દેશે એમ મને લાગ્યું. તેના મુખ પર એ પ્રકારના ભાવો પણ ઊપસી આવ્યા. થોડી વારે તે ધીમેથી બોલીઃ

'મેં જ તમને એક વખત કહ્યું હતું કે હું જુવાન છું, અને મહેનત કરી મારી આજીવિકા મેળવી શકું તેમ છું. પરંતુ આજે હું એમ નહિ કહું. મારામાં તે હિંમત નથી. આજે એ શક્તિ પણ નથી રહી. શાથી નથી રહી તેનો જવાબ પણ નથી. હું તમારી મદદ સ્વીકારીશ. જન્મોજન્મ તમારી ઋણી બનવાનું હું પસંદ કરીશ. પરંતુ મારાથી અહીં નહિ રહેવાય. હું નહિ રહી શકું.'

એક શ્વાસે તે બોલી ગઈ. હાથ લાંબો કરી મેં મોટરની પાછલી બેઠકનું બારણું ઊઘાડી નાખ્યું, અને તેને અંદર બેસી જવા સૂચના કરી. જરાયે ક્ષોભ કે દુઃખ વિના તે અંદર બેસી ગઇ. તેનાં કપડાં લઈ આવવાની સૂચના કરવાની મને ઇચ્છા થઇ.

'કંઈ લેવાનું નથી ?' મેં પૂછ્યું.

'હા, એક બૅગ છે.'

યાદ આવતાં તરત જ કારમાંથી ઊતરી તે અંદર દોડી. બારણામાં પેસી પાછી એક નજર કરી. જાણે તેને મૂકીને હું ભાગી તો નહિ જાઉં !

થોડી જ વારમાં તેણે એક મોટી ચીસ પાડી. હું કારમાંથી નીચે ઊતર્યો. રોશન મોટેથી રોઈ રહી હતી. હું અંદર ધસ્યો. વૃદ્ધા અને રોશન વચ્ચે એક નાનકડી બૅગ માટે ખેંચાખેંચ ચાલી રહી હતી. અને ? આ શું ? રોશનનું મુખ મારા તરફ

ફરતાં હું જોઈ શકયો કે, માથામાંથી નીકળતા લોહીની ધારા તેના મુખને રંગતી કપડાં પર પથરાઈ રહી હતી. માથામાં નાખવાના તેલની શીશીના ટુકડા નીચે વેરાયેલા હતા. મને કલ્પતાં વાર ન લાગી કે, વૃદ્ધાએ એ શીશીનો ઘા રોશનના માથામાં કર્યો હશે.

બળમાં વૃદ્ધા કરતાં રોશન વધારે હશે. એક સખત આંચકા સાથે વૃદ્ધાના હાથમાંથી બૅગ છોડાવી તે બહાર દોડી. વૃદ્ધાએ બૉયને બૂમો પાડવા માંડી. હું પણ રોશન પાછળ બહાર નીકળ્યો. તે મોટરમાં ગોઠવાઈ ગઇ હતી.

'ચાલો, ચાલો, જલ્દી કરો ?'

તેણે મને કહ્યું. હું ઉતાવળો મોટરમાં આવી ગોઠવાયો. તરત જ મોટરને મેં ઊપાડી; અને કમ્પાલા તરફ પૂરપાટ દોડાવી મૂકી.

'બૅગમાં દાગીના છે ?' બે-ત્રણ માઇલ દોડ્યા પછી મેં રોશનને પૂછ્યું.

'ના.' રોશને ટૂંકો જ જવાબ આપ્યો.

'તને બહુ વાગ્યું છે, ખરૂં ?'

'ખાસ નહિ.'

તેનાં ટૂંકા જ જવાબ પરથી હું સમજી શકયો કે અત્યારે મારા પ્રશ્નો તેને દુઃખદાયક હતા. ચૂપકીદીથી મેં મોટરને વેગથી હંકારી મૂકી.

મારે બંગલે પહોંચ્યો ત્યારે દસ વાગી ગયા હતા. માથામાં પડેલા ઘાથી રોશન બેચેન બની ગઇ હતી. એક ખંડમાં લઈ જઈ મેં તેને સૂવાડી દીધી. ડૉકટરને ટેલિફોન કર્યો. ડૉકટર મારા ઓળખીતા હતા. ધનવાનો સાથે ડૉકટરો અને વકીલો ઓળખાણ

રાખે છે જ—રાખવી પડે છે. થોડીજવારમાં તે આવી પહોંચ્યા. અન્ય કોઈ માણસને ઘેર કદાચ તે આટલા જલ્દી ન પહોંચ્યા



“વૃધ્ધા અને રોશન વચ્ચે એક નાનકડી બૅગ માટે ખેંચાખેંચ ચાલી રહી હતી...માથામાંથી લોહીની ધારા તેના મુખને રંગતી કપડાં પર પથરાઇ રહી હતી.”

હોત. મારી ઓળખાણને અંગે અથવા મારી કાળજી કે પ્રેમને અંગે તે જલ્દી આવી પહોંચ્યા એમ પણ નહોતું. તેઓ અમારી કંપનીના ડૉકટર હતા. કંપનીના ‘સ્ટાફ’ને કંપનીના ડૉકટર તરફથી મફત દવાદારૂ આપવામાં આવતાં; એટલે વર્ષ આખરે, ડૉકટર એક સારી રકમનો ચેક કંપનીમાંથી મેળવતા. એ ચેક

મેળવવાનું મૂળ સાધન હું જ હતો. ડૉકટર એ સારી રીતે જાણતા. અને એ હિસાબે જ તેઓ મારા કામને વધારે મહત્ત્વનું માનતા.

ડૉકટરે રોશનનો ઘા સાફ કરી પાટો બાંધ્યો. એક 'ઈન્જેકશન' પણ આપ્યું. 'ઇન્જેકશન'ની આમાં કેમ જરૂરિયાત પડી તે હું ન સમજી શકયો. આધુનિક વૈદકશાસ્ત્ર દવા કરતાં 'ઇન્જેકશન'ને વધુ મહત્ત્વ આપે છે. ડૉકટરે મારી સાથે વાતોમાં પડવાનો પ્રયત્ન કર્યો. દર્દી કોણ છે અને હું તેને કેમ મારે ત્યાં લાવ્યો છું, તે જાણવા પૂરતી જ તેમની વાતો હતી એ હું સમજી શકયો. મેં તે તરફ લક્ષ્ય ન આપ્યું. થોડો પ્રયત્ન કરી ડૉકટર ચાલ્યા ગયા.

લોહીથી ખરડાયેલાં રોશનનાં કપડાં બદલવાની ખાસ જરૂર હતી. મારા ઘરમાં તો કોઈ સ્ત્રી જ નહોતી. તો સ્ત્રીનાં કપડાં તો હોય કયાંથી? મારા એક મિત્રને ટેલિફોન કર્યો, અને તેમની પત્નીનાં કપડાં મોકલાવી આપવા જણાવ્યું. તેમને પણ નવાઈ લાગી. હું શા માટે સ્ત્રીનાં કપડાં મંગાવું છું તે જાણવાની તેમણે ઘણી કોશિષ કરી. જલ્દી મોકલાવી આપો એટલું કહી મેં ટેલિફોન મૂકી દીધો.

બૉય કપડાં આપી ગયો, તે લઇ હું રોશન સૂતી હતી તે ખંડમાં ગયો. કપડાં બદલી લેવા મેં સૂચના કરી. તેણે મારા તરફ જોયું. એ દષ્ટિમાં કંઇક ભાવના હતી, કંઇક લાગણી હતી, આવેશ પણ હતો. તે કંઇ બોલવા જાય તે પહેલાં મેં તેને ફરીથી કપડાં બદલી લેવા સૂચના કરી. ખંડમાંથી હું બહાર ચાલ્યો ગયો. મારી પાછળ તે જોઇ રહી. ઉપરના એ શબ્દો સિવાય તેને મને કંઈ અન્ય કહેવાનું નહોતું એ હું સમજી શકયો.

મારો 'પીસી' (જમવાનું બનાવનાર બૉય) ઘણો જૂનો હતો. અને આપણા ખોરાકથી એટલો પરિચિત અને અનુભવી બની ગયો હતો કે, તેનું બનાવેલું જમતી વખતે, તે પકાવનાર કોઇ સુકોમળ હસ્ત જ હશે એમ સહેલાઈથી પણ માની લેવાય. હું

આફ્રિકામાં આવતા ત્યારે દરેક સફરે તે મારી સેવામાં હાજર થઈ જતો. કદાચ થોડા વખત માટે જ હું દેશ જતો હોઉં તો તેવે વખતે તેને ચાલુ પગારે રજા મળતી. જમવાનું તૈયાર હતું. મહેમાન અને મારે માટે ભાણું લાવી તેણે ટેબલ પર મૂકયું. ખોરાક ઠંડો પડી જશે માટે જલ્દી જમી લેવા મને સૂચના પણ કરી.

આફ્રિકામાં વસનાર દરેકને ત્યાંના 'બૉય'નો એકાદ ખરાબ અનુભવ તો હશે જ. અને તે અંગે તેઓ આખી કાળી જાતને ધિક્કારતા અથવા તિરસ્કારતા થઇ ગયા હશે. મને પણ ખરાબ અનુભવ નહોતો એમ નહિ. છતાં ખરાબ કરતાં મને સારા અનુભવો વધારે મળ્યા હતા. મારો મોટો અનુભવ મને મારા 'પીસી' તરફથી મળ્યો હતો. તેના પર અવિશ્વાસની દૃષ્ટિએ જોવાની મને ટેવ નહોતી. મારી એ વિશ્વાસ રાખવાની ટેવનો તેણે દુરૂપયોગ પણ નહોતો કર્યો. એક સ્ત્રીની માફક જ તે ઘર સંભાળતો. ખોરાકની વસ્તુઓ ખરીદી લાવવી, તેને સૂકવવી, વીણવી અને સાફસૂફ કરી ડબ્બામાં ભરી લેવી, ઘરના ફર્નિચરને સાફ રાખવું, પૉલીશ લગાડવી, એકથી બીજી જગ્યાએ કળામય લાગે તેમ ગોઠવવું, બારીબારણાંના કાચને સાફ રાખવા; મારાં કપડાં સંભાળવાં, તેને સારી રીતે ધોવરાવી, ઇસ્ત્રી કરાવી કબાટમાં ગોઠવી દેવાં, ઉપરાંત મારો મિજાજ જોઈ વર્તન ચલાવી બે મીઠા શબ્દો બોલવા અને ન્હાવા–ખાવા સુધીની કાળજી તે સતત્ રાખ્યા કરતો. ઘરમાં પ્રવેશતાં આ સ્ત્રી સિવાયનું મકાન છે એમ કોઇને ન લાગતું. લગ્ન તરફની મારી બેદરકારીમાં કદાચ આ 'પીસી' મોટો ભાગ ભજવતો હશે!

'હું, રોશન સૂતી હતી તે ખંડમાં ગયો. કપડાં બદલીને તે એક ખુરશી પર વિચારમગ્ન ચિત્તે બેઠી હતી. રક્તથી ખરાબ થયેલાં કપડાં 'પીસી' સાફ કરાવવા ઉઠાવી ગયો હતો.

'રોશન, ચાલ જમી લઇએ.' મેં કહ્યું.

'મને ભૂખ નથી.' તેણે જવાબ આપ્યો.

'એમ નહિ ચાલે. ભાઇને ઘેર બહેનથી ભૂખ્યા રહેવાય?'

'મને આજે કોણ જાણે—'

'જો બહાના કાઢવાં છોડી દે. ચાલ જમવા.'

હું તેની તદ્દન નજીક ગયો. હાથ પકડી તેને ખુરશી પરથી ઊભી કરી.

'મારાં ભાભી ક્યાં?' બહારના ખંડમાં આવતાં તેણે પૂછ્યું.

'કોણ?' મેં સાશ્ચર્ય સામો પ્રશ્ન કર્યો.

'મારાં ભાભી!'

'તારાં ભાભી?'

'ઉંહું તમારાં—' મજાકમાં તેણે કહ્યું.

'એ નથી. હું...હું અપરિણીત છું.' તેને વચમાં અટકાવી હું બોલી ઊઠ્યો.

'અપરિણીત છો?'

, હા.'

'હું નહિ માનું.'

'ખરેખર, લગ્ન તરફ હજી સુધી મેં ધ્યાન નથી આપ્યું. જીવનમાં ભાગ્યે જ આપું.'

'આખી જીંદગી કુંવારા રહેવાનો નિશ્ચય કર્યો છે?'

'નિશ્ચય કે પ્રતિજ્ઞા નથી. હું કેમ નથી પરણતો એ મારે માટે પણ એક કોયડો છે. ઠીક, છોડ એ વાત. ચાલ જમી લઇએ.'

વાત ટૂંકાવવાના ઉદ્દેશથી હું પહેલો ખુરશી પર ગોઠવાયો. રોશને પણ મારી સામેની ખુરશી પર સ્થાન લીધું. હું કુંવારો છું તેની ખાત્રી ન થતી હોય તેમ તે વાત કઢાવવા તેણે મને ઘણા પ્રશ્નો કર્યા.

'કોઈક દિવસ વળી એ વાત કરીશું.'

કહી મેં જમ્યા જ કર્યું. મારા બંગલાનો ઠાઠમાઠ અને વૈભવભર્યું વાતાવરણ જોઈ મારા અપરિણીતપણા માટે કદાચ તેને વિશ્વાસ ન આવે એ મને સ્વાભાવિક લાગ્યું. વૈભવને ખોળે રમનાર સાઠ કે તેથીયે દસ–પંદર વર્ષ ઉપરની ઉંમરના ધનપતિઓને મેં ચોથી કે પાંચમી વાર લગ્ન માટે ઊધલતા જોયા છે. દેહમાં જરાયે દૈવત ન હોય તેવા અનેક ધનપતિઓ, વિલાસ માણવા આવતા, રોશને પણ જોયા હશે. મારા અપરિણીતપણા માટે રોશન આશ્ચર્ય પામે તેમાં મને અયોગ્ય ન લાગ્યું.

ધનપતિઓ વિલાસપૂર્ણ હોય છે એ આક્ષેપ આખા વર્ગ પર ન મૂકી શકાય. છતાં તેમનો મોટો ભાગ વિલાસપ્રિયતા સેવે છે. એક યા બીજે માર્ગે વિલાસી ભાવનાઓ સંતોષવા પ્રયત્નો કરે છે, એ રોશનથી અજાણ્યું ન જ હોઈ શકે. કદાચ મારે માટે તેણે એવો જ કંઈક ખ્યાલ બાંધ્યો હોય. એ ખોટો ખ્યાલ દૂર કરાવવાનો વિચાર થયો. પણ તેથી મને કંઇ લાભ કે હાનિ ન હોવાથી હું ચૂપ જ રહ્યો.

જમી રહ્યા બાદ અમે મુખ્ય ખંડમાં આવીને બેઠાં.

'તમે કેમ લગ્ન નથી કરતા ?' રોશને મને પૂછ્યું.

'મને તેની જરૂરિયાત નથી જણાઈ.'

મેં જવાબ આપ્યો. મારા એ જવાબમાં જાણે તથ્ય ન હોય તેમ શંકાભરી દૃષ્ટિએ તે મારા તરફ જોઈ રહી. યુવાનીની ટોચે બેસીને લગ્નની જરૂરિયાત વિષે બેકાળજી બતાવનાર કદાચ એ મને પહેલો જોતી હશે. યુવાની અને લગ્નને જોડનાર વિલાસ–વાસનાની સાંકળ–પ્રત્યે ન આકર્ષાનાર બહુ ઓછા મળે. કદાચ એ વાસના જ લગ્ન તરફ દોરતી પણ હોય ! રોશનનો અનુભવ તેના કહેવા પ્રમાણે મને એવો જ કંઈ ભાસતો હતો.

'અને ભવિષ્યમાંયે નહિ જણાય ?'

'એમ કહી શકું ? અત્યાર સુધી નથી જણાઈ.'

'સ્ત્રીઓ પ્રત્યે તમને ધૃણા છે, નહિ ?'

'ના, સ્ત્રીઓ પ્રત્યે મને માન છે.'

'તો એકાદ મનપસંદ સ્ત્રી સાથે જીવન જોડવામાં શું અયોગ્ય છે ?'

'શા માટે કોઇને બંધનમાં નાખું ?'

'લગ્ન એ બંધન છે ?'

'એકલું બંધન નહિ; યાતનાભરી જેલ.'

'સ્ત્રીને માટે ?'

'સ્ત્રી અને પુરૂષ બંનેને માટે.'

ઘડીભર રોશન કંઈ વિચારમાં ઊતરી ગઇ. હૃદયના ઊંડાણુમાંથી મારા વિચારોને સંમત થતી એક ભાવના તેના મુખ પર પથરાઇ ગઇ.



# રોશનની રમિલા

ફુલદાની નજીક પડેલી નાનકડી બૅગ તરફ મારી નજર ગઇ; જેને માટે રોશન વૃદ્ધા સાથે ઝપાઝપીમાં ઊતરી હતી. બૅગમાં ઘરેણાં નથી, એમ જાણ્યા પછી બૅગની અગત્યતા વિષે જાણવા મને ઉત્કંઠા થઈ હતી. એકજ સીધા પ્રશ્નને અધૂરો જવાબ મળે, તો જવાબ આપનાર તે છુપાવવા ઇચ્છે છે એમ સમજી જવું ઘટે. મોટરમાં તે વિષે રોશનને મેં વધુ પૂછપરછ ન કરી. બૅગમાં કંઇ પણ હોય, રોશન મારાથી તે છુપાવવા માગતી હતી. અત્યારે ફરીથી એક વખત પૂછવાની ઉત્કંઠા થઇ, પરંતુ વારે ઘડીએ પૂછવું એ અસભ્ય ગણાવાની ધાસ્તીથી હું ચૂપ રહ્યો. આધુનિક અસભ્યતાનો ડર માનવીઓને કેટલાંક સારાં કામોમાં પણ ડરાવતો હશે!

'એ બંધન સિવાય સ્ત્રી-જાતિ નહિ જીવી શકે?' કેટલાયે વિચાર પછી રોશન બોલી.

'કયું બંધન ?' અસંબદ્ધ લાગવાથી મેં પૂછ્યું.

'લગ્ન-બંધન.' તેણે જવાબ આપ્યો.

'તું પણ એમ માનતી થઈ ગઇ ?'

'અનુભવ, યાતના, આજે એમ માનવા ફરજ પાડે છે.'

'કારણ ?'

'સમાજ રચના એવા કારીગરોના હાથે થયેલી છે કે એ બંધન ન સ્વીકારનાર સ્ત્રીને તેઓ દૂર રહીને પણ રિબાવી રિબાવીને મારી શકે છે. માત્ર એક મારોજ દાખલો લો. લગ્નબંધનને હું ધિક્કારતી. મને તે જરાયે પસંદ નહોતું. ગુજરાતમાં ઉચ્ચ ગણાતી એક જ્ઞાતિમાં હું જન્મી છું. માતાપિતા ધનવાન નહોતાં, છતાં ગરીબ પણ ન કહી શકાય. મને કેળવણી આપવામાં તેમને ગૌરવ ભાસતું. પ્રાથમિક કેળવણી હું અમારા ગામમાંજ પામી. માધ્યમિક કેળવણી મારા પિતાના એક મિત્રને ત્યાં રહીને લીધી. કોલેજમાં દાખલ થવા મારે મુંબઇ આવવું પડયું. એક વિદ્યાર્થિની-ગૃહમાં મેં નિવાસ કર્યો—'

કંઈક યાદ આવી ગયું હોય તેમ અચાનક તે બોલતી અટકી ગઇ. હું તેની કથની સાંભળવા ઉત્સુક બની ચૂપચાપ બેઠો હતો. મારાથી પુછાઈ જવાયું:

'પછી શું બન્યું ?'

'છોડો એ વાત.'

તે પુનઃ ચૂપ થઇ ગઈ. વિચારમગ્ન ચિત્તે ઘડીભર બેસી રહી. પેલી બૅગ તરફ તેની નજર ગઇ. બેકાળજી થઈ ગઈ હોય તેમ તરતજ ટેબલ પરથી બૅગ ઊઠાવી લઈ તેણે પોતાના ખોળામાં રાખી.

'તો તું રોશન નથી એ સત્ય છે.' મારાથી મૂગા ન રહેવાયું.

'પહેલાં તે હું કહી ચૂકી છું. હું રોશન નથી.' તેણે જવાબ આપ્યો.

'તો રોશન નામ રાખવાનું પ્રયોજન ?'

'હું રોશન નથી તે છુપાવવા.'

'અહીં તારે બીજું કોઈ નથી ?'

'છે.'

'કોણ ?'

'તમે.' લૂખું સ્મિત કરતાં તે બોલી.

'હું તો આજે થયો. કાલે ન પણ થાઉં !'

'તો મારે બીજું કોઇ નથી.'

'દેશમાં ?'

'ત્યાં પણ છે.'

'કોણ ?'

'મા, બાપ, ભાઇ–બ્હેન બધાંજ છે.'

'પતિ નથી ?'

'હતોયે નહિ.'

'તો શું, તું પણ અપરિણીત છે ?'

'લગ્નવિધિ સિવાયનું લગ્ન, લગ્ન ન ગણાય તો હું અપરિ-ણીતા જ ગણાઉં.'

'એટલે ?'

તે ચૂપ રહી. જવાબ આપતાં તે મુઝાતી હતી. તેની મૂંઝ-વણમાં ઉમેરો કરવાનું મને યોગ્ય ન લાગ્યું. વળી પાછો હું ચૂપ

થઇ ગયો; રોશન પણ એક પગને ધીમે ધીમે ઝુલાવતી નીચા વદને બેસી રહી.

'જગત, લગ્ન–સંસ્થા વિના ન ચલાવી શકે?' મૌન તોડી રોશને મને પૂછ્યું.

બેજ વ્યક્તિ વચ્ચેનું મૌન કેટલીક વખત અસહ્ય થઈ પડે છે.

'ચલાવી શકતું હતું. પૃથ્વીની ઉત્પત્તિ બાદ હજારો વર્ષ પછી લગ્નસંસ્થાની ઉત્પત્તિ થઈ છે.'

'આજે ન ચલાવી શકાય?'

'અશક્ય નહિ પણ અતિ મુશ્કેલ તો છે જ. 'બળિયાના બે ભાગ'ની રીતિ પર ચાલતું જગત, બળના એ ઓઠાંમાંથી, આજે–બળની સુધરેલી આવૃત્તિ–ધનના ઓઠા પાછળ ભરાયું છે. ધન આજે સર્વોપરી સત્તા ગણાય–મનાય છે. મૂડીવાદ આજે એક યા બીજે માર્ગે સર્વને માન્ય છે. એ મૂડીવાદમાંથી છુટાય તો આજે અનેક પ્રશ્નોના ઉકેલ આપોઆપ જ આવી જાય. હજારો વર્ષ પૂર્વે, જ્યારે લગ્નસંસ્થાનું અસ્તિત્વ નહિ હોય ત્યારે સ્વેચ્છાચાર અને સ્વૈરવિહાર સંપૂર્ણપણે પ્રવર્તતો હશે. ત્યારે તેમાં કોઇને પાપ કે અન્યાય નહિ જણાયાં હોય? આજે એજ કાર્યોને સ્વછંદાચારનું નામ આપવામાં આવ્યું છે. આજે તે બધાંને મન ત્યાજ્ય છે. સ્વચ્છંદાચારથી વર્તનારને પણ તે કબૂલ નથી. જગતનું બંધારણ આજે બદલાઈ ગયું છે. નિર્બળોને પોતાની બેડીમાં બાંધી, પોતામાં ભાગ પડાવતાં રોકવા માટે, બળિયાંઓએ તેને 'સ્વેચ્છાચાર' નામ આપ્યું છે. એ ભાગમાં હક્ક કરનારને તેમણે 'ચારિત્ર્યહીણ' નામ આપ્યું છે.

'મારી તો આ કલ્પના છે. પ્રથમ, એકાદ બળવાન કે બુદ્ધિમાનની ઈચ્છા, એકાદ ખૂબસુરત સ્ત્રી પર પોતાનો હક્ક

સાબિત કરવાની થઇ હશે. છળ-બળ કે બુદ્ધિના બળે તેમાં તેને ફતેહ મળી હશે. તેનું જોઈ તેના સમોવડિયા બીજાઓને પણ ઇચ્છા થઈ હોય. આ એક પછી એક મોટો ભાગ એ લોભમાં સંડોવાયો હોય, અને છળ-બળ કે સામા પક્ષની નિર્બળતાને અંગે તેમાં સફળ થતા હોય.

'એવે વખતે કેટલાક તેને અન્યાય ગણી મોરચા માંડવા તૈયાર થઈ ગયા હશે. એ અન્યાયને ન્યાય ગણાવવા, અને અસંતોષીઓને તૃપ્ત કરવા લગ્નસંસ્થાની શરૂઆત કરવામાં આવી હશે. એ સંસ્થાને તાબે ન થનારને કાબૂમાં લાવવા તેઓ પર આરોપો મૂકવા માંડયા હશે. અને ત્યારે જ 'સ્વચ્છંદી' 'વ્યભિચારી' 'ચારિત્ર્યહીણ' 'પાપી' વગેરે શબ્દો યોજાયા હશે. એ શબ્દોનાં બિરુદ પામનાર તિરસ્કૃત ગણાયા હશે. આજે પણ એવા બિરુદધારીઓ સમાજને માન્ય નથી.

'એ લગ્નસંસ્થાની શરૂઆત પછી, સંચયવૃત્તિ અને લોભ જેવાં લક્ષણો માનવજાતિમાં દેખા દેવા પામ્યાં હશે. ત્યારપછી તો અનેક જાતના મૂડીવાદો ઊભા થયા હશે. અને તે બધાનો એકમાં સમાવેશ કરવા ધન-પૈસા નામનું સાધન શોધાયું હશે. આજે એ ધન જ જગતનું સર્વસ્વ છે. તેનાથી ન્યાય મળે છે, માન મળે છે, આનંદ મળે છે, ચારિત્ર્ય મળે છે, અક્કલ મળે છે, સાધુતા પ્રાપ્ત થાય છે, કહો કે જગતમાં મેળવવા જેવી ચીજોનો મોટો ભાગ એ ધનથી મળી શકે છે. યાતનામાં પિડાતા ગરીબોને મન એ અન્યાય હશે. ભલે હોય. પણ એ અન્યાય કોઈનો ટાળ્યો ટળવાનો નથી. જગતમાં જ્યાં સુધી પૈસો મોજૂદ હશે ત્યાં સુધી મૂડીવાદ, અન્યાય અને અનાચાર રહેવાનાંજ.

'લગ્નસંસ્થાની એ શરૂઆતને દિવસેજ, સ્ત્રી જાતિએ પરતંત્રતાની પ્રથમ બેડી પહેરી; મૂડીવાદે તેનો આંકડો ભીડયો, અને

ધનની ઉત્પત્તિ પછીની ધનશાહીએ તેને અતૂટ બનાવી. સ્ત્રી સાથે પુરૂષ પણ, જાણ્યે કે અજાણ્યે એ બેડીમાં જકડાઈ ગયો. લગ્ન સંસ્થાને આજે ધર્મનું નામ અપાયું છે. એને પવિત્ર ફરજ માનવામાં આવે છે, કુદરતી સંકેતના નામે ઓળખવામાં આવે છે. એ ધર્મ, ફરજ અને સંકેતના નામે સબળ અને નિર્બળ આખી માનવ જાતિ બંધાઈ ચૂકી છે. લગ્નને કરાર કહેનારા, ધર્મ માનનારા કરતાં જરાયે વધુ સુખી નથી. તલ્લાકને, સગવડતા રૂપે-છૂટવાની બારી-રાખવામાં તો આજે એ લગ્નસંસ્થા સળગી ગઈ છે, તલ્લાકના કાનૂનો પર ચાલનાર દેશોનું સમાજ-જીવન આજે ભડકે બળી રહ્યું છે.

'સ્ત્રીને આજે એ બંધન પુરૂષ કરતાં વધુ સાલે છે; તે તેમાં વધુ રિબાય છે. કારણ કે ઉસ્તાદ પુરૂષજાતિએ, એ બંધનમાં પડયા પછી તરતજ આંખો ખોલી, આર્થિક તંત્ર પોતાને કબ્જે કર્યું. આર્થિક તંત્રને પોતાના કબજામાં રાખવાનો હેતુ સ્ત્રીને પોતાની ચુંગાલમાં રહેવાની ફરજ પાડવા સિવાય અન્ય હોઇ પણ શું શકે?'

રોશન એકી નજરે મારા તરફ તાકી રહી હતી. હું બોલતો બંધ થયો. જમ્યા બાદ થોડે થોડે અંતરે પાણી પીવાની મને ટેવ હતી; મારી લગભગ બધીજ ટેવો મારો બૉય જાણતો. તે સામેના ટેબલ પર પાણી મૂકી ગયો હતો. મેં થોડું પાણી પીધું. રોશને ધીમેથી હાથમાંની બૅગ ઊઘાડી. સ્વાભાવિકજ મારી નજર બૅગમાં ગઇ. અંદર જોઈ શકાય એવી જગ્યાએજ હું બેઠો હતો. બૅગમાં એક ડાયરી સિવાય મને કંઈ વધારે ન જણાયું.

'બૅગમાં એકલી ડાયરીજ હતી?' મારાથી સહેજ પૂછાઇ જવાયું.

'હા.' તેણે જવાબ આપ્યો.

'અને તે માટે આટલી ધમાધમી કરી?'

'વૃદ્ધાને બીજોજ વહેમ હતો.'

'બીજો શું?'

'કદાચ હું તેમાં ઘરેણાં ઊપાડી જતી હોઉં.'

'ઘરેણાં એનાં છે?'

'ખરી રીતે તો મારાંજ ગણાય. મારા દેહના વેચાણમાંથીજ તે બન્યાં છે.'

રોશને ડાયરી હાથમાં લીધી. આમતેમ પાનાં ફેરવ્યાં. પાનાંમાં એક ફોટા જેવું કાર્ડ મારા જોવામાં આવ્યું.

'ડાયરી ન બતાવવાની ધૃષ્ટતા માટે હું માફી યાચું છું. બૅગમાં શું હશે તે જાણવાની તમારી ઉત્કંઠા તર્ક-વિતર્કમાં ન ઉતારી દે તેટલા માટે જ તેનો સ્ફોટ કર્યો. પરંતુ ડાયરીની અંદર શું છે તે આજે હું નહિ બતાવું. વખત આવશે તો હું એ ડાયરી આપને જ મોકલાવીશ. એથી એમ તો નહિ માનોને કે હું તમારા પર અણવિશ્વાસ રાખું છું?'

'નહિ.' મેં હસતાં હસતાં કહ્યું: 'અન્યની ખાનગી બાબતોમાં પ્રવેશવાનો મને શોખ જ નથી.'

વાત આગળ લંબાવવા મને બીજો વિષય ન જડ્યો. રોશનની બાબતને ફરીને ઉથામવામાં તેને દુઃખ થતું હતું એ હું જોઇ શકતો હતો.

'હવે તું સૂઇ જા. માથે કેમ છે?' મેં પૂછ્યું.

'ખાસ દુખતું નથી.'

'તું કેન્યા જઈશને?'

'હું હમણાં એ જ પૂછવાની હતી કે, મને ક્યાં મોકલશો?'

'તને ક્યાં ગમશે ?'

'મેં કેન્યાનું કોઈ શહેર કે ગામ જોયું નથી. દેશથી મોમ્બાસા ઊતરી ત્યાં એક દિવસ ઘરમાં ગોંધાઈ રહી, અને બીજે દિવસે ગાડીમાં સીધી કમ્પાલા આવી. યુગાન્ડામાં બીજાં સ્થળો મેં પણ નથી જોયાં !'

'કોઈ નાનું શહેર ઠીક થઈ પડશે ?'

'ત્યાં હું એકલી રહી શકીશ ?'

'બીજો શું માર્ગ થાય ? દેશ જવું છે ?'

'દેશમાં મારે માટે સ્થાન નથી.' તેણે એક ઊંડો નિશ્વાસ નાખ્યો.

'તો બીજું શું થાય ? લગ્ન કરવાનો ઇરાદો છે ?'

'ના. લગ્નનો મને મોહ નથી.'

'તો એકલાં રહેવુંજ યોગ્ય છે.'

'મને મારા પર વિશ્વાસ નથી.'

'કેમ ?'

'કદાચ, હું મારા પર કાબૂ ન રાખી શકું તો ?'

રોશન માન ઊપજે એવી સ્ત્રી છે એમ મને લાગ્યું. પોતાની નિર્બળતાઓને સ્વેચ્છાથી ઊઘાડી કરનાર પ્રત્યે હું હંમેશાં માનથી જોવા જ ટેવાયો હતો. છતાં રોશનનો પ્રશ્ન મુશ્કેલ હતો. તેનો ઉકેલ કાઢવા જેટલી શક્તિ મારામાં ન હતી. હું ચૂપજ રહ્યો.

'મને કોઇ મોટા શહેરમાં મૂકો તો ?' રોશને મને કહ્યું.

'કેમ ?'

'હું તમને ભારે નહિ થઈ પડું. મારો ખર્ચ હું જાતેજ કમાઈ લઇશ.'

'તને એ ગલિચતામાં જવા દેવા હું તૈયાર નથી. ખર્ચનો કોઇ મોટો પ્રશ્ન નથી. પૈસાની મને પરવા નથી એવું ન માનતી, પણ એ પૈસાથી જો એકાદ જીવન ઉદ્ધાર પામતું હોય, તો એ ધનનો એથી વધુ સારો ઉપયોગ પણ શું થવાનો હતો?'

'તો મને કયાં મૂકશો?'

'એક નાના જેવા શહેરમાં, કે જેને ગામડું યે ન કહેવાય.'

'હિંદીઓની કેટલીક વસતિ છે?'

'મોટો ભાગ યુરોપિયનો વસે છે. હું તને ઍલ્ડોરેટ મૂકવાનો ઈરાદો રાખું છું.'

'તમારી ઇચ્છા. કયારે મોકલશો?'

'તારી ઈચ્છા થાય ત્યારે.'

'કાલે જ.'

તેને મારી સાથે જોતાં લોકોમાં મારી બદનામી ન થાય તે માટે તે બને તેટલી જલ્દી ચાલી જવા ઇચ્છતી હતી તે હું સમજી શકયો.

'પરંતુ કાલે ગાડી જાય છે?'

'ના. હું કારથીજ તને મૂકી જઈશ. જાતે આવી તારે માટે બધોજ બંદોબસ્ત કરીને જ હું પાછો આવીશ.'

'કેટલા માઇલ દૂર છે?'

'લગભગ અઢીસો.'

'સવારમાં વહેલાં નીકળીએ તો બપોરે પહોંચી જવાય?'

'જરૂર, પાંચથી છ કલાકનો રસ્તો ગણાય.'

'તો અત્યારે આપણે સૂઈ જ જઈએ. સવારમાં વહેલું ઊઠાય.'

તે ઊઠી. તેના સૂવાના ખંડમાં પલંગ બિછાવેલો જ હતો. મહેમાનો માટે હું બે–ત્રણ પલંગ તૈયારજ રાખતો. જતાં તે પેલી બૅગ પણ પોતાની સાથે લેતી ગઇ.

સવારના સાડાપાંચ વાગે તો અમે શૌચથી પરવારી, જવા માટે તૈયાર થઇ ગયાં હતાં. એકાદ–બે દિવસ ઑફિસમાં નહિ અવાય એમ કહેવા માટે એકાઉન્ટન્ટને બોલાવી ઉપયોગી સૂચનાઓ આપી દીધી. બરાબર ૭ વાગે અમે કમ્પાલા છોડયું. મુસાફરી લાંબી હોવાથી ડ્રાઈવર પણ સાથે લીધો હતો. રોશન પાછળની બેઠકમાં ગોઠવાઇ હતી. હું ડ્રાઈવર સાથે આગળની બેઠકમાં બેઠો હતો. મોટર બને તેટલી ઉતાવળે હાંકવા ડ્રાઇવરને મેં સૂચના આપી દીધી હતી.

આફ્રિકાના પ્રદેશોમાં આગગાડી કરતાં મોટરની મુસાફરી વધુ સુખકારક થઇ પડે છે. રેલ્વે ન હોય તેવી જગ્યાએ પહોંચવા માટે મોટરમાં જ જવું પડે છે. અને ધારેલા વખતમાં ધારેલા સ્થળે પહોંચી જવા મોટર જ વધુ સુગમ થઈ પડે છે. જીન્જા કમ્પાલાથી પંચાવન માઇલ થાય. ગાડી રસ્તે જતાં ઓછામાં ઓછા અઢીથી ત્રણ કલાક વીતી જાય. અમે એક જ કલાકમાં જીન્જા પહોંચી ગયાં.

સવારનો ચા–નાસ્તો લેવા માટે જીન્જામાં વ્યવસ્થા થઇ શકે તેમ હતી. પરંતુ રોશન સાથે હોવાથી, તે કોણ છે, કયાં જાય છે, કેમ જાય છે વગેરે પ્રશ્નોમાંથી બચી જવા અમે જીન્જામાં થોભ્યા વિના જ આગળ વધ્યાં.

બુશીયા, મુમીયાસ, કાકામેઘા વગેરે સ્થળો એક પછી એક ઉતાવળે કાપતાં લગભગ બાર વાગતાં અમે ઍલ્ડોરેટ આવી ગયાં. સરકારી શાળામાં નોકરી કરતા એક માસ્તર સાથે મારે ઓળખાણ

હતું. તે સિવાય ત્યાં ખાસ કોઈ ઓળખીતું નહોતું. એટલે તેમને ત્યાં જવાનું મેં નક્કી કર્યું.

સખ્ત ઠંડીને લીધે રોશન લપાઈને બેસી રહી હતી. ખરે બપોરે પણ ઍલ્ડોરેટમાં નવા આવનાર માણસને ઠંડીનો સાક્ષાત્કાર થઈ જાય. ઍલ્ડોરેટનાં મકાનો દેખાતાં, મેં રોશનને કહ્યું:

'ઍલ્ડોરેટ આવી ગયું.'

'સામે દેખાય છે તે?' રોશને મને પૂછ્યું.

'હા.'

'અહીં ઠંડી ખૂબ પડે છે, નહિ?'

'પરંતુ, આ ઠંડી તબિયતને હાનિકર્તા નથી.'



અમે માસ્તરના ઘર નજીક આવી પહોંચ્યાં. ફ્રોકને તિલાંજલિ આપી રોશને ગુજરાતી ઢબની સાડી પરિધાન કરી હતી......મને જોતાંજ તેઓ ખૂબ ખુશ થઇ ગયા. 'આવો આવો'નો પોકાર મચાવી અમને માસ્તરે ભાવભર્યો આવકાર આપ્યો.

બે બાજુએ યુકેલીપ્સનાં વિશાળ વૃક્ષોની હાર, અને વચ્ચેથી પસાર થતો રસ્તો, ભવ્ય દેખાવ હતો. યુગાન્ડાથી ઍલ્ડોરેટ આવનાર માટે એ પ્રવેશમાર્ગ હતો. અમારી મોટર તેમાંથી પસાર થઇ. એ રસ્તાના છેડાથી જ ગામની શરૂઆત થઈ જાય છે. ડ્રાઇવરને બતાવ્યા પ્રમાણે તેણે મોટર ચલાવી. અમે માસ્તરના ઘર નજીક આવી પહોંચ્યાં.

ગઈ સાંજથી જ ખરડાયેલા ફ્રોકને તિલાંજલિ આપી રોશને ગુજરાતી ઢબની સાડી પરિધાન કરી હતી. મોટર થોભી. હું નીચે ઊતર્યો. રોશન પણ કપડાં સમારતી મારી પાછળ ઊતરી. મકાન નજીક જઈ મેં બારણું ખખડાવ્યું. માસ્તર જમવા બેઠા હતા, ઊઠીને તેમણે બારણું ખોલ્યું. મને જોતાં જ તેઓ ખૂબ ખુશ થઇ ગયા. 'આવો આવો'નો પોકાર મચાવી અમને બંનેને તેમણે ખૂબ આવકાર આપવાનો પ્રયત્ન કર્યો. અંદર જઇ એક ખુરશી પર મેં સ્થાન લીધું. રોશન ઊભી જ હતી.

'અંદર જાવ.' પોતાનાં પત્ની અંદર છે તેની સંજ્ઞા કરતા તેમણે રોશનને સૂચના કરી.

રોશન અચકાતી અંદર ચાલી ગઈ. થોડી વાતચીત પછી માસ્તરને રસિકતા સ્ફુરતી હોય તેમ લાગ્યું. હસતાં હસતાં તેમણે મને પૂછી નાખ્યું.

'ક્યારે પરણી આવ્યા? હમણાં દેશમાં ગયા ત્યારે? અરે અમને ખબર પણ ન આપી? બાઇ સુશીલ જણાય છે. ચાલો ઠીક થયું.'

'હું હજુ નથી પરણ્યો.' મેં કહ્યું.

' અરે, એમ શું બોલો છો? તાજો સોહાગ કાંઈ છૂપો રહે?'

' ખરેખર.'

' તો એ કોણ છે?'

' મારાં એક દૂરનાં બહેન થાય છે.'

' ક્યાં રહે છે?'

' મારી સાથે જ.'

' જવું છે કઇ બાજુ?'

' અહીં જ.'

' એ બહેન ક્યાં જવાનાં છે?'

' અહીં જ.'

' ખાલી હવાફેર માટે આવ્યા હશો. ઠીક થયું ચાલો. મારે પણ મહિનાની વેકેશન છે. કેમ કરી દિવસો પસાર થશે એ વિચારમાં જ હતો. તમારી સાથે મહિનો જણાશે પણ નહિ.'

' હું રહેવાનો નથી.'

' તો શું કંઈ કામે આવ્યા છો?'

' હા.'

' મારાથી થાય તેમ હોય તો મનેજ કહો.'

' તમનેજ કહીશ.'

' ઠીક ચાલો પછી એ વાત. પહેલા હાથ પગ સાફ કરો. ક્યારે નીકળ્યા હતા?'

'સવારના છ વાગે.'

'અરે, બહુ વહેલા આવી ગયા ત્યારે તો.'

'મોટી કાર છે એટલે વાંધો ન આવ્યો.'

'સ્નાન તો કરશો ને?'

'હા, થાક ઉતારવા સ્નાન કરીશ; નહિ તો સ્નાનાદિથી પરવારીને જ નીકળ્યાં હતાં.'

'ઠીક, ચાલો.'

હું ઊભો થાઉં તે પહેલાં તો બૅાય ચાનો કપ લાવી ગોઠવી ગયો. અમને જોઈને જ એમનાં પત્નીએ ચાની વ્યવસ્થા કરવા માંડી હતી. માસ્તરનું ઘર ઍલ્ડોરેટની ધર્મશાળા જેવું હતું. ઍલ્ડોરેટમાં હિન્દી ભાઈઓની વસતિ ઓછી નહોતી. પરંતુ અજાણ્યાને આગ્રહ કરી પોતાને ત્યાં ખેંચી જવામાં માસ્તરનો નંબર પ્રથમ આવતો. ફંડ–ફાળાવાળા, પ્રચારકો, મુસાફરો કે વેપારીઓ માસ્તરને ત્યાં જ ખેંચાતા. માસ્તર સાથે તેમનાં પત્નીનો સ્વભાવ પણ આનંદી હોવાથી કોઈને તે જગ્યાએ ખાસ અડચણ ન પડતી. સ્નાન કર્યા બાદ ચાને ન્યાય આપવાની મારી માગણીને સ્વીકારી માસ્તરે મને સ્નાનની સગવડ કરી આપી.

* * *

ઍલ્ડોરેટમાં હિન્દીઓના ઘણા 'પ્લોટ' છે. પરંતુ સુસ્વચ્છ અને સગવડ ભરેલી બાંધણીવાળાં ઘણાં થોડાં મકાનો મળે. દુકાનદારોનો મોટો ભાગ દુકાનની પાછળના ભાગમાંજ પોતાનો સમાવેશ કરી લેતાં. સરકારી કે રેલ્વેની નોકરીવાળાઓને સરકારી મકાન મળતાં. બાકી રહ્યા બેન્કો કે ખાનગી પેઢીઓમાં કામ કરતા કારકુનો–નોકરિયાતો. તે સિવાય ઍલ્ડોરેટ વેપાર–ઉદ્યોગ માટે એવું મોટું ક્ષેત્ર નથી કે ત્યાં મૂડીવાદીઓ મોટા મોટા

બંગલા બંધાવી પડયા હોય. માસ્તર મને એક મકાન પાસે લઇ ગયા. ભાડુત સિવાયનું મકાન ખાલી હોવાથી તાળું મારેલું હતું.

'આ મકાન પસંદ છે?' માસ્તરે મને પૂછ્યું.

'અંદર સગવડતાઓ કેમ છે?'

'મકાન માલિક પાસે ઉઘાડાવી, જોઈ લઇએ.'

'બહેનને પણ બતાવવું પડશે ને? તો હું મકાનમાલિકને બોલાવી લાવું. તમે બહેનને તેડી આવો.'

*　　*　　*

માસ્તર ચાલ્યા ગયા. હું તેમના મકાન તરફ ગયો. મકાનની ઓસરીમાં ખુરશીઓ નંખાવી રોશન અને માસ્તરનાં પત્ની બેઠાં હતાં. રોશનની આ ઘેલછા વિષેજ કંઇ વાતચીત ચાલતી હતી. મને જોતાં વાતચીત અટકી પડી. અહેશાનના પર્વત નીચે દબાયેલ રોશનનાં પોપચાં ઊંચકાયાં. તેણે મારા તરફ જોયું. ફરીથી આંખો નીચે ઢાળી દીધી.

'બહેન, ચાલો તો, મકાન જોઈ લો.' મેં રોશનને કહ્યું.

રોશન ઊભી થઈ ઘરમાં કપડાં બદલવા ગઈ. એ કહેવું ભૂલીજ ગયો કે ઍલ્ડોરેટ પહોંચ્યો તે દિવસે જ રોશનને સાથે લઇ તેને માટે કપડાં ખરીદી લાવ્યો હતો. મારા મિત્રપત્નીનાં કપડાં પાછાં ન આપ્યાં હોત તો ખાસ વાંધો ન આવત. પરંતુ રોશને જ મને તે પાછાં લઈ જવાનો આગ્રહ કર્યો હતો.

'રમિલાબેન બહુ હઠીલાં. મેં ઘણાંયે સમજાવ્યાં પણ હઠ પકડી છે તે છોડતાંજ નથી.' માસ્તરનાં પત્નીએ મને કહ્યું.

'રમિલાબેન' કોણ એ પ્રશ્ન રહ્યોજ નહિ. રોશને પોતાને રમિલાના નામે અહીં જાહેર કરી હતી તે હું સમજી ગયો.

'હઠ છે તો ભલે અનુભવ લે.' મેં કહ્યું.

રોશન હવે રમિલા બની. કપડાં બદલી તે બહાર આવી. રોશન કરતાં રમિલાના નામને તે વધુ દીપાવતી હતી તે હું જોઈ શક્યો. અમે બન્ને ચાલ્યાં. તે મારી બાજુમાં જ ચાલતી હતી.

'હું પણ હવે તને રમિલા જ કહીશ.' થોડે દૂર ગયા પછી મેં તેને કહ્યું.

'હું તમને રોશન કહેવાયે ન દેત.'

'એકલું રહી શકાશે ?'

'તમને ડર લાગે છે ?'

'હા, કદાચ તું પુનઃ રોશન ન બની જાય!'

'પહેલાં મને મારા પર શ્રદ્ધા નહોતી.'

'હવે છે ?'

'રમિલા રહેવાજ હવે હું પ્રયત્ન કરીશ.'

'ચૂકીશ તો ?'

'જ્યારે એમ લાગશે ત્યારે હું તમને બોલાવીશ, અને ચિતા સળગાવી જીવતી બળી મરીશ. હવે હું ભાઇના નામને કલંકિત નહિ કરું.' રોશનની આંખમાં પાણી આવી ગયું.

હું ચૂપ રહ્યો. મારા બોલવાથી કદાચ તેનું હૃદય વધુ દુઃખાય, રસ્તામાં તેની આંખોમાં અશ્રુ જોવા હું ખુશ નહોતો. થોડી જ વારમાં અમે પેલા મકાન નજીક આવી પહોંચ્યાં.

* * *

'એમને એકલાંને જ હું અહીં મૂકવાનો છું.'

'શું કહો છો ? એમને એકલાંને અહીં મુકાયજ નહિ.'

માસ્તરે દૃઢતાપૂર્વક પોતાનો અભિપ્રાય જાહેર કર્યો. સ્ત્રી એકલી રહી શકેજ નહિ. સ્ત્રીને એકલીને મુકાય જ નહિ એ માન્યતા કેળવાયેલા વર્ગમાં પણ અસ્તિત્વ ધરાવે છે.

'કેમ ન મુકાય?'

માસ્તરે આજુબાજુ નજર કરી. રોશન બાજુમાં કંઈ ઊભેલી નથી તેની ખાત્રી કરી. ધીમે અવાજે તેમણે મને કહ્યું:

'તમારાં તો બહેન થાય છે ને? માફ કરજો, પણ આ જુવાનીમાં સ્ત્રી એકલી રહી શકેજ નહિ. સ્ત્રી ગમે તેટલી સારી હોય, પરંતુ પુરૂષજાતિને તમે કયાં નથી ઓળખતા?'

'સ્ત્રીમાં શકિત હોય તો પુરૂષજાતિ—'

'જવા દો એ વાત. સ્ત્રી પણ લાભે ગાળે તો સ્ત્રીજને?'

તેમના આ વાકયમાં સ્ત્રી જાતિ પ્રત્યેનો તેમનો અવિશ્વાસ સ્પષ્ટ જણાતો હતો.

'પરંતુ તેમને એકલાં રહેવાનું કારણ શું?' મને મૌન જોઇ માસ્તરે પૂછયું.

'એમની એ હઠ જ છે.'

'તો પરણાવી દો ને, ઠેકાણે આવી જશે.'

યુવાન–યુવતી માટે, લગ્ન એક ઠેકાણે લાવવાનો અખતરો હોય તેમ કેટલીક વખત લગ્નનો ઉપયોગ થાય છે.

'જીવન પર્યંત ન પરણવાની તેમની પ્રતિજ્ઞા છે.'

'એ તો નરી ઘેલછા!'

'તે ગમે તે હોય. મારે એ ઘેલછા નભાવી લેવી છે.'

'એકલાં રહી શકશે; પણ કરશે શું?'

'કોઈ એમના યોગ્ય કામ હશે તો ઠીક.'

'પણ અમસ્તા કંઇ રહેવાશે?'

'ખર્ચનો બંદોબસ્ત હું કરવાનો છું.'

'તે કયાં સુધી આમ પાલવશે?'

'જીવે ત્યાં સુધી.'

'આપણને તો આ પસંદ નથી.'

'તમને કે મને પસંદ હોય યા ન હોય, તેમને પસંદ છે એટલે શું થાય?'

'તો મારી સાથે રાખવામાં શું વાંધો છે?'

'કોઈની સાથે રહેવાનું એમને પસંદ નથી.'

'ત્યારે તો જુદું જ મકાન રાખવું પડશે?'

'હા, કોઇ બીજું સારૂં મકાન ખ્યાલમાં છે?'

'મકાન તો ઘણાંયે ખાલી છે.'

'કોઈ સારા લત્તામાં?'

'મળી રહેશે.'

'તો આપણે જોઈ લઈશું?'

'ચાલો.'

હું ખુરશી પરથી ઊભો થયો. અંદરના ખંડના બારણા નજીક ઊભી રહી રમિલા અમારી વાતચીત સાંભળતી હતી. મને જોતાં તે અંદર સરી ગઇ. માસ્તર પણ કચવાતા મને ઊભા થયા. સ્ત્રીને એકલી અને તે પણ પ્રવૃત્તિહિન રાખવા માટે તેમનો સખ્ત વિરોધ હતો. એમની સલાહ હું માનવાનો નથી એમ ખાત્રી થતાં તેમણે ન છૂટકે મને મદદ આપવાનું સ્વીકાર્યું હતું.

* * * *

માસ્તર, હું અને રમિલા એક બીજા મકાન પાસે આવી ઊભાં. અમે મકાનમાં પ્રવેશ કર્યો. બે ખંડ, રસોડું, બાથરૂમ વગેરે સગવડો એકલી રમિલા માટે પૂરતી હતી. મકાન અમને ગમ્યું, ન ગમ્યું હોત તો પણ તે કામચલાઉ તો રાખી જ લેવાનું હતું. ભાડાનું નક્કી ઠેરવવાનું માસ્તર પર છોડી અમે બહાર નીકળ્યાં.

'અમે બજારમાં જઈ ફર્નિચર વગેરેની વ્યવસ્થા કરીએ.' મેં માસ્તરને કહ્યું.

'મારી જરૂર હોય તો હું પણ આવું.'

'ના, ના, તમને બહુ તકલીફ આપી છે, અને હજીયે તમને જ તકલીફ આપવાની છે,' મારા વતી રમિલાએ જવાબ આપી દીધો.

નવું ઘર માંડવાની ચીજો પુરૂષ એકલાને ખરીદવા મોકલ્યો હોય તો ભાગ્યે જ તે ચોથા ભાગની ચીજો લઈને આવે. રમિલાએ પોતાને ઉપયોગી ચીજોનું 'લિસ્ટ' મનમાં જ તૈયાર કરી દીધું. એક પછી એક ચીજો ખરીદી. એ બધી ચીજો માસ્તરને ત્યાં મોકલવાનું કહી અમે દુકાનદારને જ સોંપતાં ચાલ્યાં. ફર્નિચરમાં, થોડી ખુરશીઓ, એક ટેબલ, કપડાં માટે એક કબાટ, અને નાનકડો એક પલંગ પૂરતાં હતાં. તે પછી ઉપયોગ પડયે ખરીદી લેવા મેં રમિલાને સૂચના કરી. અમે ઘર તરફ પાછાં વળ્યાં.

'પુસ્તકો નહિ મળે?' રમિલાએ અચકાતાં મને પૂછ્યું. ખર્ચ વધુ થઈ જવાની બીકે તે સંકોચાતી હતી.

'જોઈશે?'

'તો દિવસ કેમ પસાર કરીશ?'

'ગુજરાતી પુસ્તકો ભાગ્યે જ મળે.'

'અંગ્રેજીનો પણ મને શોખ છે.'

યુરોપિયન બજાર તરફ અમે વળ્યાં. અંગ્રેજી પુસ્તકો ત્યાં જ મળી શકે. કેન્યાનાં અમુક શહેરોમાં એશિયન અને યુરોપિયન વચ્ચે દરેક બાબતમાં ભેદ રાખવામાં આવ્યા છે. યુરોપિયન બજારમાં હિન્દી વેપારીને દુકાન ન જ મળે. યુરોપિયન વસતિમાં હિન્દીને મકાન બાંધવાની જગ્યા તો શું, મકાન ભાડે પણ ન જ મળે. આ રીતે હિન્દી બજાર અને યુરોપિયન બજાર જુદાં. હિન્દી અને યુરોપિયન લત્તા જુદા. અરે, સાર્વજનિક જાજરૂઓ પર પણ 'European only' મોટા અક્ષરે લખેલું હોય છે. એ જોતાં ભાગ્યે જ કોઈ હિન્દીનું દિલ કચવાયા વિના રહેતું હશે. હિન્દી અને યુરોપી પ્રજા વચ્ચે ઐક્ય વધારવાને બદલે અળગાપણું શીખવવા માટે એમાંથી કઈ જાતિ જવાબદાર ગણાય? યુગાન્ડામાં પણ આ મતભેદનો અંશ નથી એમ નહિ; પરંતુ કેન્યામાં યુરોપિયનોની વસાહત મોટા પાયા પર હોવાથી ત્યાં તે વધુ પ્રત્યક્ષ જણાઇ આવે છે.

અમે બંને એક 'બુકસેલર'ની દુકાને પહોંચ્યાં. રમિલાએ પુસ્તકોની પસંદગી કરવા માંડી. રાજદ્વારી અને સામાજિક વિષયો પર તેની પસંદગી ઊતરતી જોઈ મને સહેજ આનંદ થયો. રાજદ્વારી કે સમાજવાદનાં પુસ્તકો હાથમાં રાખી ફરનાર કેટલાક પોતાનું મહત્ત્વ વધારવાની એ કળા સમજે છે. મેં હસતાં જ રમિલાને પ્રશ્ન કર્યો:

'મહત્ત્વ વધારવા તો આ પુસ્તકો પર પસંદગી નથી ઊતારતી?'

'ના, મને એ વિષયોનો શોખ જ છે.' તેણે જવાબ આપ્યો.

'નોવેલ નથી લેવી?'

'હું એક નોવેલ જેવી જ નથી?'

રમિલાનો પ્રશ્ન ખોટો નહોતો, છતાં હા કહેવાની અશિષ્ટતા હું ન કરી શકયો. પુસ્તકનું બંડલ લઇ, પૈસા ચૂકવી આપી અમે બહાર નીકળ્યાં.

* * * *

રમિલાના સામાનનો એક મોટો ઢગલો માસ્તરના બેઠક-ખંડમાં ખડકાઇ ગયો હતો. માસ્તર અને તેમનાં પત્ની બંને વસ્તુઓ જોતાં, ખર્ચ વધારે પ્રમાણમાં થઈ જાય છે તે બારામાં ચર્ચા ચલાવતાં હતાં. અમને જોતાં એ ચર્ચામાં અનાયાસે બંનેને ભેળવી લીધાં. સાંજે જ નવા મકાનમાં આ બધી વસ્તુઓની ગોઠવણી કરવાનું નક્કી થયું.

* * * *

મને ઍલ્ડોરેટ આવ્યે આજે પાંચ દિવસ થઈ ગયા હતા. હું જવા માટે જરા ઉતાવળમાં હતો. ગઈ કાલે રમિલાએ પોતાનું સ્વતંત્ર ગૃહ શરૂ કરી દીધું હતું. આજે સવારમાં પ્રથમ જ તેના હાથની રસોઇ હું જમ્યો. અમે બંને જમીને બેઠાં હતાં.

'રમિલા હવે હું જાઉં તો?' મેં વાત શરૂ કરી.

'બે દિવસ વધારે રહી જાઓ તો વાંધો છે?' તેણે પૂછ્યું.

'પાંચ દિવસ થયા. કામ ઘણું ચઢી ગયું હશે.' મેં જૂઠું બહાનું બતાવ્યું.

'પાછા કયારે આવશો?'

'તું જયારે બોલાવીશ ત્યારે.'

'તમારે ઑફિસમાં વધારે કામ કયારે હોય?'

'જાન્યુઆરીથી એપ્રિલ સુધી.'

'તો જાન્યુઆરી પહેલાં આવી જશો?'

'બનશે તો પ્રયત્ન કરીશ. પૈસા માટે ફીકર ન કરતી. જરૂર પડે કે તરત જ પત્ર લખજે. અને અત્યારે આ પાંચસો શિલિંગ છે તે પાસે રાખી મૂક.' ખિસ્સામાંથી નોટો કાઢી મેં તેની સામે ધરી.

ધીમેથી તેણે હાથ લંબાવ્યો. નોટો હાથમાં લેતાં તે ડૂસકે ડૂસકે રોઈ પડી. નજીક જઈ મેં તેને આશ્વાસન આપ્યું. રમિલાના હૃદયની વ્યથા હું જાણતો હતો. જેમ બને તેમ તેના જીવનને સ્પર્શતી વાતોને દૂર રાખવા હું પ્રયત્ન કરતો. આશ્વાસન કેટલીક વખત માનવીના દર્દને હળવું કરે છે. આથી આશ્વાસન આપવાનું મને યોગ્ય લાગ્યું. તેના માથા પર અને બરડા પર મેં હાથ ફેરવ્યા કર્યો.

હૃદયનો ભાર આંસુથી હલકો પડે છે. થોડી વારે તે શાન્ત પડી. એટલામાં માસ્તરે પ્રવેશ કર્યો. રમિલા આંખો લૂછી એક ખુરશી પર જઈ ગોઠવાઈ. માસ્તરને આવકાર આપી હું તથા માસ્તર પણ ગોઠવાયા.

'ગવર્નમેન્ટ અહીંની સ્કૂલના બે ભાગ કરવા ઈચ્છે છે,' માસ્તરે વાત ઉપાડી—

'કન્યાશાળા જુદી પાડવા માંગે છે. મિસ્ટ્રેસની જરૂર પડશે. રમિલા બહેનની ઈચ્છા છે?'

'જરૂર,' રમિલા બોલી ઊઠી: 'માસ્તર સાહેબ, તમે જરૂર પ્રયત્ન કરજો.'

'બનતા સુધી નક્કી જ કરી દઈશ.'

તે જ દિવસે સાંજે, હું કમ્પાલા ઊપડી ગયો.



# ત્રિપુટીનું સ્વાગત

'પ્રિય રશ્મિ,

તું મુંબઈ આવ્યો અને ગયો. મળ્યો પણ નહિ ? કિશોરી તરફથી તારી કુશળતાના સમાચાર જાણ્યા. ખુશીની વાત છે કે, તું મારા વિના પણ કિશોરીનો મહેમાન બની શક્યો.

કિશોરીની પૂર્વ ઘેલછા હજી ચાલુ જ છે. નૃત્યગાન અને મહેફિલોને તેણે તદ્દન તિલાંજલિ આપી દીધી છે. છતાં તેનું નૃત્ય કે ગાન કદી પણ અટક્યું નથી. પેલી ત્રણ છબિઓ સામે તે નિત્ય નૃત્ય આદરે છે. નિત્ય ગાનની મહેફિલ જમાવે છે. તેમાં તારૂંયે સ્થાન છે. **કિશોરીના જીવનમાં આજે તારૂં સ્થાન પ્રથમ છે.** કઇ ભૂમિકા પર છે, તે હજીયે નક્કી નથી કરી શક્યો. કદાચ તે નક્કી કરવા માટે હું અયોગ્ય પણ હોઉં.

હું આફ્રિકા આવું છું. તને ખૂબ જ નવાંઈ લાગશે, કદાચ અશક્ય લાગશે, છતાંયે હું આવું

છું. વીમા કમ્પનીએ પૂર્વ આફ્રિકામાં શાખા ખોલવાનો નિર્ણય કર્યો છે. 'બ્રાન્ચ સેક્રેટરી' તરીકે તેઓની પસંદગી મારા પર ઊતરી છે. આવતી બોટમાં જ હું મુંબઇથી રવાના થઇ જઇશ.

કિશોરી પણ મારી સાથે જ આવવાની છે. અને હિમાદ્રિ તો આજથી જ બસ એવી ખુશ થઈ ગઇ ગઈ છે કે, કદાચ હું એકલો ભાગી જાઉં તેમ મારો પીછો જ છોડતી નથી.

લિ. ત્હારો નલિન'

પત્ર 'એર મેઇલ' દ્વારા આવ્યો હતો. એક વખત વાંચવાથી જાણે કંઇક બાકી રહી જતું હોય તેમ લાગ્યું. પત્ર ફરીથી વાંચ્યો. કિશોરી અને હિમાદ્રિ આવશે એ સમાચારે હર્ષ પામવો કે શોક? એ ન સમજાયું. હૃદયે પણ તેનો પડઘો ન દીધો. હું કંઇક મુઝાયો. કેમ મુઝાયો એ પણ ન સમજાયું. ન સમજાય એવું જીવનમાં કોઇકિ વખત થઇ જાય છે. વિચારોના હલ્લાએ મગજને એવું તો ભરી દીધું કે, અંદરથી કંઇ સ્પષ્ટ વિચારસરણી આવવી અશક્ય થઈ પડી. પત્ર લિફાફામાં મૂકી મેં ખિસ્સામાં સેરવી દીધો.

શોક અથવા આનંદ, જે મળે તે અનુભવવા મેં પ્રયત્ન કર્યો. કોઇક વખત માનવીને આ બંનેમાંથી કંઇ જ લાધતું નથી: અને ત્યારે તે બહુ જ સુખી કે બહુ જ દુઃખી બની રહે છે. હું ખૂબ મુઝાયો. મગજની શૂન્યતાની અસર આંખો પર ઊતરતી લાગી. કદાચ હું દેખતો જ બંધ થઇ જાઉં, એવી બીક લાગી. કાનમાં જાણે બૂચ વસાઇ ગયા. તમરીના અવાજ જેવી એક આછી તીણી સીત્કારી સિવાય જાણે કંઇ સંભળાતું જ નહિ. કદાચ બહેરા થઇ જવાશે! હું મૂંઝવણુમાં જ ખુરશી પરથી ઊભો થઇ ગયો. ઉતાવળો ઑફિસમાંથી બહાર નીકળી આવ્યો. આટલી

ઉતાવળે ભાગ્યે જ હું ઑફિસમાં કદી ચાલ્યો હોઇશ. કારકુનો બધા જ મને જોઈ રહ્યા હતા.

'કાર'માં બેસી 'બાર' તરફ મેં હંકારી મૂકી. 'કાર' અને 'બાર' મારી મૂંઝવણોમાં આશ્વાસન હતાં. જ્યારે જ્યારે હું કંઈ મૂંઝવણમાં સપડાતો કે વિચારશૂન્ય બની જતો ત્યારે, એ બંનેના આશરે મને કંઇક શાંત્વન મળતું.

એક 'પેગ', બે, ત્રણ, ચાર બસ ! મને કંઈક આરામ લાગ્યો. વ્યસનોથી આરામ મળે છે એ હું નથી માનતો, પરંતુ માનવીનું મન એ વ્યસનોનું એટલું ગુલામ બની ગયું હોય છે કે વ્યસનની તૃપ્તિ થતાં તે તેમાં આરામ માની બેસે છે. હું વ્યસનનો ગુલામ નથી એમ નથી કહેતો, પરંતુ ગુલામ છું જ એ સારી પેઠે સમજતો. પોતે વ્યસનના ગુલામ નથી એમ કહેનાર પ્રત્યે મને વિશ્વાસ નહોતો.

'બાર'ની એક કૅબિનમાં હું બેઠો હતો. સમય એવો હતો કે તે વખતે ગ્રાહકોની ભીડ પણ નહોતી. કૅબિનમાં હું એકલો જ હતો. શરાબના ગુલામ મગજે કંઇક સ્થિરતા અનુભવી. નલિનનો પત્ર ખિસ્સામાં જ હતો. મેં તે બહાર કાઢયો; પુનઃ વાંચવા માંડયો.

નલિન મારા જીવનમાં એક અનોખું સ્થાન પામી ચૂકયો છે. તેનું કારણ તેનું નિસ્પૃહી જીવન, શુષ્કતામાં ન માનવાની આદત, ભાવનાઓ પાછળ ન તણાઈ જવાની ટેવ, સારા–ખોટાનો તાત્વિક વિચાર કરી નિર્ણય બાંધવાની ઉદારતા, સહનશીલતા અને વિશાળ હૃદય જ છે. મુંબઈ જાઉં તો તેનો મારા પર પ્રથમ હક્ક થાય એ હું પણ કબૂલ કરૂં છું. તેની જગ્યાએ હું હોઉં તો હું પણ તે હક્કને ચુસ્તપણે જરૂર વળગી રહું. હું મુંબઈ ગયો, ત્યાં ન ઊતર્યો; અરે, તેને મળવાની શિષ્ટતા પણ ન વાપરી. નલિન મારા પર ગુસ્સે થાય તો હું ભાગ્યે જ તે સામે વાંધો

ઉઠાવી શકું. તેનો પત્ર જોતાં મને એ જ વિચારો આવી ગયા હતા. તેને ન મળવા માટે કદાચ પત્રમાં ગુસ્સો જ ઠાલવ્યો હશે. પરંતુ મને કિશોરીને ત્યાં ઊતરેલો જાણવા છતાં તેણે પોતાની ખુશી બતાવી ત્યારે મેં તેને મનમાં જ વંદન કર્યું. તેના વિશાળ હૃદય માટે મારૂં માન ખૂબ જ વધી પડ્યું.

અને કિશોરી? મને તો તે એક અજબ પૂતળી લાગી. નલિન સામે મારા વિષે તેણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહોતો તે હું જોઇ શકયો. કદાચ એ છુપાવવા માટે તેને કંઇક જૂઠાણાનો આશરો પણ લેવો પડયો હશે.

તેની પેલી નૃત્યપૂજા હજીયે ચાલુજ છે! તેના માતપિતાની હરોળમાં તેણે મારૂં સ્થાન આપ્યું હતું. ત્રીજી છબિ મારીજ હતી તેની મને ખાત્રી થઈ. શા માટે કિશોરીએ પોતાના જીવનમાં મને એટલો બધો ઓતપ્રોત કરી દીધો હશે? પૂજન કરવા જેવું તેણે મારામાં શું તત્વ જોયું હશે? અને મારે માટે જૂઠાણાનો આશરો લેવામાં તેનો આશય પણ શું હોઇ શકે? મારા પ્રત્યે અપરોક્ષ પક્ષપાત બતાવવામાં કિશોરી પોતાના વારાંગના જીવનને અન્યાય નહોતી કરતી?

અને આ બધું મારા પેલા અયુકત વર્તન પછીયે જળવાઈ રહે, એ મારે માટે નવાઇની વાત હતી. હું તેનો મહેમાન બન્યો હતો, એ સિવાય તેણે નલિનને કંઇ વધારે નહિ જ કહ્યું હોય. મારૂં વર્તન તેની છેડતી બરાબર હતું. એ છેડતી થતાં તે ખિજાઈ ગઈ હતી. ગુસ્સામાં તેણે મને તેના મકાનની બહાર ચાલ્યા જવાનુંયે સંભળાવી દીધું હતું. મેં તો માની લીધું હતું કે, કિશોરી સાથેનો સંબંધ જીવનના એક સંભારણા જેવોજ દટાઈ જશે.

કિશોરીના માનસને હું ન વાંચી શકયો. તેણે નલિન સાથે આફ્રિકા આવવા આગ્રહ કર્યો હતો. તે જાણતી તો, હતીજ કે,

આફ્રિકામાં તે મારીજ મહેમાન બનવાની હતી, છતાં તેનો આગ્રહ ગૂંચવણમાં ઊતારી દે તેવો હતો.

હિમાદ્રિનો મને પરિચય નહોતો. તે આફ્રિકા આવવા ખુશ થાય, એમાં મને ખાસ નવાઈ ન લાગી. નવો દેશ જોવાની કુતૂહલ-વૃત્તિ અને મુસાફરીનો આનંદ તેને ઉત્સુક બનાવી દે એ સ્વાભાવિક હતું.

એ વિચારો પછી તો ભાવિના કેટલાએ તરંગો મેં કરી લીધા. તરંગોમાં આનંદ છે; ભલે ક્ષણિક હોય. એ ક્ષણિક તરંગોના આનંદ માટે પણ ભૂમિકાની જરૂર છે. વખત ઘણો પસાર થઈ ગયો હતો. 'બાર' વાળાને પૈસા ચૂકવી મેં કાર તરફ પ્રયાણ કર્યું. ઑફિસ બંધ કરવાનો વખત ક્યારનોયે થઇ ગયો હતો. હું ઘર તરફ વળ્યો.

નલિન, કિશોરી તથા હિમાદ્રિને નૈરોબી સામા લેવા જવાનો વિચાર મેં ઘડી રાખ્યો જ હતો. અને કારમાંજ નૈરોબીથી કમ્પાલાની મુસાફરી કરાવવા વ્યવસ્થા કરી દીધી હતી. મોમ્બાસા, મારા એક ઓળખીતાને તેઓની પૂરતી સગવડતા સાચવવા ભલામણ–પત્ર લખી નાખ્યો હતો. અને ત્યાંથી નૈરોબીની જ ટિકિટ લઈ ગાડીમાં બેસાડી દેવાની સૂચના કરી હતી.

રમિલાને પણ એક પત્ર લખી દીધો કે, મારા મિત્રને નૈરોબી લેવા જવાનો હોવાથી, હું ઍલ્ડોરેટ આવીશ. અને તેજ દિવસે સીધો ચાલ્યો જઇશ. રમિલાને મૂકી આવ્યે લગભગ છ માસ વીતી ગયા હતા. તેને મળવા જવાનો ઈરાદો હોવા છતાં, મારાથી જઇ શકાયું નહોતું. ગયા બે માસથી તો મારા તરફથી મળતી રકમના ચેક પણ તેણે મને પાછા રવાના કર્યા હતા. સરકારે કન્યાશાળા ઉઘાડી હતી. રમિલા તેમાં શિક્ષિકા તરીકે જોડાઈ ગઈ હતી. માસિક દોઢસો શિલિંગ પગાર મળતો હોવાથી

મારી મદદ તે ન સ્વીકારે તેમાં મને ખોટું લાગવાનું કારણ પણ નહોતું.

નલિનનો તાર આવ્યો:

'Landed safely.'

તે દિવસે સાંજેજ મેં કમ્પાલા છોડી જવા નક્કી કર્યું. કપાસની મોસમને એકજ માસ બાકી હતો. કામનું પ્રમાણ ઑફિસમાં વધતું હતું, છતાં તે તરફ થોડું દુર્લક્ષ બતાવી મેં તૈયારી કરી. કાર સાથે ડ્રાઇવરને પણ તૈયાર કર્યો. હૃદયમાં કંઈક અવનવા આનંદ–તરંગો ભરી તે સાંજે જ મેં કમ્પાલા છોડયું.

રાતના લગભગ દસ વાગે ઍલ્ડોરેટ આવી ગયું. કમ્પાલાથી નીકળ્યા પહેલાં રમિલાને મેં તારથી ખબર આપી હતી. મને ખાત્રીજ હતી કે મારી રાહ જોતી તે બેસી રહી હશે. કદાચ એકાદ ઉજાગરો ખેંચી કાઢવો પડે તો પણ તેને તેમાં મઝા આવત. મોટરનો અવાજ સાંભળતાંજ રમિલાએ મકાનનું બારણું ઉઘાડયું. બારણામાં ઊભી રહી મોટરને તેણે જોઇ લીધી. મારી મોટરને તે સારી રીતે ઓળખી કાઢી શકી. દોડતી તે મોટર નજીક આવી. હું મોટરની નીચે ઊતર્યો હતો.

'ભાઈ!'

કહેતાં તે મારે ગળે વળગી પડી. મને જોઇને તે એટલી તો ખુશ થઇ ગઈ કે તેના શ્વાસમાં પણ ફરક પડી ગયો; જાણે હૃદય હમણાં મુઝાઈ જશે, કે ઘેલી બની જશે એમ મ્હને લાગ્યું. મેં તેના માથે હાથ ફેરવ્યો, ગળે વીંટાળેલા હાથને છોડાવી મારા હાથમાં પકડયા.

'રમિલા; તબિયત કેમ છે?' મેં તેને પૂછ્યું.

'ઘણીજ સારી છે.'

'શરીર ઠીક થયું લાગે છે!'

મેં હસતાં કહ્યું, અને તેમ કહેવામાં અતિશયોક્તિ પણ નહોતી. જંગલની કુટીરમાં રહેતી 'રોશન'માં આજે નવિન જ્યોત પ્રકાશતી હું જોઈ શક્યો. કંઈક કેટલાય પુરૂષોના હસ્તે ચૂંથાતું યૌવન અને રૂપ આજે સચવાઈ ગયું હતું. હવસ સંતોષવા સર્જાયેલા તેના દેહમાં આજે નવું જોમ માલમ પડતું હતું. શરીર વધારે સશક્ત લાગતું હતું. મુખ વધારે તેજસ્વી બન્યું હતું, લોચનમાં આજે સ્વાતંત્ર્યની જ્યોત ચમકતી હતી, રૂપમાં સૌરભ ઉમેરાઇ હતી. તેનાં અંગોમાં આજે સ્વાતંત્ર્ય અને પવિત્ર જીવનનાં ડોલન ઉમેરાઇ ગયાં લાગતાં હતાં.

'અહીંનાં હવા-પાણી જ એવાં સરસ છે.' રમિલાએ કહ્યું.

'એકલાં હવા-પાણી કરતાં સ્વાતંત્ર્ય વધારે અસર કરે.'

ઓશિયાળી બની ગઇ હોય તેમ તેણે મારા પ્રત્યે જોયું. મારો હાથ પકડી તેણે મને ઘરમાં ખેંચ્યો. એક આરામ ખુરશી પર તેણે મને બેસાડયો,, પાણીનો પ્યાલો લાવી મારી સામે મૂકયો. ઍલ્ડોરેટની રાતની ઠંડી એકાદ ઘૂંટડો પાણી ઊતરવા દે તેમ નહોતી. સુકાયેલ કંઠ ઠીક બને એટલા માટે મેં પાણીનો એક ઘૂંટડો ભર્યો.

'સ્નાન કરશો ? મેં પાણી તૈયાર રાખ્યું છે.' તેણે મને પૂછ્યું.

'આટલી બધી ઠંડીમાં ?'

'થાક ઊતરી જશે.'

'મોટરમાં બેસી રહેવામાં થાક ક્યાંથી લાગે ?'

'છતાંયે ઠીક પડશે. ચાલો હું પાણી લાવી દઉં.'

'ના, ના, મારે સ્નાન નથી કરવું. ઠંડીમાં કંઇક નકામી ઉપાધિ થઈ જાય.' હું અને મારા જેવા બીજા ઘણા આધુનિક સુકોમળ (!) કાયાવાળા માનવીઓ ઠંડી અને ગરમી બંનેથી ડરે છે.

'તો જમવું છે? કે થોડીવાર પછી?'

'ભૂખ તો લાગી છે.'

'ઠીક, કપડાં ઊતારો.'

'પહેલાં પેલા ડ્રાઇવર માટે કંઈ વ્યવસ્થા કરૂં.'

'મેં એ માણસનું જમવાનું બનાવ્યું છે. તેને પણ અંદરજ બોલાવો.'

મેં તેને બૂમ મારી. મોટરના દરવાજાને ચાવી મારી ડ્રાઇવર અંદર આવ્યો. મારી સાથે સફરમાં આવનાર ડ્રાઇવિર ભાગ્યે જ મારી કાળજી બહાર રહેતો. પરંતુ મેં એવા કેટલાયે માણસો જોયા છે કે, જાણે ડ્રાઇવિર માણસ જ નથી એમ વર્તે. નૅટિવ ડ્રાઇવરો આ સામે ખાસ વાંધો નથી ઉઠાવતા. અનુકૂળ જગ્યા હોય તો પોતાના ખોરાકનો બંદોબસ્ત પોતાની જાતે જ કરી લે છે; ન હોય તો ભૂખે પેટે મોટરની બેઠક પર સૂઈ જાય છે.

રમિલા રસોડા તરફ ગઈ. મેં કપડાં ઊતાર્યાં. હાથ-પગ સાફ કરવા માટે, ગરમ પાણી 'બાથ રૂમમાં' તૈયાર જ હતું. તે તરફ જઇ મેં હાથ-પગ અને મોં સાફ કર્યાં. ટૂવાલથી હાથ સાફ કરતો હું રસોડા તરફ વળ્યો. રમિલાએ ભાણું પિરસી દીધું હતું.

'ટેબલ પર લઈ લઉં કે અહીંયાં બેસશો?' તેણે મને જોતાં પૂછ્યું.

'અહીંયાં જ બેસીશ.' મેં જવાબ આપ્યો.

'ટેબલ ખુરશી સિવાય ફાવશે?'

'પાટલા પર વધુ ફાવે છે.'

તરતજ તેણે એક પાટલો ઢાળી દીધો.

'બેસો અહીં.'

હું તે પર ગોઠવાયો. જમવાનું હજીયે ગરમજ હતું. મેં જમવા માંડ્યું. રમિલાએ બહાર ઊભેલા ડ્રાઈવરને બૂમ મારી. રસોડાની બહાર બેસાડી તેને પણ તે ભાણું પિરસી આવી.

'અહીં ફાવે છે?' મારી સામે મૌન ધારણ કરી બેઠેલી રમિલાને મેં પૂછ્યું.

'હા, દુઃખ પણ શું છે?' તેણે કહ્યું.

'માસ્તર આવે છે કે નહિ?'

'દરરોજ આવીને સંભાળ લઈ જાય છે. બિચારા બહુ સારા માણસ છે.'

'નોકરી મેળવવામાં એમણે જ મદદ કરી હશે?'

'હા.'

'નોકરી કરવી ગમે છે?'

'નોકરી ન મળી હોત તો કદાચ હું અહીં રહી પણ ન શકત. નોકરી સિવાયના દિવસો મહામહેનતે પસાર થતા. આખો દિવસ વાંચવાનું ગમે નહિ. ગામમાં કોઈ ઓળખીતું નહોતું કે ત્યાં જઈને વખત વિતાવું. માસ્તરને ત્યાં સાંજની જતી. ત્યાં પણ આખો દિવસ ઓછું બેસી રહેવાય? કંટાળી ગઈ હતી. તમને કાગળ લખી બોલાવવાની તૈયારીમાં જ હતી, એટલામાં નોકરી માટેનો કાગળ આવી ગયો.'

'નિશાળમાં તો એક વાગ્યા સુધી જ જવાનું હોય છે ને?'

'હા. બપોર પછીનો વખત પસાર થતાં વાર નથી લાગતી.'

'બહાર ફરવા નથી જતી?'

'ના'

'કેમ?'

'મને બીક લાગે છે.'

'બીક? કોની?'

'લોકોની અને મારી. ભાઈ, રોશનનું નામ બદલાયું; તેનું હૃદય બદલાઈ ગયું છે કે કેમ તેની મને પણ ખાત્રી નથી.' નીચા વદને તે બોલી.

તેની નિખાલસતા માટે હું ખુશ થયો. મલિનતામાં નિર્મળ થવાનો પ્રયત્ન હોય તો જરૂર એક દિવસ તે સફળ થાય. નિખાલસતા એ એવો જ એક પ્રયત્ન છે. વર્ષોથી ઘડાઇ ગયેલા માનસને એકદમ અન્ય માર્ગે દોરવું અશક્ય નહિ, તો વિકટ તો છે જ. રમિલા રોશન હતી. ભૂતકાળના પડદા પાછળ ઢંકાયેલાં દ્રષ્યોને અનેકવાર તે જોતી હશે. કદાચ તેમાં મશગૂલ બની જતી હશે. પુનઃ રોશન બનવાની ઇચ્છા પણ થતી હશે. અને તે બધાં આકર્ષક પ્રલોભનોને દૂર ફેંકતાં તેને સખ્ત વેદના પણ થતી હશે. વિચારપ્રવાહને પલટો આપવા અનેક મધુરાં દ્રષ્યોને નયન સામેથી હાંકી કાઢવામાં કેટલી કઠિનતા છે તે હું પણ કેમ માપી શકું?

'બાકીનો વખત ઘરમાં જ પસાર કરે છે?'

'નદી તરફ કોઇક વખત ફરવા જઉં છું.'

'અને બજારમાં?'

'ખાસ નથી જતી. કમ્પાલા તરફનો કોઇ ઓળખીતો મળી જાય, અને ઉઘાડી પડી જાઉં તો રહેવું પણ ભારે પડે.'

માનવીના ભૂત અને વર્તમાનકાળ વચ્ચેનું અન્તર બહુ થોડા માપી જાણે છે. રમિલાને ઓળખતો એકાદ પુરૂષ તેને મળી જાય તો હું નથી માનતો કે તેને રોશનની કલ્પનામાંથી બચાવી શકે. રોશન અને રમિલા વચ્ચેના વર્તનમાં તે ભાગ્યે જ તફાવત રાખી શકે.

'એવી બીક ક્યાં સુધી રાખીશ ?'

'હું મારા પોતા પર વિશ્વાસ ન રાખી શકું ત્યાં સુધી.'

'બજારમાં ફરવામાં ખાસ વાંધો નથી. યુગાન્ડાના બહુ થોડા જ માણસો ઍલ્ડોરેટમાં આવતા હશે.'

ઍલ્ડોરેટ અને કમ્પાલા વચ્ચે એવો કોઇ વહેવાર સંબંધ પણ નહોતો કે જેથી વેપારી અથવા બીજા વર્ગો અવારનવાર આવ્યા કરતા હોય.

'હું ઘરમાં જ રહું તેમાંયે શું વાંધો છે ?'

'વાંધો નથી. ઘરમાં જ બેસી રહેવાથી તબિયતને હાનિ પહોંચે.'

'ઍલ્ડોરેટ આવ્યા પછી મારી તબિયત ઉલ્ટી સુધરી છે. અરે, હું તો પિરસવાનુંયે ભૂલી જ જાઉં છું ને !'

હું હાથ ધોવાની તૈયારીમાં હતો ત્યાં તે બોલી ઊઠી. આગ્રહ કરી તેણે મને થોડું વધારે પિરસી દીધું. તેના ભાવભર્યા આગ્રહને હું પાછો ન ઠેલી શક્યો.

'તમારા મિત્ર ક્યાંથી આવે છે ?' કેટલીક વારે તેણે મને પૂછ્યું.

'દેશથી.'

'નવાજ આવે છે ?'

'હા.'

'તો પછી એકલા જ હશે ?'

એકલા એટલે પત્ની વિનાના. રમિલાની શંકા ખોટી નહોતી. દેશથી કમાવા માટે આવનાર માણસ પ્રથમ વખતે બૈરાં–છોકરાં

સાથે ન લાવે, એ સ્વાભાવિકજ હતું. કમાવા માટે પરદેશ જનારની પત્નીને, વિયોગનો લ્હાવો જરૂર મળે છે.

'ના સાથે બીજાં બે જણ છે.'

'એમનાં પત્ની સાથે છે ?'

'ના, એ પરણ્યા જ નથી.'

'ઉંમરે તમારાથી નાના હશે.'

'ના, મોટા છે.'

'અને હજી પરણ્યા નથી ? કદાચ તમારા વિચારોના હશે.'

'ખાસ તેવું યે નહિ.'

'તો કન્યા નથી મળી ?'

'તેમ પણ નથી.'

'તો કોઈએ પરણવાની ના પાડી ?'

'તેને અટકાવનાર પણ કોઈ નથી.'

'અજબ માણુસ ! પછી વાંધો શું પડયો ?'

'મેં તે વિષે તેને કદી પૂછ્યું જ નથી.'

'તો સાથે કોણુ છે ?'

'કિશોરી અને હિમાદ્રિ.'

'તેમનાં કોઇક સગાં હશે ?'

'ના, મિત્ર છે.'

'મિત્ર !'

રમિલા મારા તરફ જોઇ રહી. સ્ત્રી અને પુરૂષ વચ્ચેની મિત્રતામાં પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે વહેમાય છે. લોકોના એ કથનને હું ખાસ વજૂદ ન આપતો. પરંતુ, મારા અનુભવો મને

તે માનવા કોઇક વખત ફરજ પાડતા. રમિલા એવા વહેમભર્યાં લોચને જ મારા તરફ તાકી રહી હતી.

'કેમ, તને નવાઈ લાગે છે?' મેં તેને પૂછ્યું.

'તેમની મિત્રતા કેવી છે?'

'મિત્રતા જેવીજ.' રમિલાના પ્રશ્નને ન સમજી શકવાથી મેં ગમે તેવો જવાબ આપી દીધો.

'પુરૂષ અને સ્ત્રી વચ્ચે મિત્રતા સંભવે?'

'કેમ ન સંભવે?

'હું નથી માનતી.'

રમિલાની ભ્રૂકુટી સંકોચાઇ, દૂર–ઘણે દૂરના ભૂતકાળમાં તે નજર કરવા મથતી હોય એમ લાગતું હતું.

'ન માને એ સ્વાભાવિક છે, કારણ કે તને મળેલા પુરૂષો તારા ભોક્તાજ બની શક્યા, મિત્ર નહિ.'

'અને બની પણ ન શકે. પુરૂષ સ્ત્રીનો સંબંધી બની શકે છે, મિત્ર નહિઃ પછી એ સંબંધ ભલે ભાઇ બહેનનો હોય, મા દિકરાનો હોય, કાકી ભત્રિજો, મામી ભાણેજ, ફઇ ભત્રિજો કે પતિ પત્નીનો હોય, પુરૂષ સ્ત્રીનો મિત્ર કદી બની શકતો નથી. હિન્દુ શાસ્ત્રો કે આધુનિક સમાજના સુધારકોની વાચા, પતિ પત્નીને મિત્ર તરીકે રહેવા ભલે આદેશ દે, પણ તે કદી તેમ રહી શકયાં નથી, રહી શકશે કે કેમ એ શંકા છે.'

રમિલા આવેશમાં બોલી ગઈ તે હું જોઇ શકયો. બોલી રહ્યા પછી તેણે નીચું જોયું. ભૂતકાળની કોઈ અદ્રશ્ય વેદનાએ આમ બોલી જવાની તેને ફરજ પાડી હશે એમ હું કલ્પી શકયો. તેના કથનને અયોગ્ય કહેવા જેટલો વિચાર તે વખતે હું ન કરી શકયો.

'તમને માઠું લાગ્યું ? હું તમારા મિત્ર માટે નથી બોલી.' માફીની યાચનાભર્યા અવાજે તેણે કહ્યું.

'એમાં માઠું લગાડવાનું છે પણ શું ?'

'કંઇ નહિ, મૂકી દો એ વાત, કદાચ હું ફરીથી કંઈક બોલી જઈશ.'

હું જમી રહ્યો હતો. રમિલાએ વધારે જમાડવા આગ્રહ કર્યો, પણ મેં તેના આગ્રહને માન્ય ન રાખ્યો. હાથ ધોઈ હું પાટલેથી ઊભો થઈ ગયો. મારી સાથે વાત કરવામાં અને આગ્રહ કરી જમાડવામાં બહાર બેઠેલા ડ્રાઈવર તરફ જોવાનું તે વિસરી ગઇ હતી. યાદ આવતાં તરતજ તેણે ડ્રાઇવરને પણ આગ્રહ કરી ફરીથી પિરસ્યું.

ખંડમાં આવી એક ખુરશી પર મેં લંબાવ્યું. રમિલા પણ મારી પાછળજ ત્યાં આવી. ખીંટીએ લટકતા મારા કોટના ખિસ્સામાં તેણે હાથ નાખ્યો. આ પહેલોજ પ્રસંગ હતો. રમિલા કદી મારા ખિસ્સા તરફ નજર પણ નહોતી કરતી. મને નવાઇ લાગી, તેણે ધીમેથી 'સિગારકેસ' બહાર કાઢ્યું. એક સિગારેટ અને ફીબરેટી લઈ તે મારી પાસે આવી.

'લો.'

હસીને મેં સિગારેટ, ફીબરેટી લઈ લીધાં.

'કેમ હસ્યા ?' તેણે મને પૂછ્યું.

'તું બહુ વિવેકી બની ગઈ એટલે.'

'એમ માનો છો કે પહેલાં હું વિવેકી નહોતી ? ગ્રાહકોને સંતોષવા આવા તો કેટલાય વિવેકો મારો નિત્યક્રમ થઇ પડયો હતો.'

બોલતાંજ તે નીચું જોઇ ગઈ, શરમાઈ ગઇ. અત્યારે કોઈ ગ્રાહકને નહોતી સંતોષતી તે અચાનક યાદ આવી ગયું હશે. સામેની ખુરશી પર તેણે પણ સ્થાન લીધું.

'તમારા મિત્ર અહીં શું કરવાના છે?' થોડીવારે તેણે મને પૂછ્યું.

'વીમા કમ્પનીની ઑફિસ ખોલવાનો છે.'

'એજન્ટ છે?'

'એજન્ટ હતો. અત્યારે 'બ્રાન્ચ સેક્રેટરી' બનીને અહીં આવે છે.'

'ઑફિસ ક્યાં ખોલશે?'

'સ્થળ તે જાતેજ પસંદ કરી લેશે.'

'તેમનું નામ?'

'નલિન.'

'નલિન!?' તેણે સાશ્ચર્ય કમ્પારી અનુભવી.

'કેમ?'

'કંઇ નહિ.'

એમ બોલતાં તે ખુરશી પરથી ઊઠી રસોડા તરફ ચાલી ગઇ. ડ્રાઈવર જમી રહ્યો હતો. તેને પાણી વગેરે આપી રમિલાએ રસોડાનું બારણું બંધ કર્યું. ધીમેથી તે અંદર પ્રવેશી.

'હવે સૂઇ જશો? મુસાફરીથી થાક પણ લાગ્યો હશે.' તેણે કહ્યું.

આગળ વાત ન લંબાય તે માટે જ તે મને સુવાડી દેવા ઇચ્છતી હતી તે હું સમજી ગયો. મેં હા પાડી. ખંડમાં તેને સૂવા માટે એકજ પલંગ હતો. મહેમાનોની સગવડતા રાખવાન

તેને જરૂર નહોતી. છતાં પલંગ પર બે ગાદલાં રાખ્યાં હતાં. એક ગાદલુ ઉઠાવી તેણે પલંગ નજીક બિછાવ્યું. પલંગ બરાબર બિછાવી તેણે મને તેમાં સૂવાની સૂચના કરી.

'તું ક્યાં સૂઈશ ?' મેં પૂછ્યું.

'અહીં આ ગાદલુ છે.'

'હું ગાદલા પર સૂઈ જાઉં તો ?'

'ના, તમને નહિ ફાવે.'

'ફાવશે.'

'હું કહું છું કે નહિ ફાવે. સૂઇ જાવ પલંગમાં?'

આજ્ઞાભર્યા અવાજે તેણે મને કહ્યું. અવાજમાં આજ્ઞાનો જરાયે અંશ હોય તેવું તે આજે મારી સાથે પ્રથમ વખતે જ બોલી. સિગારના ધૂમાડા કાઢતો હું પલંગમાં પડયો. બારી બારણાં બરાબર બંધ કરી તેણે પોતાની પથારી બિછાવી. બત્તીની કળ બંધ કરી તે પણ સૂઈ ગઇ.

'રમિલા, કેમ મૂગી થઈ ગઇ ?' મેં પૂછ્યું.

'હવે ઊંઘ આવે છે.' એટલામાં ઘડિયાળમાં ટકોરા થયા. 'જુઓ બાર વાગ્યા, સૂઇ જાવ હવે. થાકેલા છો અને ઉજાગરો થશે તો તબિયત બગડશે.'

મને મૂગે મૂગો સુવાડી દેવાનાં આ તેનાં બહાનાંજ હતાં એ હું જાણતો હતો. અચાનક તેને શું થઇ ગયું તે હું ન સમજી શકયો. નલિનના નામે તેને ગમગીન બનાવી હોય તેમ માનવાને જરાયે કારણ નહોતું. વિચારસરણીમાંથી એકાદ વિચાર, માનવીને કોઇકે વખત અચાનક જ ગમગીન બનાવી દે છે. ચાલુ કાર્ય કે વાત સાથે જરાયે સંબંધ ન ધરાવતા વિચારો પણ આ

પ્રમાણે અસર કરી જાય છે. રમિલાને આવાજ કોઇ વિચારે મૂગી બનાવી દીધી હશે એમ મેં માની લીધું.

સવારમાં વહેલા ચાલ્યા જવાનો મારો ઇરાદો હતો. પરંતુ, માસ્તરને મળ્યા વિના ચાલ્યા જવું ઠીક ન લાગવાથી થોડું મોડું જવાનું રાખ્યું. શૌચથી પરવારી હું તૈયાર થઇ ગયો. રમિલાએ ચા મૂકી. અમે બંનેએ તે પીધી. રમિલાની ગમગીની રાત જેવી જ જળવાઇ રહી હતી. ખુલાસો પૂછવાની મને ઇચ્છા થઈ, પરંતુ તેની ઇચ્છા સિવાય તેના જીવનનો કોઇ પણ પ્રસંગ જાણવાનો પ્રયત્ન કરવો અયોગ્ય લાગવાથી હું પણ મૌન જ રહ્યો.

'અહીંયાંથી જ પાછા ફરશોને?' રમિલાએ મને પૂછ્યું.

'કદાચ, કીસુમુ તરફ થઇને પણ ચાલ્યો જાઉં.' મેં જવાબ આપ્યો.

અહીંથીજ પસાર થવાનો આગ્રહ કરશે એમ હું માનતો હતો. પણ તેવું કંઇ ન બન્યું. અમે માસ્તરને મળવા ચાલી નીકળ્યાં.

માસ્તરને મળ્યા પછી થોડી જ વારે મેં નૈરોબીનો રસ્તો લીધો.

'કાર'માં બેઠા પછી હું વિચારે ચઢયો: હું શા માટે રમિલા તરફ ખેંચાયો? સ્ત્રી, એ પુરૂષનું લોહચુંબક તો નહિ હોય? એ પ્રશ્નનો મારી પાસે જવાબ નહોતો; કારણ કે તે વિરૂદ્ધના પણ અનેક દાખલાઓ મોજૂદ હતા. છતાં એક વસ્તુની તારવણી અનાયાસે જ થઈ ગઈ હતી: પોતાના જીવન માટે સુંવાળા સહેવાસમાં આકર્ષણ હતું. ન હોય તેમ હું ઇચ્છતો, માનતો કે નથી જ છતાંયે એ આકર્ષણથી હું બચી શકયો નહોતો. સ્ત્રી પ્રત્યેના આકર્ષણમાં મલિન ભાવનાથી જોવા આજે જગતની

આંખો ટેવાઈ ગઈ છે. તેમાં વાસનાની ગંધ હોય જ એમ માનવામાં કોઇ ખાસ વાંધો પણ આવતો નથી; છતાં એ આકર્ષણમાં વાસના હોવી જ જોઇએ એમ હું નથી માનતો. 'વાસના વિના આકર્ષણ ન સંભવે એવું પણ નથી માનતો. નર અને માદાના ક્રમમાં સર્જન કરનારે, એ બંનેમાં કોઇ એવું અદ્રષ્ય તત્ત્વ મૂક્યું છે કે, જરાયે સ્વાર્થ વિના પણ તે બંને વચ્ચેનું આકર્ષણ સંભવે. વાસના કે અન્ય કોઇ ભાવના વિના પણ એક બીજા વિના દરેકને પોતામાં કંઈક અપૂર્ણ લાગે. યુગો વીત્યા–સૃષ્ટિના સર્જનથી જ આ ક્રમ ચાલ્યો આવે છે. મારાથી એ કોયડો હજીયે ઊકલ્યો નથી. કોઈ માનસશાસ્ત્રીએ ઊકેલ્યો હોય તો મારી જાણમાં નથી.

રમિલા કોણ જાણે કોણ હશે? જગતમાં એવી કેટલીએ રમિલાઓ દેહનાં લિલામ પર આજીવિકા મેળવતી હશે! કેટલીયે રમિલાઓ ભૂખ્યે પેટે દિવસો પસાર કરતી હશે! આ એકજ રમિલા માટે મને શા માટે પક્ષપાત હોવો જોઈએ? જો પક્ષપાત હોય તો શા માટે આખી જાતિ તરફ પક્ષપાત ન હોય? મને મારામાં કંઈક ફેરફાર થતો હોય તેમ પણ ન લાગ્યું. આ રમિલા તરફ અન્ય કોઇ ભાવનાથી આકર્ષાયો હોઉં તેમ પણ નહોતું. અચાનક હું તેને મળ્યો, અચાનક તેના જીવનમાં ઊતર્યો, અચાનક જ તે મારી સાથે આવી, બધું આમ અચાનક જ થઈ ગયું. આધુનિક જીવનમાં આ અચાનકતાના અકસ્માત ઘણા જ વધી ગયા છે.

રમિલાને હાથ આપવામાં મેં ખોટું યે શું કર્યું હતું? વિચારે ચઢેલા મનને એક આંચકો લાગ્યો. જગતની બધી રમિલાઓને હાથ ન અપાય અને એકને જ આપી શકાય તો તેમાં ખોટુંયે શું થઈ ગયું છે? તો સારૂં કર્યું છે એમ પણ કેમ ગર્વ લઈ શકું? રમિલાને વેશ્યા જીવનમાંથી ખેંચી લેવામાં સારું કર્યું કે ખરાબ તેનો સાચો નિર્ણય મારાથી ન પણ થઇ શકે.

•

વેશ્યાજીવનની ઉત્પત્તિ ક્યારથી થઈ તેની ચોક્કસ તારીખ ભાગ્યે જ કોઈ ઈતિહાસ આપતો હશે. માનવ જાતિની ઉત્પત્તિ સાથે તે આવી છે એમ પણ કોઈ પૂરવાર નહિ કરી શકે. ત્યારે આખીએ જાતિ મુકતવિહાર કરતી. કપડાં પહેરવાની શિષ્ટતા ત્યારે માણુસ નહિ શીખ્યો હોય. ત્યારે કામવાસનાએ આટલી હદ સુધી આગળ નહિ વધી ગઇ હોય. માનવજાતિએ અંગ ઢાંકવા માંડયાં ત્યારથી જ એ વાસના વધવા માંડી. જેમ જેમ અંગ વધુ ઢંકાતાં ગયાં તેમ તેમ વાસનાએ ઉછાળો મારવા માંડયો. આ વસ્તુની સાબિતી હજીયે મોજૂદ છે. આફ્રિકાના અમુક જંગલી પ્રદેશોમાં જ્યાં માનવીઓ બિલકુલ કપડાં પહેરતાં નથી ત્યાં બાપ, દિકરી સાથે; ભાઇ, બહેન સાથે કે અન્ય કોઈ પણ સ્ત્રી-પુરૂષ એકજ ઝુંપડામાં એક બીજાને લપાઇને સૂઈ જાય છે. અને છતાં પણ તેમની વાસનાને જરાયે અસર થતી નથી. સામાન્ય ભાવથી તેઓ એક બીજા સાથે હળી મળી શકે છે. એ જાતિઓમાંથી અત્યારે કેટલીક સુધરવા પ્રયત્ન કરે છે. અને તે જેટલી સુધરે છે, તેટલી જ કામાસક્ત બને છે. યુગાન્ડાની પ્રજા આજે આજુબાજુના પ્રદેશો કરતાં કંઇક અંશે આગળ આવતી જાય છે. અને તેટલે જ અંશે તે પ્રજાનું જાતીયજીવન ખરાબા તરફ દોરવાઈ રહ્યું છે. ફ્રાન્સ જગતની ફેશનોનો ઇજારો લઇ બેઠું છે. કામતૃપ્તિ માટે ફાંફાં મારનાર પ્રજામાં એ 'ફેશનેબલ' પ્રજા જ આજે પ્રથમ નંબર લઇ જાય છે. નૈસર્ગિક માનવ આકાર પર માનવીએ જેટલી કૃત્રિમ સુંદરતા વધારી તેટલી જ હદે કામતૃપ્તિની લાલસા વલખાં મારવા લાગી છે.

આ અરસામાં લગ્નસંસ્થાએ પ્રવેશ કર્યો, અને તે સાથે જ જગત પર વેશ્યાનો જન્મ થયો. અમુક પુરૂષોએ અમુક સ્ત્રીઓ પર હક્ક કરવા માંડયા. અમુક સ્ત્રીઓએ પણ અમુક પુરૂષો પર હક્ક જમાવ્યો. તે વખતે એક એવો પુરૂષ વર્ગ રહી ગયો હશે

કે જેને કોઈ સ્ત્રીએ નહિ સ્વીકાર્યો હોય. અને સ્ત્રીનો પણ એક વર્ગ રહી ગયો હશે કે જેને કોઈ પુરૂષે નહિ સ્વીકાર્યો હોય. સ્વાભાવિક છે કે તે તિરસ્કૃત વર્ગ અસંતોષી જ રહે. અને અસંતોષી, સંતોષ મેળવવા વલખાં મારે એ માનવ સ્વભાવ છે. તેઓ લગ્નસંસ્થાની શરૂઆત પછી પણ મુકતવિહારમાં માનતાં હશે. લગ્નસંસ્થા શરૂ થયા પછી પુરૂષ સ્ત્રીને દબાવતો આવ્યો છે. આખી જાતિને હાથ નીચે રાખવા પરિણીત પુરૂષવર્ગે અપરિણીતોને સંતોષ્યા હશે. એક સ્ત્રીને બે–પાંચ પતિ હતા તે કદાચ આ અરસામાં જ હશે. તે વખતે સ્ત્રીઓનો એક ભાગ અસંતોષનાં વલખાં મારતો રહી ગયો હશે. આ વર્ગ યેનકેન પ્રકારેણ સંતોષ માટે પ્રયત્નો કરતો હશે; પુરૂષજાતિને તેના વાડામાંથી પોતાના તરફ ખેંચતો હશે. પોતાના વાડામાં ભાગલા પડતા અટકાવવા પુરૂષોએ પેલી સ્ત્રી જાતિને 'વેસ્યા'ના નામથી તિરસ્કારી હશે. તેની સાથેના સંબંધને તિરસ્કારવા 'વ્યભિચાર' શબ્દની યોજના પણ એ લોકોના હાથે જ થઇ હોવી જોઇએ.

પુરૂષ જાતિના અન્યાયથી કે તે વર્ગ તરફના કોઈ પણ અસંતોષથી કંટાળી સ્ત્રીઓ આ વર્ગમાં ઉમેરાયા જ કરી હશે. પુરૂષે સ્ત્રીને અને સ્ત્રીએ પુરૂષને વફાદાર રહેવું એવા નિયમો ઘડાયા છે; એવાં અનેક ધર્મસૂત્રો રચાયાં છે. તે સારાં છે કે ખરાબ એ ચર્ચાનો વિષય છે. છતાં પચાસ ટકા પણ એ સૂત્રને પાળી શકે છે એમ કોઈ સાબિતિઓ સાથે બતાવી શકશે? એ ધર્મ સૂત્રો, સૂત્રો જ રહ્યાં છે. પુરૂષ જાતિ આજે સ્ત્રી પર રાજ્ય કરે છે. પુરૂષને ગમે ત્યાં ભટકવાની છૂટ છે, સ્ત્રી તેની કેદી છે. તેના પર અનેક પ્રકારના બોજા નાંખી દાબી દેવાય છે. એકપતિવ્રત આજે તેનો પ્રથમ ધર્મ મનાય છે. સામા વર્ગના અનેક અન્યાયો તેને સહન કરવા એ તેનું જીવનવ્રત ગણાય છે. તેનો એક પણ અન્યાય તેને નર્કની ખીણમાં ધકેલી

દે છે. પુરૂષ તેમાં જરાયે દયા વાપરતો નથી. આવા અન્યાયોથી કંટાળી ગયેલી સ્ત્રીને પેલો 'વેશ્યા' વર્ગ સ્વીકારે છે, કે જે વર્ગે હજી સુધી પુરૂષની બેડીઓ પહેરી નથી; બલ્કે હજાર પુરૂષોને પોતાના ચરણમાં શિર ઝૂકાવતા કરી મૂકયા છે.

શારીરિક નૈસર્ગિકતાનો આજે ધ્વંશ ગઇ ગયો છે. જગતમાં શિષ્ટતા સાથે ફેશને પ્રવેશ કર્યો છે. અને એ ફેશનની સાથે જ સ્ત્રી અને પુરૂષ બંનેમાં ભ્રમરવૃત્તિ પણ વધી ગઈ છે. એ વધેલી વૃત્તિને દબાવી દેવા સ્ત્રીને ફરજ પાડવામાં આવી છે. ગૃહિણીના સ્વાંગમાં રહેલી સ્ત્રીની ભ્રમરવૃત્તિને દબાઈ ગયે જ છૂટકો થાય છે. પણ પુરૂષ સ્વતંત્ર છે. પોતાની એ વૃત્તિને સંતોષવા તે અનેક જગ્યાએ રખડવા છૂટો જ છે.

અસંતોષીઓને સંતોષવા પ્રયત્ન કરતી, અને પોતે પણ સંતોષ પામતી, એ રમિલાને, તેના સ્થાનેથી ભ્રષ્ટ કરવામાં મેં સારૂં યે શું કર્યું હતું? મારે એમાં ગર્વ લેવા જેવું યે શું હતું? તેના જીવન માટે મને શા માટે આટલી બધી કાળજી રાખવાની ભાવના થઈ આવી તેનો ઉકેલ હું ન કરી શકયો.

હું નૈરોબી પહોંચ્યો. ઊતરવાની વ્યવસ્થા આગળથી જ કરી રાખી હતી. ગાડી આવતી કાલે સવારના દસેક વાગે આવવાની હોવાથી મારે આજનો દિવસ આરામ જ કરવાનો હતો.

બીજે દિવસે ગાડી આવવાના વખત કરતાં અર્ધો કલાક વહેલો હું સ્ટેશને પહોંચ્યો. પ્રતીક્ષા કરીને આંખો થાકી ગઇ. જેની જેટલી વધારે પ્રતીક્ષા કરવામાં આવે છે તે તેટલું જ વધારે મોડું થતું લાગે છે. છેવટે ગાડી આવી.

બારી બહાર ડોક લંબાવી હિમાદ્રિ ઊભી હતી. તેને એકજ વખત જોવા છતાં હું તેનો ચહેરો ભૂલી શકયો ન હતો. જીવનમાં એકજ વખત જોવા છતાં સદાને માટે યાદ રહી જાય એવા

કેટલાક ચહેરા દરેકના જીવનમાં આવી જાય છે. તરતજ મેં હિમાદ્રિને ઓળખી કાઢી. ઉતાવળો હું તે ડબા નજીક પહોંચ્યો. ગાડી થોભી. નલિન અને કિશોરીએ પણ બારીઓમાંથી બહાર જોયું. સામાન ઊચકવા માટે હું બૉય સાથે લાવ્યો હતો. ડબામાં ચઢી સામાન ઉતારવાની મેં તેને સૂચના કરી, હું પણ તેની પાછળ ઉપર ચઢયો.

'આવી પહોંચ્યો છે ને?' મને જોતાંજ નલિને પૂછ્યું.

'નમસ્તે.'

કિશોરીએ હાથ જોડી મને નમસ્કાર કર્યા. અમારા બંનેની આંખ મળી. તેણે નીચું જોયું. કિશોરી કદી શરમાતી નહિ, આજે તેના મુખ પર શરમની ટશરો ફૂટવા લાગી; મેં પણ તેને સામા નમસ્કાર કર્યા.

હિમાદ્રિએ મને 'નમસ્તે' કહ્યું. બે હાથ જોડયા અને હું તેના તરફ જોઉં તે પહેલાં તો ખડખડાટ હસતી તે ચકરડી ખાઈ અવળી ફરી ગઈ.

ડબામાંથી અમે નીચે ઊતર્યાં. કમ્પાલાનું નવું સ્ટેશન નહોતું બંધાયું ત્યારે, નૈરોબી તે રેલ્વેનું પ્રથમ નંબરનું સ્ટેશન ગણાતું. આજે પણ માનવમેદનીમાં નૈરોબી પ્રથમ નંબર લઈ જાય છે. સામાન બૉયને સોંપી અમે ચાલ્યાં. માનવમેદનીમાં એકદમ રસ્તો મેળવવો સ્હેલો નહોતો. હું આગળ ચાલ્યો, હિમાદ્રિ મારી પાછળ, પછી કિશોરી અને છેલ્લો નલિન, એ પ્રમાણે અમે સ્ટેશનની બહાર નીકળ્યાં.

હું મોટર લઇનેજ આવ્યો હતો. બધાંને મોટરમાં ગોઠવી મેં નૈરોબી શહેર તરફ હંકારી મૂકયું.

'અહીંયાં જ શહેર જેવો કંઇક ભાસ થાય છે.' નલિને મને કહ્યું.

'આખા પૂર્વ આફ્રિકામાં મોટામાં મોટું આટલું જ શહેર છે.' મેં તેને સમજાવ્યું.

'મુંબઇ જેવડું હશે કે તેથી અડધું ?'

પાછળની બેઠકમાં બેઠેલી હિમાદ્રિ બોલી ઊઠી. હું હસી પડયો.

'મુંબઇથી તો કંઇક નાનું.' મેં કહ્યું.

'કેવડું ? આવડું ?' હાથનો ખોબો બતાવતાં તેણે પૂછ્યું.

હું પુનઃ હસી પડયો. કિશોરીએ ચૂપ રહેવા તેને હાથની ટકોર કરી, તે હું 'બેક-મિરર'માંથી જોઇ શકયો.

'હિમુ, તું એને ખીજવતી નહિ હો !' નલિને મારી બીક બતાવવા માટે હિમુને કહ્યું.

'નહિ તો શું કરી નાંખશે ?' હિમુએ પૂછ્યું.

'અનુભવ થશે એટલે ખબર પડશે.'

'તું ચૂપ રહીશ ?'

કિશોરીએ હિમુને ધમકાવી. ઘડીભર તે ચૂપ થઇ ગઇ.



# મ્હારી રાધા

'આ બહુ મોટું એમનું શહેર; જોયું ન હોય તો ?' હાથના ચાળા કરતાં હિમાદ્રિ બોલી.

'કેમ તને ન ગમ્યું ?' મેં પૂછ્યું.

'આમાં ગમવા જેવું છે ય શું ?'

'કેમ ?'

'મુંબઈના એકાદ રસ્તા જેવડુંયે નથી.'

'તું હજી બધે ફરી નથી, એટલે એમ લાગે છે.'

'એમાં ફરવા જેવું યે શું છે ? જ્યાં જાઓ ત્યાં કાળા ને ધોળા જ માણસો જોવાનાં મળે !'

'તારે કેવા જોવા છે ?'

'હબસી જેવા.'

'તું હબસી જોવા આવી છે ?'

'હા. મેં તો ધારેલું કે મોટા મોટા દાંત-વાળા રાક્ષસો હશે !'

'હિમુ, તું એનું મગજ ફોલી ખાવા આવી છું!' નલિન, અમારી નિરર્થક લાગતી વાતથી કંટાળીને બોલી ઊઠયો.

'તો મૂગી થઈ જાઉં?'

'હા.'

'હમણાં તો તમે કહેતા હતા કે, કોઈની જીજ્ઞાસા પર કાપ મૂકવો એ અન્યાય છે.'

'પણ તારી જીજ્ઞાસાને હદ નથી તેનું શું?'

'તમે એમ કયાં કહ્યું હતું કે હદ વિનાની જીજ્ઞાસા પર કાપ મૂકવો એ ન્યાય છે?'

'એને બાંધવી મુશ્કેલ છે!' કિશોરી વચમાં બોલી.

'બોલવામાં ન બંધાવાના વકીલ પૈસા લે છે.' હિમુએ કિશોરીને પણ જવાબ દઈ દીધો.

બોલવામાં હિમુ બહુ ચબરાક હતી; તેના બે જ દિવસના પરિચયમાં હું તે જોઇ શકયો હતો. ચબરાક મનુષ્યો હોશિયાર હોવાજ જોઇએ એવો કોઇ નિયમ નથી. છતાં હિમુ ચબરાક હતી તેટલી હોશિયાર પણ હતી. શરમ જેવી વસ્તુને તે ભાગ્યેજ કોઇક વખત પિછાનતી હશે. મારી સાથેના બિલકુલ પરિચય વિના પણ તેણે મારી સાથે છૂટથી બોલવાનું શરૂ કરી દીધું હતું. સોળ–સત્તર વર્ષની ઉંમરે પહોંચેલી કન્યાઓ પોતાને ઉંમરલાયક મોટી થઇ ગયેલી માને છે. આ માન્યતા સાથેજ શરમનું એક વાદળ તેમના મુખ પર ઝઝૂમતું જ રહે છે. હિમુની ઉંમર લગભગ એટલીજ ગણાય. હાઇસ્કૂલનાં છેલ્લાં વર્ષમાં અથવા કોલેજ જીવન દરમિયાન, છોકરાઓના સંસર્ગમાં આવતી કન્યાઓ શરમની અમુક હદને વટાવી જાય છે–વટાવી જવું પડે છે. હિમુ કોલેજના પ્રથમ વર્ષમાં હતી. કદાચ તેથીજ તે અજાણ્યાથી શરમાતી કે ગભરાતી

નહિ હોય, અથવા વંશપરંપરાનો ગુણ પણ ઊતરી આવ્યો હોય. વારાંગના જીવનમાંથી જ પસાર થતાં તેનાં પૂર્વજોએ શરમને તિલાંજલિ જ આપી હશે; તે સિવાય તેમના જીવનમાં તેઓ સફળ પણ ન થઈ શક્યાં હોત.

'રશ્મિભાઈ, તમારૂં કમ્પાલા પણ આવું જ છે ને?'

હિમુએ મને પૂછ્યું. આવી તે દિવસે તે મને રશ્મિકાન્ત કહીને બોલાવતી. પરંતુ કિશોરીની ટકોર પછી તેણે મને રશ્મિ-ભાઈ કહેવાનું શરૂ કર્યું હતું.

'આથીયે નાનું.' મેં કહ્યું.

'કેવડું?'

'તું કદ પૂછે છે?'

'હા.'

'મેં માપ્યું નથી.'

'તમેયે કંટાળ્યાને?'

'ના.'

'તો સીધા જવાબ કેમ આપતા નથી?'

'તું સીધા પ્રશ્ન ક્યાં પૂછે છે?'

'હેમુ, તું ચૂપ રહેશે? આટલું બધું બોલ બોલ કરતાં તને કંટાળો પણ આવતો નથી?' કિશોરી બોલી ઊઠી.

'બસ. હવે ચૂપ રહું. કોઇ બોલાવે તોય ન બોલું.'

કૃત્રિમ ક્રોધની છાયા મુખ પર લાવી, અમારા બધાંથી તેણે પોતાની ખુરશી અવળી દિશામાં ફેરવી દીધી.

'રશ્મિ, અહીંથી હવે ક્યારે ઊપડવું છે?' નલિને મને પૂછ્યું.

'તમારાં બધાંની ઇચ્છા થાય ત્યારે.'

'ગાડી તો દરેક ત્રણ દિવસે જાય છે ને?'

'આપણે 'કાર'માં જ જવાનું છે.'

'કારમાં જવાનું છે?'

હિમુ બોલ્યા સિવાય ન રહી શકી.

'કેમ બોલી? રિસાઈને બેઠી હતી ને!' નલિને કહ્યું.

'હું રશ્મિભાઈને પૂછું છું.'

'તને કારમાં મઝા પડે છે?' મેં પૂછ્યું.

'લાંબી મુસાફરી કરી નથી. કરી જોઉં, પછી જવાબ આપું.'

'તારે નૈરોબીમાં કંઈ કામ બાકી રહે છે?' નલિને મને પૂછ્યું.

'મારે કંઇ કામ હતુંયે નહિ. તમને લેવા જ હું અહીં આવ્યો હતો.'

'તો આજેજ ચાલોને ઊપડી જઇએ. તમને કાર ચલાવતાં પણ સરસ આવડે છે. મને શીખવજો રસ્તામાં.'

હિમુ અધિરાઈથી બોલી ઊઠી.

'રશ્મિ, એના હાથમાં કાર આપીશ તો પસ્તાવું પડશે.'

'કેમ?'

'એને જ પૂછને?'

'એમાં પૂછવાનું શું? મોટીબહેનનો ડ્રાઈવર આવ્યો નહોતો. મેં કહ્યું ચાલો હું ચલાવી લઉં. ગેરેજમાંથી કાઢતાંજ મોટર અથડાઈ ભાગી પડી. એમાં મારો શું દોષ?' હિમુએ કહી નાખ્યું.

'કંઈ નહિ, ભાગી જાય તો. હું તને શીખવાડીશ, પણ રસ્તામાં નહિ. કમ્પાલા પહોંચ્યા પછી.'

નલિનને હરાવ્યો હોય તેવી એક દ્રષ્ટિ તેના પર નાખી હિમુ ખુરશી પરથી ઊભી થઇ ગઈ. બહાર એક નૅટિવ વાત

કરતો હતો તેમાં તેનું ચિત્ત ગયું. નૅટિવની ભાષા સાંભળવામાં તેને બહુ મઝા પડતી અને છેવટે ખડખડાટ હસી પડતી.

'કિશોરી, તું તો બોલતીજ નથી?'

નૈરોબીના વસવાટ દરમ્યાન બબ્બે દિવસથી લગભગ મૂગી જ રહેલી કિશોરીને પૂછ્યા વિના મારાથી ન રહેવાયું.

'શું બોલે? હિમુ અને તમે વાતમાંથી ફુરસદ જ ક્યાં મેળવો છો?'

કિશોરીનું કહેવું ખોટું પણ નહોતું, હિમાદ્રિ સાથેની લમણા-ઝીકમાંથી હું પરવારતો પણ નહોતો. છતાં મારી સાથે બોલવામાં તેને કંઈક ક્ષોભ થતો હોય એ હું જોઈ શકતો. મુંબઇમાં મારા કરેલા અપમાન માટે કદાચ પસ્તાવો પણ થતો હોય. પોતાના એ વર્તન માટેજ કદાચ ક્ષોભ આવતો હોય?

તેણે મારા સામું જોયું; મેં તેના સામું જોયું. આંખો મળતાં અમે બંને શરમાયાં. કિશોરીએ તરતજ નજર ખસેડી લીધી. નલિને અમારૂં આ દૃગમ્મિલન જોયું હશે. તે ઊઠ્યો. હિમુને લઇને ખંડની બહાર નીકળી ગયો. મકાનની આજુબાજુ ઉછેરેલા ગુલાબના છોડને, અને તે પર આવેલા મોટાં મોટાં ફૂલને નિરખવામાં બંને રોકાયાં.

* * * *

'મારા પ્રત્યે તિરસ્કાર આવે છે નહિ?' મેં કિશોરીને પૂછ્યું.

'ના, તિરસ્કાર આવવા જેવું તમે કર્યું પણ શું છે?'

'મુંબઈનું મારૂં વર્તન ઘણુંજ અયોગ્ય હતું.'

'ના.'

'તું ગુસ્સે નહોતી થઇ ગઇ?'

'તે માટે બીજે જ દિવસે એક માફી-પત્ર લખ્યો હતો, પણ તે પોષ્ટ ન કરી શકી. જીંદગીમાં માફી માગવાની આદત પડી નથી. એવી આદતની ઇચ્છા પણ નથી.'

'તને તો ખરાબ લાગ્યું જ હતું.'

'ઘડીભર. રાધિકા સાથેનું કૃષ્ણનું વર્તન ખરાબ હોઈ શકે જ નહિ, તે પછીથી સમજાયું.'

'કિશોરી, તું મને કૃષ્ણ માની બેઠી છે ?'

'અને મને રાધા.'

'તારી ઘેલછાને પણ હદ નથી.'

'કેમ ?'

'તારૂં જીવન-ધ્યેય ભૂલી તો નથી ને ?'

'અને ભૂલીશ પણ નહિ.'

'તો મિજલસોમાં જવાનું, બેઠકો કરી નૃત્ય-ગાન કરવાનું કેમ છોડી દીધું ?'

'તેને લાયક માણસો મને નથી મળતાં.'

'વારાંગનાને લાયકાતનું માપ કાઢવાનો હક્ક નથી.'

'એ એકપક્ષીજ નિર્ણય છે.'

'તારે નૃત્ય-ગાન પરના ધન સાથે કામ છે; તે આપનારની લાયકાત સાથે નહિ.'

'તમારી આ માન્યતા મને આદર્શ વારાંગના નહિ બનાવી શકે. ધન અને કળા એ ભિન્ન અને વિરૂદ્ધ તાલો છે.

'તું વારાંગના નહિ બની શકે.' એક નિશ્વાસ નાંખી મેં કહ્યું.

'હું હજીયે વારાંગના છું. મારાં નૃત્યગાન હજીયે ચાલુ જ છે. હું હજીયે બેઠક કરૂં છું, પરંતુ એ બેઠકમાં અને તમારી કલ્પનામાં ફેર છે. એ બેઠકમાં આવવા માટે હું ત્રણજ માણસોને છૂટ આપું છું; મારા પિતા, મારાં માતા અને મારા કૃષ્ણ. એ

ત્રણ સામે જ હું નૃત્ય કરૂં છું. એ ત્રણને જ મારા કંઠમાંથી રેલાતું ગીત પાવાની મને તમન્ના છે. હું નૃત્ય પણ કરૂં છું. તે દિવસે તમે તો તે જોયું ને? સાધારણ મનુષ્યોની બનેલી બેઠકમાં મારાથી એ નૃત્ય થાય? મને ખાત્રી નથી કે હું એટલું સારૂં નાચી શકું! ભોક્તા વિના અર્પેલી કળાનો ધ્વંશ જ થાય. મ્હારી એ કળાનો નાશ કરવા હું તૈયાર નથી.'

'આદર્શ વારાંગના બનવા માટે આ વિચારો વિક્ષેપરૂપ જ છે. કિશોરી, તું માર્ગ તો નથી ભૂલતી ને?'

'માર્ગ નથી ભૂલતી એની ખાત્રી છે.'

'તારા પિતાની છેલ્લી ઇચ્છાને વિસરી તો નથી ગઇ ને?'

'ના. અને ભૂલું તો તમે યાદ દેવરાવનાર તો છો?'

'હું પણ તને આદર્શ વારાંગના જોવાજ ઇચ્છું છું.'

'મારી પણ એજ તમન્ના છે.'

'મને તું આડે માર્ગે જતી લાગે છે.'

'એટલે? તમે એમ માનો છો કે હું ચારિત્ર્યભ્રષ્ટ થઇ જઇશ?'

'નહિ. તું એકજણ પાછળ જ ઘેલી થઈ જઈશ.'

'તમારી પાછળ, એમને?'

કિશોરી સહેજ હસી. લાંબે સમયે આજે મેં તેને પુનઃ હસતાં જોઇ. ઓષ્ટમાં આવેલા સ્મિતને દબાવી દઇ હું મૌન રહ્યો. 'તેમ હોય તોયે શું ખોટું છે? કૃષ્ણ પાછળ ઘેલી બનેલી રાધાને આજે આખું જગત પૂજતુ નથી?'

'મારી પાછળ ઘેલી બનવામાં, તું ધ્યેયને ગુમાવીશ.'

'તમે એમ કેમ માની બેઠા છો કે હું ઘેલી બની છું?'

'તું અહીં આવી તેથી.'

'આવી એ ખરાબ કર્યું?'

'મારે માટે આવી હોય તો ખરાબજ.'

'તમારે માટે એટલે? તમને લઈ જવા? તમારી સાથે લગ્ન કરવા? તમે શું કહેવા માગો છો એજ મને નથી સમજાતું. લગ્નની હું વિરૂદ્ધ છું, એ તમે જાણો છો? લગ્નસંસ્થા સાથે મને વેર છે, એ તમે નથી જાણતા? તમને લઈ જવામાં મને સ્વાર્થ શું છે? તમારા જીવનને મારી પાછળ વેડફાતું જોવા હું તૈયાર નથી. રાધા અને કૃષ્ણ વચ્ચેનો સંબંધ તમે જાણો છો? કૃષ્ણને શોધવા રાધા અનેક વનોમાં રખડતી-રવડતી, અનેક કષ્ટો સહર્ષે વેઠતી. રશ્મિકાન્ત, હું તમને કેટલા વખત સમજાવું? તમે મારા કૃષ્ણ છો!'

હું ચૂપ રહ્યો. કિશોરીનો, મારા વર્તન માટેનો ખેદ લય પામ્યો હતો. તે વખતનો ક્રોધ શાન્ત પડી ગયો હતો. કિશોરી પહેલાંની કિશોરીજ હતી, એમ જાણી મને સંતોષ થયો.

કિશોરીને રાધા બનવાના કોડ જાગ્યા હતા. તે મને કૃષ્ણ બનાવવા માગતી હતી. મને હજી પણ એ નહોતું સમજાતું કે કિશોરીને એ ઘેલછા શા માટે ઉદ્ભવવી જોઇએ? કૃષ્ણ અને રાધાના સંબંધનો હું ઊંડો અભ્યાસી નથી. એમના એ સંબંધમાં એવું તે કયું તત્વ હતું કે કિશોરીને તે આટલી હદે આકર્ષી શકે? વિજાતીય આકર્ષણ ભગવાન શ્રીકૃષ્ણ પણ નથી ત્યાગી શકયા. રાધા અને કૃષ્ણના એ આકર્ષણમાં કોઈ વિશુદ્ધ તત્ત્વ હશે, ન હોત તો તે આકર્ષણ આટલું આદરપાત્ર ન બનત; છતાં જગતનું પ્રત્યેક માનવી રાધા-કૃષ્ણનો સંબંધ રાખીને જીવે એવું કેટલાને ગમે છે? કેટલાં એવું જીવવા તૈયાર બને છ? કિશોરીને શા માટે એવી ઘેલછામાં પ્રવેશવા દેવી જોઈએ?

'તમને તે દિવસે ઘણું ખરાબ લાગ્યું નહિ ?' થોડીવારે કિશોરીએ મને પૂછ્યું.

'ખરાબ લાગ્યું હોય તો પણ હું તેને યોગ્યજ હતો એમ મને પાછળથી સમજાયેલું.' મેં જવાબ આપ્યો.

'મને આશા હતી કે તમે પાછા આવશો.'

'જરૂર આવત, પરંતુ એટલી લાયકાત મેળવીને: તારી કળાનો ઉપભોગ કરી શકું, એટલી યોગ્યતા મેળવીને.'

અમારી વાત આગળ લંબાત, પણ એટલામાં હિમાદ્રિ ત્યાં આવી પહોંચી. હૃદયના ઊભરા અમે બંનેએ દબાવી રાખ્યા.

'રશ્મિભાઇ, તમને આ લોકોની ભાષા આવડે છે ?' હિમુએ મને પૂછ્યું.

'હા,' મેં જવાબ આપ્યો.

'મને શીખવશો ?'

'શા માટે નહિ ?'

'તો આજે પહેલો પાઠ શીખવો.'

હિમુ નૅટિવોની ભાષામાં બહુ રસ લઈ રહી છે, તે હું જોઈ શક્યો.

'તેનો પાઠ તો હું યે નથી ભણ્યો. અને છતાં એ લોકો સાથે કામચલાઉ ભાષાથી ચલાવી લેતો. હિન્દથી આફ્રિકામાં આવી વસનાર ભાગ્યેજ એ દેશની ભાષા અને સંસ્કૃતિમાં ઊંડા ઊતરવાની તકલીફ લે છે. આફ્રિકાનાં શહેરોમ મોટો ભાગ હિન્દીઓનોજ છે. વેપારી વર્ગ પણ મોટો ભાગ હિન્દીઓનોજ બનેલો છે. છતાં તેમાંથી એક પણ માણસ ભાગ્યેજ એવો મળી આવશે કે, જેણે શાસ્ત્રીય રીતે એ લોકોની ભાષાનો અભ્યાસ કર્યો હોય. ભાગ્યેજ કોઈએ તેઓની સંસ્કૃતિમાં ચંચૂપાત

પણ કર્યો હોય. હું તો એમ માનું છું કે એવો એક પણ હિન્દી ભાગ્યેજ મળે, જે વ્યાકરણની દ્રષ્ટિએ એ લોકોની ભાષા કે ઉચ્ચારો શીખ્યો હોય. જે દેશમાંથી અઢળક પૈસા લઈ જવાની ઇચ્છા છે, જીવનનો મોટો ભાગ એ દેશમાંજ જેઓને ગાળવો હોય છે, તેઓ પણ ભાગ્યેજ તે દેશના જીવનમાં બારિકાઈથી ઊતરતા લાગે છે. આજે વર્ષો વીત્યાં, આફ્રિકા અને હિન્દીઓને સંબંધ છે, નવા આવનાર માણસની સુગમતા માટે અથવા જૂના-ઓની મદદ માટે એ ભાષાનો શબ્દકોષ કોઇ હિન્દીઓએ બનાવ્યો નથી. અરે, તે દેશના જીવનમાં ઊંડે ઊતરતી એકાદ નવલિકા પણ સંપૂર્ણ કાળજીથી લખાઈ જોઇ નથી!'

'તો તમે શી રીતે શીખ્યા?' હિમુએ મને પૂછ્યું.

'અનુભવ અને ઉત્કંઠાથી.'

'પણ તેની કોઈ એ. બી. સી. ડી. તો હશેને?'

'એ. બી. સી. ડીઃ અંગ્રેજી.'

'એ તો મને આવડે છે.'

'બસ, તો ઉત્કંઠાથી એ લોકો બોલે તે સાંભળ્યા કર.'

'એટલે આવડી જશે?'

'હા, બોલતાં આવડી જશે.'

'અને લખતાં?'

'તે ઉચ્ચારો પ્રમાણે અંગ્રેજી લિપિના અક્ષરોથીજ લખી શકાય, એ કોઈ મોટી વાત નથી.'

'પણ વ્યાકરણ કેમ આવડે?'

'વ્યાકરણ વિના ભાષા ન શિખાય એમ કોણ કહે છે?'

'તમે વ્યાકરણ વિના શીખ્યા છો?'

'હું નથી ધારતો કે કોઈ વ્યાકરણની મદદથી શીખ્યો હોય.'

'હું તો વ્યાકરણ સાથેજ શીખીશ.'

'હિમુ, તું બહુ જક્કી છે. તારે અહીં કેટલો વખત રહેવું છે ? ભાષા શીખવા કરતાં બીજું ઘણું શીખવાનું છે.' કિશોરીએ ગંભીરતા ધારણ કરી કહ્યું.

'પણ ભાષા વિના બીજું બધું શી રીતે શિખાય ?'

'આંખોથી જોઈને.'

આંખોથી જોઈને મેળવેલું જ્ઞાન ઘણી વખત ભાષા દ્વારા મેળવેલા જ્ઞાન કરતાં ટપી જાય છે.

'કોઈ બોલતું હોય તે આંખોથી શી રીતે સંભળાય ?'

'સંભળાય નહિ તો સમજાય તો ખરું ને ?'

'આંખોથી સમજાય ?' હિમુ ખટખડાટ હસી પડી.

'એનું નામજ ચાલાકીને !'

કિશોરીએ કહ્યું. કિશોરીનું કહેવું અસત્ય પણ નહતું. તેના પેઢીગત ગુણોમાં આ એક મુખ્ય ગણાતો ગુણ હશે. જોતાંજ માણસને ઓળખી જવાની આવડત વારાંગનામાં વિશેષ હોય એ સ્વાભાવિક છે. હિમુ તેનાથી અજ્ઞાત હોય તે પણ અશક્ય ન હતું. પેઢીગત ઊતરતા ગુણોને કેળવવાથીજ તે ખીલી ઊઠે છે. હિમુએ પેઢીગત ગુણ–અવગુણની કલ્પના પણ નહોતી કરી; કરવાનો તેને અવસર પણ નહિ મળ્યો હોય.

એટલામાં નલિન અંદર પ્રવેશ્યો. તેના હાથમાં એક મોટું ગુલાબનું ફૂલ હતું. મુંબઇમાં ક્વચિતજ જોવા મળે તેવું મોટું એ ફૂલ હતું.

'કિશોરી, આ ફૂલ જોયું ?' તેણે ફૂલ કિશોરી તરફ ધરતાં પૂછ્યું.

'ઘણું મોટું છે ? ગુલાબ છે ને ?'

'હા, મુંબઇમાં આવું ફૂલ જોયું હતું ?'

'ના.'

'પણ એ નકામું છે ? એ મને ખબર છે ?'

'કેમ ?'

'કદમાં મોટું છે તેટલુંજ સુગંધીહિન છે.'

કિશોરીએ મારા તરફ નજર કરી. મારી નજર અનાયાસેજ તેના તરફ વળી. અમારા બંનેમાંથી કોણ મોટું છે એ નક્કી કરવાનો કદાચ તેનો આશય હશે. મોટાઇમાં આંતરિક સુગંધ તેના કદ પ્રમાણે ઓછીવત્તી હોય એમ કેટલાક અનુભવોએ મને પણ શીખવ્યું હતું. કિશોરીએ નજર ખસેડી લીધી. કોણ મોટું છે તે તેનાથી નક્કી ન થઇ શક્યું. અમને બંનેને મૂગા જોઈ નલિન મુઝાયો. બોલવામાં પોતે કંઈક ભૂલ કરી છે એમ તેને થઇ આવ્યું. વાતનો પ્રવાહ બદલવા તેણે મને પૂછ્યું:

'કેટલા વાગે ઊપડવું છે ?'

'હવે એકાદ કલાકમાં નીકળી જઈશું.'

'તો ચાલો તૈયાર થાવ બધાં. હિમુ તું કપડાં બદલી લે તો.'

'કપડાં બદલવાની જરૂર નથી. મોટરની મુસાફરીમાં નવાં કપડાં કદાચ બગડશે.' મેં કહ્યું.

ઉપયોગી સામાન સાથે રાખી, બાકીનો રેલ્વે રસ્તે કમ્પાલા રવાના કરી દેવાની ગોઠવણ મેં કરી રાખી હતી. બધાંનાં કપડાંનાં 'સ્યુટ કેસ' અને ચાર બ્લેંકેટ અમે કારમાં ગોઠવી દીધા. હું સ્ટીયરિંગ પર ગોઠવાયો. કિશોરી પાછળની બેઠકમાં બેઠી. નલિન મારી સાથે બેસવા આગળ વધ્યો કે તરતજ નીચે ઊભેલી હિમાદ્રિએ

પોતાનો વિરોધ જાહેર કર્યો. પોતે આગળની બેઠકમાંજ-મારી બાજુમાં બેસવાની છે, એ નિશ્ચય પણ આગળ ધર્યો. અને નલિન કારનો દરવાજો ખોલે તે પહેલાં તો તે આગળ વધી. દરવાજો ઉઘાડી મારી બાજુમાં તેણે સ્થાન લીધું. દરવાજો બંધ કર્યો. અને લશ્કરી ઢબે નલિનને પાછળની બેઠકમાં બેસવા હુકમ આપ્યો. બધાં ખટખડાટ હસી પડયાં.

'આગળ બહુ સ્વાદ છે?' મેં પૂછ્યું.

'હાસ્તો, જોવાની કેવી મઝા પડે?' તેણે જવાબ આપ્યો.

મોટર ઊપડી. નૈરોબીની હદ વટાવતાં સુધી સુંવાળા રસ્તા હતા. અને તે પછી ધીમે ધીમે રસ્તાની સુંવાળપ ખાડાટેકરામાં બદલાઇ જતી. નૈરોબીની આજુબાજુએ ત્રીસેક માઈલનો પ્રદેશ ઘણો ફળદ્રુપ છે. યુકેલીપ્ટસનાં ગગનચુંબી વૃક્ષોની હારો, રસ્તાની બાજુએ શાક-પાનના છોડવાઓની લીલોતરી, યુરોપિયન રહેઠાણોની આજુબાજુ ઊછેરેલાં રંગબેરંગી પુષ્પોનાં જૂથ, અને કોફીનાં સુવ્યવસ્થિત ખેતરો જોતાં આંખ ઠરતી. નવો આવનાર માણસ કદાચ ભ્રમમાંજ પડી જાય કે, આખો પ્રદેશ આવો લીલોછમ અને ફળદ્રુપ હશે! પરંતુ થોડીજ લાંબી મુસાફરી કરતાં તેનો એ ભ્રમ ભાગી જાય છે. ઊંચાઊંચા પહાડો અને પાતાળ સાથે મળી જતી ખીણોને જોતાં નિરાશા ઊપજે છે. ખીણો અને પહાડોમાંથી પસાર થતો મોટરનો રસ્તો પણ શુષ્ક લાગે છે. આફ્રિકાના લોકોની અને પ્રદેશોની વાતોમાં હિમાદ્રિને બહુ રસ હતો. નલિન કે કિશોરી સાથે હું અન્ય કંઇ વાત કરતો તેમાંથી હિમાદ્રિ, મને ચપળતાથી પોતાની વાતમાં ઉપાડી લેતી. રસ્તો એટલી સરળતાથી કપાતો હતો કે તેની કોઈને ખબર પણ ન પડતી. વાતોમાં હું પણ એવો સંડોવાઈ જતો કે ગાડીની ઝડપનું પ્રમાણ ચૂકી જવાતું.

એસ્કાર્પમેન્ટની પહાડી ઊતરવાની હતી. બે માઈલનો ઢાળ છે. જમીનની સપાટીથી લગભગ ૫૦° ના ખૂણે પહાડી ઉપરથી

ઊતરવાનો રસ્તો બનાવ્યો છે. પહાડીની કિનાર, પર આવી મેં મોટર થોભાવી. દરવાજો ઉઘાડી હું નીચે ઊતર્યો. મારી સાથે હિમાદ્રિ પણ નીચે ઊતરી પડી.

'શું થયું ?' નિર્જન રસ્તામાં ગાડી ઊભી રાખી હોવાથી કિશોરીએ મને પૂછ્યું. ગાડી અસ્થાને ઊભી હોવાથી કંઇક ખરાબ થયું હોવાની તેને શંકા થઈ હશે.

'કંઇ નહિ. ઊતરો નીચે. જોવા જેવી જગ્યા છે.' મેં કહ્યું. નલિન તથા કિશોરી બંને ગાડીમાંથી નીચે આવ્યાં. રસ્તાની બાજુમાં પહાડીની બરાબર કિનાર પર એક મોટી શિલા પડી હતી. અર્ધો ભાગ જમીન પર હતો, બાકીનો અર્ધો ભાગ ખીણમાં ડોક નમાવી રહ્યો હતો. અમે તે તરફ ગયા. પત્થર પર ઊભા રહી આખી ખીણ જોઈ શકાય તેમ હતું. ખીણમાં ઊતરતો મોટરનો રસ્તો જોતાં ડર લાગે તેમ હતું. બરાબર કિનાર પાસેથીજ મોટરનાં પૈડાંને પસાર થવાનું હતું. શિખાઉ કે કાચો ડ્રાઇવર જો સહેજ ચૂકી જાય તો, મોટર ખાડીમાં પડતાં જરાયે વાર ન લાગે અને ખાડીમાં પડેલી મોટરનો એકકે ભાગ સાજો ન રહી શકે. અંદર બેઠેલાં જીવતાં જ ન રહે, તે ગમે તે માણસ કહી શકે.

'આ રસ્તેથી મોટર જવાની ?' કિશોરીએ સાશ્ચર્ય મને પૂછ્યું.

'હા,' મેં જવાબ આપ્યો.

'તમને બીક લાગે છે. મોટાંબહેન ?' હિમુ બોલી ઊઠી.

'હાસ્તો, બીક લાગે એવું નથી ?'

'ના, મને તો બીક ન લાગે.'

'કદાચ ગાડી ગબડી પડે તો ?'

'જોવાની કેવી મઝા પડે ?'

હું હસી પડયો, કિશોરી સ્હેજ ચિડાઇને તેનાથી બીજી બાજુ ફરી ગઇ. પહાડીની નીચે આવેલા ખીણના મેદાન તરફ નલિન જોઈ રહ્યો હતો. આટલા ઊંચા પહાડની મધ્યમાં લગભગ દોઢસો માઇલ ક્ષેત્રફળ ધરાવતું આ મેદાન કેમ બની ગયું ? નલિન કદાચ તેનોજ વિચાર કરતો હશે ? કિશોરી અને હિમુનું ધ્યાન પણ તે તરફ દોરાયું. મેદાનમાં ખાસ કંઇ જોવા જેવું ન હતું. સપાટ સૂકી જમીન, ખડકોમાંથી તૂટી પડેલા મોટા મોટા પત્થરો, નહિ જેવી લીલોતરીને અંગ પર લપેટતું એક નાનકડું ઝરણું, અને સર્વને ચીરીને સામી બાજુએ નીકળી જતો મોટરનો રસ્તો. ખીણની આ સમૃદ્ધિ આંખ ઠરવા જેવું સૌન્દર્ય ન ગણાય. પરંતુ હૃદયને ભારે બનાવે તેવી વિશાળતા અને નિર્જનતા જરૂર ઘડીભર થોભવાની ફરજ પાડે. વિશાળતામાં હૃદયને થોભાવી દેવાની શક્તિ છે. નિર્જનતા માનવ હૃદયને ગૂઢ બનાવી શકે છે, બંનેનો સંયોગ થતાં માનવીને હૃદય ભારે થયેલું માલમ પડે છે.

'આગળ વધીશું ?' મેં બધાને ઉદ્દેશીને પૂછ્યું.

'હા.' કિશોરીએ કહ્યું.

'થોડીવાર બેસીએ તો?' હિમુ બોલી.

'જમવાના વખતે નકુર નહિ પહોંચી શકાય.'

નકુર નામનું એક નાનકડું શહેર અમારા માર્ગમાંજ આવતું હતું. જમવાને વખતે ત્યાં પહોંચી શકાય તેમ હતું, એટલે મારા એક ઓળખીતાને તારથી ખબર આપી વ્યવસ્થા કરાવી રાખી હતી.

'એને એકલીને અહીં રહેવા દઇએ.' નલિને ધીમેથી કહ્યું.

'ભલે જાવ.'

હિમુએ બેપરવાહી જવાબ આપ્યો. તે જાણુતી હતી કે પોતાને મૂકીને કોઈ ચાલી શકે તેમ હતુંજ નહિ. સોએ સો ટકાની ખાત્રી ઉપર માનવી ઉપલકિયું બેદરકાર બની શકે છે.

અમે ત્રણે મોટરમાં ગોઠવાયાં એટલે ન છૂટકે હિમુને અમારી પાછળ ધસડાવું પડયું. 'ગીયર' માં નાંખી મેં મોટરને પહાડીમાં ઊતારવા માંડી. બહુજ ધીમેથી હંકારવા છતાં કોઇક વખત હું જરા ગભરાતો. થોડા વધારે વખતના ભોગે એ વાંકાચૂકા ઢાળના રસ્તાને વટાવી દીધો.

બરાબર સાડાબાર વાગે અમે નકુર પહોંચ્યાં.



# મૂંઝવણ

અમે ઍલ્ડોરેટ આવી પહોંચ્યાં. રાતના બરાબર નવ વાગ્યા હતા.

કિસુમુ થઇને કમ્પાલા જવાનો વિચાર મુલતવી રાખવો પડ્યો. નકુરૂથી ખબર મળેલી કે વરસાદને અંગે કિસુમુવાળો રસ્તો ખરાબ થઈ ગયો હતો. વર્ષાઋતુની અચોક્કસતા હોવાથી આ પ્રદેશોમાં કેટલીક વખત એક જ દિવસમાં ત્રણેય ઋતુઓના અનુભવ મળતા: સવારમાં સખત વરસાદ, બપોરે સખત તાપ અને રાત્રે સખત ઠંડી.

કેનિયાના મોટર રસ્તા પણ યુગાન્ડા જેટલા સારા નથી. વરસાદ હોય ત્યારે એ રસ્તાઓ પર મુસાફરી કરવી મુશ્કેલ બનતી. ઍલ્ડોરેટ થઇને કમ્પાલા જતો રસ્તો કંઈક સારો હોવાથી અમે તે પસંદ કર્યો હતો.

રમિલાના દરવાજા નજીક આવી મેં મોટર થોભાવી. હોર્ન વગાડી મારા આગમનની

તેને ખબર આપી. તરત જ તેણે દરવાજો ઉઘાડયો. મારી મોટર દેખતાં જ તે દોડી આવી.

'આવી પહોંચ્યાં ?'

તેણે પૂછ્યું. સાથેના મહેમાનોના ચહેરા જોવા તેણે પ્રયત્ન કર્યો. અંધારું હોવાથી તે તેમાં સફળ ન થઈ.

'હા,' તેના પ્રશ્નનો મેં જવાબ આપ્યો.

'રસ્તે કંઇ તકલીફ તો નહોતી પડીને ?'

'નહિ.'

અમે બધાં મોટરમાંથી નીચે ઊતર્યાં. રમિલાએ આગળ દોડી જઇ બહારનું લાઇટ કર્યું. ઘરમાં પેસવાનો રસ્તો પ્રકાશથી સાફ જણાયો. એકબીજાના ચહેરા ઓળખાય તેટલું અજવાળું થયું.

'આ તમારાં બહેન ?' ચૂપકીથી રમિલા તરફ તાકી રહેલી કિશોરીએ મને પૂછ્યું.

'હા.' મેં ઘણો જ ટૂંકો જવાબ આપ્યો.

'એમનું નામ ?'

'રમિલા.'

'રશ્મિ !—'

નલિન એકદમ બોલી ઊઠયો. આગળ બોલવાની તેની ઇચ્છાને તેણે એક પળમાં જ કચડી નાંખી. પળ માટે ધસી આવેલી ગભરાટની રેખાઓને એકદમ તેણે કાબૂમાં લઈ ઓસરાવી દીધી.

'કેમ, શું થયું ?' મેં તેને પૂછ્યું.

'સામાન મોટરમાં જ રાખવાનો છે ને ?'

સમયને યોગ્ય પ્રશ્ન પૂછી લેવામાં નલિન કુશળ હતો એમ હું સમજી શકયો. ગભરાટમાં બોલાયેલા શબ્દોમાં તદ્દન વાસ્તવિકતા લાવવી એ એક મુશ્કેલ કળા છે. નલિનનો ગભરાટ હું એકલો જ સમજી શકયો હતો.

'હમણાં બાય આવીને અંદર લઈ આવશે.' મેં કહ્યું.

હિમુ અમારી વાતમાં રસ ન લેતાં મકાનના દરવાજા સુધી પહોંચી ગઇ હતી. કિશોરીને આગળ ચાલવાની સૂચના કરી હું પણ ચાલ્યો. નલિન મારી પાછળ ઘસડાયો. અંદર પેસતાં જાણે ડર લાગતો હોય તેમ તેની આંખો પરથી હું સમજી શકયો.

નલિનનું નામ આવતાં રમિલા પણ ગભરાઇ હતી. રમિલાની ઝાંખી માત્ર થતાં નલિન પણ ડરી ગયો હોય તેમ લાગતું હતું. બીકને ન ઓળખનાર નલિનને આમ ગભરાઇ જતો જોઇ મને નવાઈ લાગી. અને એક વસ્તુ તારવી શકયો: નલિન અને રમિલા વચ્ચે કંઇક સંબંધ હશે. બંને એક બીજાથી ડરતાં પણ લાગ્યાં.

અંદર જઇ અમે દિવાનખાનાની ખુરશીઓમાં બેઠક લીધી. પાણીનો 'જગ' અને પ્યાલા, બૉય એક ટેબલ પર મૂકી ગયો. રમિલા બહાર ન નીકળી. અંદરના ખંડમાંથી નલિનના મુખ પર તાકીને તે જોઇ રહી હતી. મારી નજર તે બાજુ ગઈ. તે ખસી ગઈ.

હિમુએ પાણી પીવાની પહેલ કરી; પછી મેં અને કિશોરીએ પીધું. નલિને પાણી પીવાની ના પાડી હતી. રમિલાએ તેના એ નકાર પર ખાસ ધ્યાન આપ્યું હતું; મારી નજર બહાર તે નહોતું રહ્યું. રસોડામાં જઇ રમિલાએ સ્ટવ પેટાવ્યો. નજીક ઊભેલા બૉયને મોટરમાંનો સામાન લઇ આવવાની સૂચના કરી. ચા તૈયાર કરવામાં તે રોકાઈ પડી. સ્ટવનો અવાજ સાંભળી

હિમુ અને કિશોરી બંને ઊઠી અંદર ગયાં. સ્ત્રીઓમાં આ પ્રકારની એક શિષ્ટતાનું પાલન હજીયે કેટલીક જગ્યાએ દેખાય છે. યજમાનના કામમાં મહેમાન સ્ત્રીએ મદદ કરવી અથવા તે માટે આગ્રહ કરવો એ ખાનદાનીનાં લક્ષણોમાંનું એક હોવાનો કેટલાકનો દાવો છે. કિશોરી આવી શિષ્ટતાઓથી પરિચિત છે એ હું આજે જોઈ શક્યો.

'તમે બહાર જ બેસો, બહેન.' અંદરથી રમિલાનો અવાજ સંભળાયો.

'મદદ કરવામાં દૂબળાં ઓછાં પડી જવાનાં છીએ?' કિશોરીએ કહ્યું.

'પણ મદદની જરૂર જ નથી. ચા અને પરોઠાં બનાવતાં બહુ મહેનત નહિ પડે.'

'અમે તો બેસવાનાં જ છીએ.'

છેલ્લું વાક્ય હિમુ બોલી. તેની પાછળ રમિલાનો આછો હાસ્યધ્વનિ સંભળાયો. તે પછી પ્રશ્ન કે દલીલ ચાલતાં લાગ્યાં નહિ.

નલિન ખંડનું નિરીક્ષણ કરી રહ્યો હતો. દીવાલો પર ટાંગેલાં ચિત્રો જોવામાં તેનું ધ્યાન વધુ ખેંચાતું હતું; જાણે કોઈ વ્યક્તિની છબિને શોધતો હોય. પરંતુ દીવાલ પર કોઈ વ્યક્તિની છબિ જ નજરે નહોતી ચઢતી. ચારે ભીંતો પર થઈને લગભગ વીસેક ચિત્રો ટાંગેલાં હતાં. એ વીસમાંથી દસ ચિત્રો અને દસ ફોટોગ્રાફ (વ્યક્તિગત) હોવાનું સહેજે ધારી શકાય. સાધારણ કોટિનાં મકાનોની ભીંતો પર લટકતાં ચિત્રોનો છેવટે અર્ધો ભાગ ફોટોગ્રાફ નજરે પડે છે. પરંતુ રમિલાના સાધારણ કોટિના દિવાનખાનાની એ વિશિષ્ટિતા હતી. બધાં જ ચિત્રો પ્રકૃત્તિની અનુપમતાનાં વૈવિધ્ય દર્શાવનારાં જ હતાં. ચિત્રો પછી તેની નજર પુસ્તકોથી ખડકાયેલા એક 'બુક–કેસ' પર પડી. કટાક્ષથી તેણે તે

તરફ એક તીખી દ્રષ્ટિ ફેરવી. આંખને એકે ઝટકે તેણે ત્યાંથી ખસેડી લીધી. જાણે પુસ્તકો પ્રત્યે 'સૃજનજૂનું' વેર હોય! ટેબલ પર પડેલી સામગ્રીની દરેક વસ્તુ પર તેણે નજર કરી. અર્ધગૂંથેલા એક રૂમાલે તેને વધુ રોકયો. અણગમો આવતો હોય તેમ તેણે માથું નીચું નમાવી દીધું. ઠંડી સખત હોવાથી કપડાં બરાબર વ્યવસ્થિત કર્યાં. તેની બધી જ હિલચાલ હું જોઈ રહ્યો હતો.

'બહુ ઠંડી લાગે છે, કેમ?' તેનું મૌન તોડવા મેં પૂછ્યું.

મુઝાતા હૃદયનું મૌન, લાંબો સમય ટકાવવું હાનિકારક છે. વાચાના પ્રવાહથી હૃદય હલકું થઈ શકે.

'હા, અહીંઆં ઠંડીનું પ્રમાણ વધારે છે.' તેણે કહ્યું.

'છતાં આ જગ્યા તંદુરસ્તી માટે ઉત્તમ ગણાય છે.' મેં વાત લંબાવવાનો પ્રયત્ન કર્યો.

'મારાથી તો એક દિવસ પણ આ ઠંડી ન વેઠાય.' તેણે કહ્યું.

ઍલ્ડોરેટ છોડી બને તેટલો ઉતાવળે ચાલ્યા જવાનો તેનો ઈરાદો હું સમજી શકયો.

થોડો વધારે વખત પસાર થયો. બૉયે બેઠક ખંડમાં જ વચ્ચે એક મોટું ટેબલ ગોઠવ્યું. અને તે ફરતી ચાર ખુરશીઓ મૂકી દીધી. ચાર પ્યાલા અને પાણીનો 'જગ' પણ મૂકી દીધો. જમવાની તૈયારી હતી તે હું જોઈ શકયો. ચારજ ખુરશીઓ જોતાં એ પણ કલ્પી લીધું કે રમિલા અમારી સાથે જમવા બેસવાની નહોતી.

ચાનો સામાન, કાચની થાળીઓ, અથાણું વગેરે ચીજો હિમુ જ એકે એકે ટેબલ પર મૂકી ગઈ. રમિલા બહાર આવવાનું પસંદ નહોતી કરતી. કોઇથી પણ ન શરમાનાર રમિલા, નલિનને જોતાં આજે શરમાઈ ગઈ હતી, અથવા ડરી ગઇ હતી.

'ચાલો બેસી જાવ બધાં.'

બધાંને ઉદ્દેશી રમિલાએ કહ્યું. હિમુની દરેક બાબતમાં પહેલ હોય, એ નવિનતા નહોતી. અને તેને પગલે નલિન ચાલતો તે પણ વિશિષ્ટતા નહોતી. પરંતુ આજે નલિને હિમુનું અનુકરણ ન કર્યું. તેની જગ્યા મારે સાચવવી પડી.

'તમે કેમ બેસી રહ્યા, ભાઈ!'

હજી ખુરશીની પીઠ પકડી ઊભેલી કિશોરીએ નલિનને પૂછ્યું. માથામાં દર્દ થતું હોય તેમ બે હાથે માથું દબાવી, નીચું જોઈ નલિન બેસી રહ્યો હતો.

'મારી તબિયત ઠીક નથી.' નલિને જવાબ આપ્યો.

કિશોરી તરત જ તેની નજીક ગઈ. તાવની ગરમી જોવા તેણે તેના ગાલ પર હાથ મૂકયો.

'શરીર ગરમ નથી. તાવ નથી લાગતો.' તે બોલી.

'માથામાં દર્દ થાય છે.' નલિને કહ્યું.

'કદાચ અહીં શરદી વધારે છે, એટલે પણ હોય.'

'તો એક કપ ચા વધારે માગી લેજો.' હિમુ બોલી ઊઠી.

'મારી ઇચ્છા જ અત્યારે જમવાની નથી.'

'એકાદ પરોઠું ખાઈ લે.' મેં ટકોર કરી.

'બિલકુલ ઇચ્છા નથી.'

'એકલો ચા પી લો ચાલો, શરીરમાં ગરમી આવી જશે.' કિશોરીએ એમ કહેતાં નલિનનો હાથ પકડયો.

'તું એમ માને છે કે ખાવામાં મને શરમ છે?' નલિને કિશોરીને પૂછ્યું.

'મેં એમ ક્યારે કહ્યું?'

'તો તમે જમી લો. ઇચ્છા થશે તો હું સવારમાં માગીને ખાઇ લઇશ.'

બહુજ નમ્રતાપૂર્વક, મુખ પરના ભાવોને દબાવી દઈ, તેણે કિશોરીને સૂચના કરી. રમિલા અંદરના ખંડના બારણા નજીક, દિવાનખાનામાં જ ઊભી હતી. મહેમાનને જમવાનો આગ્રહ કરવાની પ્રથમ ફરજ યજમાનની હોય. રમિલા જાણીજોઇને પોતાની એ ફરજ ચૂકતી હતી. કિશોરીને તેના આ વર્તનથી કદાચ નવાઈ લાગી હશે. રમિલા, નલિનને આગ્રહ કરવા કંઈ બોલે તે માટે હિમુએ તેની તરફ બે–એક વખત નજર પણ કરી. પરંતુ તે કંઇ જ ન બોલી. ન તો નલિનના, ના જમવા માટે ખેદ બતાવ્યો, ખેદ થયો હોય તેવા ભાવ પણ તેના મુખ પર મને ન જણાયા. ભાવનાઓને કચડવાની કળા સમી, નિઃસ્પૃહભાવે આરસની પૂતળી પેઠે તે ઊભી હતી.

કિશોરીના આગ્રહનો અંત આવ્યો. નલિન પાસેથી આવી તે એક ખુરશી પર ગોઠવાઈ. રમિલાએ એક ઊંડો શ્વાસ લીધો. નલિન સામે એક નજર નાખી, ઉતાવળી તે અંદર સરી ગઇ.

રમિલાના આ વર્તન માટે મને ખેદ થયો. નલિન અને તેની વચ્ચે ગમે તે હોય; પરંતુ, કિશોરી અને હિમુની હાજરીમાં તેનું મૌન, મુખ પરથી ઉરાડી દીધેલું સ્મિત, અને આંખોમાં સદાએ આવકારની ભરેલી ભાવનાનો અભાવ એ કંઇક સૂચક હતું. લય અસ્થાને હતાં. કિશોરી અને હિમુને જોતાં જ રમિલા ગાંડી–ઘેલી બની જશે, કદાચ અમને મહામહેનતે પણ રોકાઈ જવાની ફરજ પાડશે. હાસ્યથી આખું મકાન ગજાવતી કોણ જાણે એ શુંયે કરી નાંખશે! મારી એ કલ્પનાઓ પર પાણી ફરી વળ્યું હતું. તે બધી આશાઓની જગ્યાએ હું અર્ધગંભીર અને કંઇક ગુપ્ત એવી રમિલાને જોતો

હતો. કલ્પનાઓના મહેલ વાસ્તવિક જગતમાં જમીનદોસ્ત થતાં જોઈ જે મૂંઝવણ થાય તેવી જ મૂંઝવણથી હું પીડાતો હતો. રમિલા પર મને ગુસ્સો પણ આવ્યો હતો. કિશોરીની જગ્યાએ તેણે જ નલિનને જમવાનો આગ્રહ કરવો જોઈતો હતો. તેની તે ફરજ તે જાણવા છતાં યે ચૂકી હતી.

જાણવા છતાં માણસ જીવનમાં કેટલી યે ફરજો અદા નથી કરતો. ફરજમાંથી ચૂકવા માટે પોતે પોતા પર ગુસ્સે થનાર ભાગ્યે કોઈ મળી આવે. બીજા પાસે ફરજ અદા કરાવવા માણસ જેટલો આગ્રહ રાખે છે તેટલો જ આગ્રહ પોતાની ફરજો અદા કરવામાં વપરાય તો જગતમાંથી ઘણા અનર્થો નાબૂદ થઇ જાય.

રમિલા એકલી મળતાં બે શબ્દો કહી નાખવાનો વિચાર કરતો હું જમવા માંડ્યો.

ઠંડી સખત હતી. હિન્દથી નવા આવનાર માણસ માટે એટલી ઠંડીમાં કંઇ પણ ઓઢયા સિવાય બેસી રહેવું મુશ્કેલ હતું. કિશોરી અને હિમુની કાયા ધ્રૂજતી હતી. નલિન પણ કોઇક વખત કમ્પારી અનુભવતો લાગતો હતો. સૂવાની વ્યવસ્થા જલ્દી થવાની જરૂરિયાત હતી.

જમીને અમે ખુરશીઓ પર ટૂંટિયાં વાળી બેઠાં હતાં. હું ઊઠયો. રમિલા અંદરના ખંડમાં ભીંત સાથે દેહ ટેકવી ઊભી હતી. એ ખંડમાં બત્તીના પ્રકાશનું પ્રતિબિંબ આવતું હોવાથી માનવાકૃતિ સ્પષ્ટ જોઇ શકાય તેમ હતું. મારો પગરવ સાંભળતાં તેણે માથું ઊંચું કર્યું. મને જોતાંજ અવળી ફરી તેણે આંખો સાફ કરી નાખી.

'રમિલા, અહીં એકલી કેમ ઊભી છે?' મેં પૂછ્યું.

'હવે પથારીઓ કરવી પડશે ને.' તે બોલી.

મારા પ્રશ્નનો જવાબ તેણે ડૂબાવી દીધો.

‘ ત્યાં સુધી ચાલ બહાર બેસ. ’

‘ ના, બૉય હમણાંજ આવશે. ’

‘ ક્યાં ગયો છે?’

‘ માસ્તરને ત્યાં ગાદલાં લેવા મોકલ્યો છે. ’

‘ તારી પાસે ગાદલાં નથી ?’

‘ મારે એકલીને એટલાં બધાં શું કરવાં છે? ’

‘ બૉય આવતા સુધી ચાલ બહાર બેસીએ. ’

‘ હું નહિ આવું. ’

‘ કેમ ?’

‘ મને માફ કરો.’

‘ મારા પ્રત્યે તને તિરસ્કાર છે ? ’

તે મારા પગ આગળ એકદમ બેસી પડી; રુંધાયેલા કંઠે તરતજ જવાબ આપવાને તે અશક્ત બની ગઈ.

‘ એમ ન બોલો, ભાઇ ! ’ થોડી વાર પછી તે બોલી: ‘જગતમાં તમારા વિના હવે મારે કોણ છે ? તમારા પ્રત્યે તિરસ્કાર લાવી હવે હું જીવી પણ કેમ શકું ? કદીયે એવી કુશંકા મનમાં ન લાવશો.’ તેની આંખમાંથી પડતાં આંસુનાં ટીપાં મારા બૂટ ઉપર પડતાં હતાં. હાથ પકડી મેં તેને ઊભી કરી.

‘ રમિલા, તારી તબિયત ઠીક નથી ? ’

‘ ઠીક છે.’

‘ તો આજે તું કેમ બદલાઈ ગઇ છે ? ’

‘ તેણે જવાબ ન આપ્યો.

'મારા મહેમાનો તને પસંદ નથી?' મેં પૂછ્યું.

'ભાઇ, નલિન તમારે શું થાય?' મારા પ્રશ્નનો જવાબ ઉડાવી, તેણે મને સામો પ્રશ્ન કર્યો.

'મિત્ર.'

'એકલા મિત્રજ થાય?'

'હા. પણ સગા ભાઇઓ કરતાં પણ અમારો સ્નેહ, મમતા અને લાગણી વધારે છે.'

તે પુનઃ ચૂપ થઇ ગઈ.

'કેમ તેં ફરીથી આ પ્રશ્ન કર્યો?' મેં પૂછ્યું.

'અને કિશોરી નલિનની શું થાય?' મારા પ્રશ્નને ગળી જતાં તેણે પૂછ્યું.

'નલિનની બહેન થાય.'

'સગી?'

'તે કરતાંયે અધિક સ્નેહભાવ બંને વચ્ચે છે.'

'પણ સગી તો નહિજ ને?'

'ના.'

'હિમુ, કિશોરીની સગી બહેન થાય, નહિ?'

'હા.'

પુનઃ તે ચૂપ થઇ ગઈ.

'તું એમને ઓળખે છે?' મેં પૂછ્યું.

'કોને?'

'કિશોરી અને હિમુને?'

'ના.'

'નલિનને ઓળખે છે?'

'હા. ઘણી સારી રીતે.'

એટલામાં ગાદલાં લેવા ગયેલો બૉય આવી પહોંચ્યો. રમિલા તરતજ મારી પાસેથી ખસી ગઈ. બૉયે ગાદલાં આગળના ખંડમાં નાખ્યાં, તે તરફ જઇ તેણે પથારીની વ્યવસ્થા કરવા માંડી. મારે એને પૂછવું હતું. ઘણું પૂછવું હતું, પણ સર્વની રૂબરૂમાં પુછાય તેવું એ નહતું. હું પણ આગલા ખંડમાં આવી પથારી બિછાવવામાં મદદ કરવા લાગ્યો.

મારી અને નલિનની પથારીઓ બહારના ખંડમાં બિછાવી. કિશોરી, હિમુ અને તેને પોતાને માટે અંદરના ખંડમાં વ્યવસ્થા થઇ ગઇ. દરેક પોતપોતાની પથારીમાં જઈને સૂઈ ગયાં. મકાનનાં બારણાં બંધ થયાં. બત્તીઓ બુઝાઈ. થોડી વારે અંદરથી રમિલાનો અવાજ આવ્યો:

'ભાઈ, જાગો છો?'

'હા, કેમ?' મેં પૂછ્યું.

'તમે સવારમાં વહેલાજ જશો ને?' તેણે પૂછ્યું.

હું સ્તબ્ધ થઇ ગયો. તેના અવાજ પરથી હું સમજી શક્યો કે, વહેલામાં વહેલી તકે તે અમને અહીંથી રવાના કરવા ઇચ્છતી હતી. નલિન સાથેનો તેનો સંબંધ અનિચ્છનિય હશે, નલિનનું મોં જોવા કદાચ તે ખુશ નહિ હોય, નલિન સાથે વાત કરવાનો પ્રસંગ ઉપસ્થિત ન થાય તે માટે તેને વહેલો દૂર કરવા ઇચ્છતી હશે. આ ભાવનાઓ સમજતાં મને વાર ન લાગી. તેની એ ઇચ્છાઓની આડે આવવાનું મારે પ્રયોજન પણ ન્હોતું. મેં જવાબ આપ્યો:

'હા, પાંચ–સાડાપાંચ વાગે અહીંથી રવાના થઈ જવું છે.'

'ભાતું તૈયાર કરી રાખું ?'

'ના, જમવાના વખતે તો અમે જીન્જા પહોંચી જઈશું. ચાની વ્યવસ્થા કરજે.'

'ભલે.'

નલિને પાસુ ફેરવ્યું. તેને ઊંઘ નહોતી આવતી તે હું સમજી શકયો. મને ન ઊંઘવા માટે કારણ નહોતું. કુતૂહલવૃત્તિ કેટલીક વખત નથી ઊંઘવા દેતી. પરંતુ નલિનની ગુહ્ય ઘટનાઓ આજ નહિ તો કાલે હું જાણી શકીશ. એની ખાત્રી હોવાથી થોડીજ વારમાં હું નિદ્રાદેવીના ખોળામાં લપાઇ ગયો.

નલિને મને જગાડયો. ઘડિયાળમાં ચારના ટકોરા થયા. વહેલા ઊઠવાનો તેનો હંમેશનો કાર્યક્રમ હોવાથી મને નવાઈ ન લાગી. છતાં એટલું તો હું સમજી શકયો કે તે બિલકુલ ઊંઘ્યો નથી, અથવા ઊંઘ્યો હોય તો પણ એકાદ કલાક. તેની ઘેરાયેલી આંખો એ સ્પષ્ટ કહી આપતી હતી.

બૂમ મારી મેં રમિલાને જગાડી, સાથે કિશોરી અને હિમુ પણ જાગી ગયાં. અમે દાતણ કરવામાં રોકાયાં, રમિલા ચા મૂકવા રસોડામાં પેઠી.

'ઠંડીમાં ઊંઘ સરસ આવે છે, નહિ ?'

હિમુએ નલિનને પ્રશ્ન કર્યો. નલિને ડોકું હલાવી હા પાડી. મને હસવું આવ્યું. કિશોરી મારા તરફ જોઈ રહી.

'પથારી છોડવાનું દિલ જ નથી થતું ને ?' હિમુ ફરીથી બોલી.

'તો શા માટે ઊઠી ?' મેં કહ્યું.

'તમે બધાં ઊઠયાં એટલે.'

'અમે કયાં તને કહ્યું હતું?'

'નલિનભાઈ, તમે કેમ સાંજના મૂગા થઈ ગયા છો?' એકદમ જાણે સાંભળી આવ્યું હોય તેમ હિમુએ નલિનને પૂછ્યું.

'કયાં મૂગો થઈ ગયો છું?' મૂગો નથી થઈ ગયો તેની પ્રતીતિ કરાવતો હોય તેમ નલિન બોલ્યો.

'મૂગા એટલે 'દીવેલિયા.' હિમુએ વાકયને ભાર દઇને કહ્યું.

'મને પણ એવું કંઇક લાગે છે.' કિશોરીએ હિમુને સાદ પુરાવ્યો.

'કોઇ સાંભરી આવ્યું, હેં નલિનભાઇ?' હિમુએ પૂછ્યું.

'ના.'

'કંઈ ખોવાઈ ગયું?'

'ના.'

'દેશ સાંભર્યો?'

'ના.'

'અહીં નથી ગમતું?'

'ગમે છે.'

'તો શું ચૂંક થાય છે? આવું મોં ચઢાવીને ફરો એ તો મને નથી ગમતું, ભાઈ!'

'તબિયત ઠીક નથી એટલે તને એમ લાગે છે.' નલિને એક સનાતન કારણ રજૂ કર્યું.

તબિયતનું સારા ન હોવું એ જાણે સર્વશ્રેષ્ઠ કારણ હોય તેમ ખાવા–પીવામાં, બોલવા–ચાલવામાં, હસવા–રડવામાં, હરવા–ફરવામાં, ન્હાવા–ધોવામાં, ઊઠવા–બેસવામાં, બધીજ જગ્યાએ તેનો વિના સંકોચે ઉપયોગ થઇ શકે છે.

'શાથી ઠીક નથી?' હિમુએ પૂછ્યું.

કેટલીક વખત ડૉકટરો પણ આ પ્રશ્નનો જવાબ નથી આપી શકતા. નલિન પણ શાન્ત રહ્યો.

રમિલા અમારી પાસે આવી ઊભી હતી. 'ચા તૈયાર થઇ ગઇ છે' એમ બોલી ત્યારેજ અમે તેની હાજરી જાણી શકયાં.

દાતણ–પાણીથી અમે સર્વ પરવારી ગયાં હતાં. ચાના ટેબલની આજુબાજુ અમે ગોઠવાઈ ગયાં. કિશોરીએ પ્યાલા તૈયાર કર્યા.

'તમે ચાલોને?' અંદરના ખંડમાં સરી જતી રમિલાને કિશોરીએ ટકોર કરી.

'મેં હજુ દાતણ નથી કર્યું. પછીથી પી લઇશ,' કહેતી તે અંદર ચાલી ગઈ.

'મારો કપ ન ભરતી.' નલિને કિશોરીને કહ્યું.

'અહીં તો પીઓ હવે. ઠંડીમાં થોડી ગરમી આવશે. એટલામાં ઓછી ટેવ પડી જવાની છે?'

'હું નહિ પીઉં.'

નલિનને ચાની આદત નહોતી. ખાવા–પીવા અને ઊંઘવા સિવાય તે અન્ય કોઇ વસ્તુનો ગુલામ હોય તેવું મારી જાણમાં નહોતું. છતાં ચા ન જ પીવી, એવો ટેક પણ નહોતો. તેની ઇચ્છા થાય તો એકે વખતે ચાર–પાંચ પ્યાલા ચા પી લેવામાં તેને વાંધો નહોતો આવતો. વ્યસનનો તે ગુલામ નહોતો. વ્યસનને તેણે પોતાનાં ગુલામ બનાવ્યાં હતાં.

'એમને માટે દૂધ મૂકી લાવું ભાઇ?'

રમિલા સાંભળતી હતી, થોડીવારે તેણે મને પૂછ્યું.

'દૂધ પીશ, નલિન?' મેં નલિનને પૂછ્યું.

'ના, ચા ન પીએ તેણે દૂધ પીવું જ જોઇએ એવો નિયમ નથી.' તેણે રમિલા સાંભળે તેમ જવાબ આપ્યો.

'ચા ન પીનારા દૂધ નથી પીતા એવું યે નથી.' અંદરથી રમિલાનો અવાજ આવ્યો. રમિલાના સૂરમાં મરડાટ હતો એ સ્પષ્ટ જણાતું હતું.

'ચાની બદબો ન ગમે તે દૂધ પીએ તો યે શું ખરાબ છે?'

'ચાનો પ્યાલો બનાવરાવી ટેબલ પર મંગાવવો, અને તેને લાત મારી દૂધ માટે ટાંપી રહેવું, એમાં એકલી ખરાબી નહિ, નરી બેશરમી છે; નરી નિર્લજ્જતા છે, નર્યું કાયરપણું છે, નરી નિર્માલ્યતા છે, નરી પશુતાજ છે—'

'ચૂપ કર!' ઉદ્વેગથી બોલી જતી રમિલાને નલિને અટકાવી.

તેની આંખોમાં ક્રોધ ભભૂકી ઊઠયો. નલિન ભાગ્યેજ ગુસ્સે થતો. આજે તેના ગુસ્સાની સીમા પર તે પહોંચી ગયો. સખ્ત ઠંડીમાં પણ આંખો રાતી બની ગઈ. સાંજથી તે અત્યાર સુધીની મૂંઝવણનો તાપ તેના મોં પર ગુસ્સાના રૂપમાં ધસી આવ્યો. ખુરશી ઉપરથી ઊઠી તે અંદરના ખંડના બારણા નજીક ધસી ગયો. અમે ત્રણે તેનો આ ગુસ્સો જોઇને સજ્જડ બની ગયાં હતાં. એક અજાણી સ્ત્રી પર, તદ્દન નજીવી લાગતી બાબત પર ગુસ્સે થઈ જવામાં નરી બેશરમી હતી. કિશોરીના આશ્ચર્યનો પાર નહોતો. નલિન જરા પણ બેશરમ થઈ શકે તે માનવા તે જરાયે તૈયાર નહોતી. અનિમેષ નજરે તે નલિનના ચહેરા તરફ જોઇ રહી હતી. આજે નલિન તેને બેશરમીની હદ ઓળંગતો લાગતો હતો.

નલિનના જીવનમાં તેણે આજપર્યંત સાધુતાજ જોઇ હતી. ધીર ગંભીર મુખમુદ્રા અને એકધારું નલિનનું જીવન, સાધુતાની

નિકટ જવા મથતું હતું, એમ મને પણ કોઈક વખત થઇ આવતું. હિમુ તો અવાક્જ થઈ ગઇ. ગમે તેવા નુકશાન કે ગુના માટે ગુસ્સે ન થનાર નલિનનો ગુસ્સો આશ્ચર્યકારક હતો. અતિ ગંભીર અને શાન્ત જણાતાં માનવીઓમાં તેની ભારોભાર ક્રોધ છુપાયો છે, એમ કેટલાક વખત નિયમ તરીકે માની લેવું પડે છે.

'હજારો માનવીઓનાં રક્તમાંથી બનેલી ચાને લાત મારીને દૂર કરવી એ તો ઘણીજ નાની શિક્ષા છે.'

'દૂધ પણ એક મૂંગા પ્રાણીનું રક્તજ છે. વાતાવરણથી માત્ર તેનો રંગ જુદો છે.'

'ચાને લાત મારી મેં દૂધ પીધું છે, એમ તું નથી કહી શકતી.'

'ભલે, પણ ચાને લાત મારવામાં તો તમે નામર્દાઈ—'

'હું તારી ગાળો ખાવા નથી આવ્યો.' નલિન તડૂકી ઊઠયો.

'માફ કરો નલિન, હું તમને ગાળો દેવાને લાયક પણ નથી.'

'રશ્મિ, જલ્દી કરો. હવે હું વધુ રોકાવા નથી ઈચ્છતો.' નલિને મને કહ્યું.

અમે ત્રણેયે અધાં અધાં કપ ચા પી લઇ, જવા માટે તૈયારી કરી. બૉય પાસે સામાન મોટરમાં મુકાવી દીધો; નલિન, કિશોરી અને હિમુ મોટરમાં જઇને ગોઠવાઈ ગયાં. હું પણ મોટર તરફ વળ્યો, મકાનની બહાર નીકળ્યો, રમિલા અંદરથી દોડી આવી.

'ભાઈ!' તેણે મને બૂમ મારી.

'કેમ?' મેં પાછળ જોયું.

'જરા અહીં આવો.'

હું તરતજ પાછો વળ્યો. રમિલાના વર્તન માટે મને તેના પર જરાયે ગુસ્સો ન ચઢયો, ન તો નલિન પર મને તિરસ્કાર

આવ્યો. ચા અને દૂધની તેમની ટપાટપીમાં કંઈ ગુહ્ય હતું, એ હું સમજી ગયો હતો. સ્પષ્ટ વિગતોથી વાકેફ ન થાઉં ત્યાં સુધી બંને પ્રત્યેની ભાવનામાં જરાયે ભેદભાવ રાખવા હું તૈયાર નહોતો.

રમિલા મને અંદરના ખંડમાં લઇ ગઈ.

'તમોને ખરાબ લાગી ગયું? ભાઇ, મારે નહોતું બોલવું એટલા માટેજ હું નલિનથી દૂર ભાગ્યા કરતી હતી. પરંતુ મારૂં હૃદય મારાથી કાબૂમાં ન રાખી શકાયું. બે શબ્દો બોલાઇ ગયા. મને માફ કરો.'

તેની આંખો અશ્રુથી ભરાઇ ગઈ. મુખ પર વેદનાના પડછાયા છવાઇ રહ્યા હતા. તેના અંતરમાં વ્યથાનો સાગર ઊછળતો હતો. મેં તેને માથે હાથ ફેરવ્યો. તે ડૂસકે ડૂસકે રોઈ પડી. ગદગદી રહેલું હૃદય સહાનુભૂતિ ભર્યો સ્પર્શ થતાં રોઈ ઊઠે છે. બે હાથે માથું પકડી મેં તેને જમીન પર પડતી ઝીલી લીધી. બરડે હાથ ફેરવ્યો. થોડી વાર તેણે આમ રોયાજ કર્યું. બહારથી હિમુનો ઘાંટો સંભળાયો:

'રશ્મિભાઇ, ચાલોને મોડું થાય છે.'

રમિલા મારાથી દૂર હઠી. સાડીના છેડાથી આંખો સાફ કરી.

'બહેન, હું જાઉં છું.' મેં રમિલાને કહ્યું.

'ઊભા રહો.'

ચાવીઓ લાવી તેણે પોતાની ટ્રંક ઉઘાડી. અંદરથી એક ડાયરી લાવી મારી સામે ધરી. તરતજ એ ડાયરી હું ઓળખી શક્યો. વૃદ્ધાને ત્યાંથી મારી સાથે ચાલી નીકળતાં તે તેણે જીવના જોખમે ત્યાંથી આણી હતી.

'ભાઇ! લ્યો, આ મ્હારી જીવનકિતાબ. વાંચીને મને એ પાછી મોકલાવજો.' તેણે કહ્યું.

ડાયરી લઈ હું મકાનની બહાર નીકળી પડયો. મોટર નજીક પહોંચતાં જ હિમુ તડૂકી ઊઠીઃ

'ક્યારનાં બૂમો પાડીએ છીએ! જાણે સંભળાતુંજ નથી!'

મોટરમાં બેસી તરત જ મેં મોટર ઉપાડી. સાડાપાંચ વાગે અમે ઍલ્ડોરેટની હદ છોડી.

રમિલા સાથેની બોલાચાલી માટે વાત નીકળશે તેની મને ખાત્રી હતી. વાત સાંભળવા હું અને કિશોરી તૈયાર જ હતાં. વાત કોણ ઉપાડે એ પ્રશ્ન હતો. હિમુ બોલી ઊઠશે એવી મને શંકા હતી. પણ તે તો પાછળની બેઠકના એક ખૂણામાં લપાઈને બેસી ગઈ હતી. બોલવાની તેની ઈન્તેજારી નહોતી જણાતી. લગભગ વીસેક માઈલ કપાઇ ગયા. હિમુ એક હરફ પણ ન બોલી. મેં કિશોરીને પૂછ્યુંઃ

'હિમુ ઊંઘી ગઈ?'

'હા.' કિશોરીએ જવાબ આપ્યો.

'રશ્મિ, ઍલ્ડોરેટથી કમ્પાલા કેટલું થાય?'

'બસો ને પાંસઠ માઈલ.'

'ક્યારે પહોંચી શકીશું?'

'છ–સાત કલાકમાં.'

'કેમ બહુ ઉતાવળ આવી છે? હવે તો રમિલા પાછળ નથી પડવાની?' કિશોરી બોલી ઊઠી.

નલિન મૌન રહ્યો.

કિશોરી એકલી જ હસી પડી.

'ચા અને દૂધ માટે તમે ઠીક લઢી પડયાં. કોઈ સાંભળે તો ગાંડા જ કહે કે બીજું કંઇ?' કિશોરીએ નલિનને કહ્યું.

નલિન હજુયે મૌન રહ્યો.

'કેમ બોલતા નથી, નલિન ભાઈ?

'શું બોલ્યું?'

'કારણ સિવાય શા માટે લઢી પડયા? રશ્મિકાન્તને એમાં કેટલું ખરાબ લાગ્યું હશે! મારી સાથે વિના કારણે કોઇ આટલી તકરાર કરે તો તમને કેવું લાગે?'

'તને લાગે છે કે હું કારણ વિના ગુસ્સે થયો હોઈશ?' નલિને પૂછ્યું.

'મને તો કંઇજ કારણ ન દેખાયું. ચા ન પીનાર દૂધ પીએ અને દૂધ ન પીનાર ચા પીએ, આ તમારૂં કારણ!'

'હું પહેલેથી તે અહીં છે એમ જાણતો હોત, તો આવત જ નહિ.'

'એટલું બધું? કારણ?'

નલિને એ કારણ ન આપ્યું. તેણે મને પ્રશ્ન કર્યો.

'રશ્મિ, તું એને કયાંથી ઓળખે?'

'અચાનક જ ઓળખાણ થયેલું.'

'કયારે? કયાં?'

'એકાદ વર્ષ પહેલાં, યુગાન્ડાના પહાડી પ્રદેશમાં એક ઝુંપડીમાં મને એ મળી—'

રમિલા માટે મારે કંઇ છુપાવવાનું હતું જ નહિ. મેં પ્રથમથી અત્યાર સુધીની બનેલી ઘટના સંક્ષિપ્તમાં કહેવા માંડી.



બધાં સૂઇ ગયાં.

હું એકલો જ મારા ખંડમાં બેઠો હતો. નૈરોબી જવામાં વીતેલા દિવસો દરમ્યાન આવેલી ટપાલ, તાર અને ચિઠ્ઠીઓના ઢગ જામી ગયા હતા. તેના જવાબની એક કાગળ પર નોંધ કરવાની હતી. આગલા દિવસની મુસાફરીનો થાક, બધાં પેઠે મને પણ લાગ્યો હતો. સૂઈ જવાનું દિલ થતું હતું. પરંતુ વેપારમાં થાક, આળસ કે આરોગ્યની નિયમાવલીને કેટલીક વખત દૂર મૂકવી પડે છે. જેમ તેમ સાડા દસ વાગે હું કામ પતાવી શકયો. કાગળોને પડેલા હતા તેમ અવ્યવસ્થિત જ રહેવા દઇ મેં પલંગમાં લંબાવ્યું.

ઊંઘ બહુ જલ્દી આવી જશે એમ મેં ધારેલું, અર્ધો કલાક વીત્યો, એક કલાક વીત્યો, ઊંઘ ન આવી. હૃદયનો સળવળાટ હજુ ચાલુ હતો. આજેજ કરવાનું કોઈ કામ બાકી રહી જતું

હતું. મગજ તે કામ વિસરી ગયું હતું. પરંતુ હૃદય તેને છોડે તેમ નહોતું. શું કામ ભૂલી જવાતું હતું તે યાદ કરવા મેં મગજને સતેજ કર્યું. થાકને લીધે અવયવો પણ હવે શિથિલ બની આગળ કામ કરવા તૈયાર ન હતા.

રમિલાએ આપેલી ડાયરી મને યાદ આવી. તેણે મને તે આપી ત્યારથી જ પહેલી તકે વાંચી કાઢવાનો મેં નિશ્ચય કરેલો. પરંતુ કામના બોજામાં એ નિશ્ચય દબાઈ ગયો હતો.

તરતજ હું પલંગમાંથી ઊભો થઇ ગયો. 'સ્યુટ કેસ' ખોલી તેમાંથી એ ડાયરી મેં બહાર કાઢી. બેસીને વાંચવા જેટલી શક્તિ હોવા છતાં સૂવાનું મન થયું. પલંગમાં સૂતાં સૂતાંજ તે વાંચવાનું નક્કી કરી મેં લંબાવ્યું.

સાધારણ પુસ્તકના કદની એ ડાયરી હતી. ખરીદાઇ હશે ત્યારે સુંદર હશે એમ અત્યારે પણ લાગતું. પૂંઠું ઉઘાડતાંજ પહેલા પૃષ્ટ પર સુંદર અક્ષરોએ અંગ્રેજીમાં નામ લખેલું હતું, 'Ramaben'.

રમિલાનું સાચું નામ રમા હતું એ કલ્પી લેતાં મને વાર ન લાગી. રોશન, રમિલા અને રમા એકજ વ્યક્તિ હતી. છતાં રોશન, રમિલા અને રમાના જીવનમાં અત્યંત ફેર હતો. એ ત્રણે નામોના જીવન-પ્રવાહનું વહેણ ભિન્ન ભિન્ન દિશાઓમાં હતું.

નામવાળું પૃષ્ટ ફેરવી મેં અંદરના લખાણ પર દષ્ટિ કરી. મોતીના દાણા જેવા છૂટા મરોડદાર અક્ષરો હતા. ડાયરી વાંચ્યા પછી તેની શૈલી માટે પણ મને માન ઊપજ્યું. રમા એક સારી લેખિકા બની શકે તેવાં તત્વો તેની શૈલીમાં સ્પષ્ટ જણાઈ આવતાં હતાં. વાંચવાનું મેં શરૂ કર્યું.

"ડાયરી લખવાની મારી ઇચ્છા નહોતી, મારૂં જીવન એવું કોઈ મહત્વ નહોતું ધરાવતું કે, મારી પાછળ રાખી જવાની

આશાએ પણ હું ડાયરી લખવા પ્રેરાઉં. જીવનમાં એવાં તત્ત્વો પણ નહોતાં કે, ડાયરી લખવાની લાલચ થાય.

'કૉલેજ જીવનમાં પગરણ માંડયા પછી કંઇક લખવાની તમન્ના જાગી. વાર્તાઓ અને નાનાં કાવ્યોથી મેં શરૂઆત કરી. વિદ્યાર્થી જીવનમાં એક એવો કાળ આવી જાય છે કે જ્યારે કંઈક લખી નાખવાની તાલાવેલી લાગે છે. મોટો ભાગ તે માટે પ્રયત્ન કરે છે. કેટલાય વિદ્યાર્થીઓની ટ્રંકોમાંથી તેમના એ પ્રયત્નોની પ્રતીતિ મળી આવશે, બહુ થોડો ભાગ એ પ્રયત્નો ટકાવી રાખે છે. પ્રોત્સાહન કેટલીક વખત આ પ્રયત્નોને વેગ આપે છે. મને આ પ્રોત્સાહને ટકાવી રાખી.

'અમારી બાજુના મકાનમાં જ નલિનકુમાર રહેતા. અમારા અને તેમના મકાનની પાછળની અગાસી એકજ હતી. તેઓ એકલાજ હતા. હું મારા જે સગાને ત્યાં રહેતી તેમને અને નલિનકુમારને પાડોશને અંગે સારા જેવો સંબંધ થઈ ગયો હતો. પાડોશીઓમાંથી સંબંધ જન્મી કોઈકવાર સગાઈના રૂપમાં પણ ક્યાં નથી પલટાઈ જતો?'

'વાંચવાના તે બહુ શોખીન હતા. પોતાને કામેથી આવ્યા પછી તરતજ પાછળની અગાસીમાં એક આરામખુરશી નાંખી વાંચવા બેસતા. અંધારૂં થતાં સુધી બસ તે વાંચ્યા જ કરતા. રાત્રે આઠ વાગ્યા પછી પણ વીજળીના દીવાને 'એક્ષટેન્શન વાયર' વાટે અગાસીમાં લઈ આવતા અને વાંચવામાં મશગૂલ થઈ જતા.'

'વાંચવાથી હું ખૂબજ કંટાળતી, અને કેટલીક વખત ખૂબ વાંચનાર પ્રત્યે પણ મને કંટાળો આવતો. નલિનકુમારને આખો વખત વાંચતા જોઈ હું મનમાંજ એમનાથી કંટાળી જતી. મારી પરીક્ષા નજીક આવતી હતી. પરીક્ષા નજીક આવતાં રાતોના

ઉજાગરા કરી પણ વાંચવું જ જોઇએ એવો મારા સગાનો આગ્રહ હતો. રાત્રે એકલી જાગીને વાંચ્યા કરવું મારે માટે અશક્ય હતું. એટલે તેમણે નલિનકુમારની અગાસીમાં જ મને દરરોજ ટેબલ ખુરશી નાખી આપવા માંડી. નલિનકુમારને મારી સોંપણી થઈ, અને પોતે વાંચે ત્યાં સુધી તેમણે મને પણ ન ઊઠવા દેવી તેવી સૂચના થઈ. તે ભાગ્યેજ કોઈ દિવસ અગિયાર વાગ્યા પહેલાં ઊઠતા. એટલે ન છૂટકે પણ મારે તે ઊઠતા ત્યાં સુધી બેસી રહેવું પડતું.

'ઘરનાં બધાંજ ઘસઘસાટ ઊંઘતાં હોય, ત્યારે હું અને નલિનકુમાર અગાસીમાં ઠંડા પવનની લહરીઓ ખાતાં વાંચતા હોઈએ, આખરે મારી પરીક્ષા આવી. રાત્રે વાંચવાના ત્રાસમાંથી છૂટવાનો દિવસ નજીક આવતો હોવાથી હું આનંદમાં આવી ગઈ હતી.

'દરેક સત્રની આખરે અમારી કૉલેજમાંથી એક છમાસિક પત્ર કાઢવામાં આવતું. વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓના લેખો જ તેમાં લેવાતા. નલિનકુમારની સામે બેસીને જ ચૂપકીથી હું તે માટે એક કાવ્ય લખતી હતી. લીટી બેસાડવા માટે વખતો વખત એક લીટીને હું મનમાં જ ગાતી હતી. મેં આખું કાવ્ય તૈયાર કર્યું. મારી દૃષ્ટિએ મેં ઘણું સારૂં કાવ્ય લખ્યું હતું. હું આનંદમાં આવી ગઇ. એક વાર મનમાંજ તે આખું કાવ્ય વાંચી ગઇ. અને ભાન ભૂલી હોઉં તેમ ધૂનમાં જ ધીમેથી મેં ફરીથી કાવ્યને રાગબદ્ધ વાંચવા માંડયું. અવાજ સાંભળતાં જ નલિનકુમારે પોતાનું પુસ્તક બંધ કર્યું. એક ધ્યાનથી તેઓ મારા તરફ જોઈ રહ્યા. કાવ્ય પૂર્ણ થયા પછી જ મારી દ્રષ્ટિ તેમના તરફ ગઇ. ઉતાવળે કાગળનો લોચો વાળી મેં બ્લાઉઝમાં સેરવી દીધો, તે ધીમેથી હસ્યા.

'તે ભાગ્યે જ હસતા. કેમ નહોતા હસતા તેની મને ખબર નથી. પરંતુ હસતા ત્યારે મને એમનો ચહેરો બહુ જ સુંદર

લાગતો. ભાગ્યે જ હસતા માણસો જ્યારે હસે છે ત્યારે બંધા લાગે છે અથવા હોય છે તેનાથી વધારે રૂપાળા લાગે છે. હું શરમાઇ ગઇ હોવા છતાં, હાસ્યથી ખીલી ઊઠેલા તેમના મુખ તરફ જોવાનો મોહ ન છોડી શકી.

'તેં રચ્યું છે એ કાવ્ય?' તેમણે મને પૂછ્યું.

મેં જવાબ ન આપ્યો. એ સમજીજ ગયા કે કાવ્ય મેં રચ્યું હતું.

'મને બતાવવામાં વાંધો છે?' તેમણે ફરીથી પૂછ્યું.

'નથી બરાબર,' મેં શરમથી નીચું જોતાં જવાબ આપ્યો.

'મેં એમ ક્યાં કહ્યું કે બરાબર છે માટે મને બતાવ? લાવ તો, ભૂલ હશે તો હું સુધારી આપીશ.'

'તમને કાવ્ય રચતાં આવડે છે?'

'હા. કોઈક વખત રચતો.'

'મેં કાવ્યના કાગળનો લોચો બહાર કાઢ્યો. બરાબર ઠીક કરી તે તેમના તરફ ધર્યો. એક વખત મનમાંજ તે આખું કાવ્ય વાંચી ગયા. મારી પાસે પેન્સિલ માગી. બીજી વખત વાંચતાં તેમણે અંદર સુધારા કરવા માંડયા.

'તે દરમ્યાન હું તેમના મુખ તરફ તાકી રહી હતી. પુરૂષોના મોં તરફ તાકી રહેવાની મને ટેવ નહોતી. અને મારી તરફ કોઇ જુએ એ મને પસંદ નહોતું. કોલેજમાં તે માટે તો એકાદ બે છોકરાઓને મેં મોં પર સુણાવી દીધેલું. કેટલીક અણગમતી વસ્તુઓ પ્રગટ થયા પછી તે વધુ ને વધુ સામે આવી રહે છે. મારૂં એમ જ બન્યું. છોકરાઓનું મારા તરફ તાકી રહેવાનું પ્રમાણ વધી પડયું. આ માટે મારી બહેનપણીઓની મશ્કરીઓથી પણ હું વિમુક્ત ન રહી શકી.

'તાકી રહેવાને તિરસ્કારતી, આજે હું જ નલિનકુમારના મોં તરફ તાકી રહી હતી. તાકીને શું જોતી હતી તે તો હજીય મને નથી સમજાતું. ગમે તે હો, મારી આંખો તે તરફ આકર્ષાતી હતી. તે દિવસથી એટલું સમજી ગઈ કે છોકરાઓ મારા મોં તરફ શા માટે તાકી રહેતા હશે.

'કાવ્યને સંપૂર્ણ કરી તેમણે મને પાછું આપ્યુ. ગુજરાતી વિભાગના પ્રથમ પૃષ્ટ પર એ કાવ્યને સ્થાન મળ્યું. મારા હર્ષનો તે વખતે પાર ન રહ્યો. એ પત્ર લઈ હું નલિનકુમારના ઘરમાં દોડી. પ્રથમ પૃષ્ટ પર આવેલું મારૂં કાવ્ય મેં તેમને બતાવ્યું. તેમને તેમાં ખાસ કંઈ મહત્વ જણાયું હોય તેવો દેખાવ ન કર્યો. માત્ર મારી સામે એક દષ્ટિ ફેંકી. હજીયે એ દ્રષ્ટિમાં વણાયેલી ભાવનાઓ મને યાદ છે. મેં દ્રષ્ટિને મારી આંખોમાં ઉતારી. પત્ર લઈ હું એમના મકાનમાંથી પાછી ફરી.

'બસ, ત્યાર પછી તો મેં લખવાનું જારી જ રાખ્યું. પાછળ આવતી વેકેશનમાં મેં લખવાનું જ કામ કર્યા કર્યું. આખા દિવસમાં હું એકાદ સામાજિક વાર્તા અને બે ત્રણ કાવ્યો તૈયાર કરતી નલિનકુમાર અગાસીમાં ખુરશી નાખી બેસતા કે તરતજ દિવસ દરમિયાન કરેલું લખાણુ અને પેન હું એમના હાથમાં મૂકી દેતી. એક વખત તો જરાયે સુધારો કર્યા સિવાય વાંચી જતા. અને ફરીથી વાંચતી વખતે સુધારા કરતા. કયો લેખ કયા માસિક કે સાપ્તાહિક પત્રમાં મોકલવો તેની સૂચનાઓ પણ આપતા. તેમનો વાંચવાનો વખત હવે મારાં લખાણો સુધારવામાં ચાલ્યો જતો. કોઇક દિવસે સમય વધતો તો મને પ્રોત્સાહન આપવામાં તે પૂરો થતો.

'માસિકો અને સાપ્તાહિકોમાં હવે મારાં લખાણો આવવા લાગ્યાં. કેટલીકવાર તો પ્રથમ પૃષ્ટ મેળવવાની પણ કેટલાંક લખા-

ણની લાયકાત અંકાવા લાગી. થોડા વખતમાં મારા ફોટાની પણ માગણી થઈ. અને લેખ સાથે ફોટો જોઇ મારા ઉત્સાહને વધુ વેગ મળ્યો. લાંબે ગાળે એ વેગ તૂટી જાત, પણ નલિનકુમારના પ્રોત્સાહનથી મારામાં નવી જ સ્ફુર્તિ આવતી. બમણા વેગથી મેં લખવાનું ચાલુ રાખ્યું.

'આ ડાયરી મેં કોઇને વંચાવવા નથી લખી. છતાં પ્રસંગોપાત કોઇ વાંચે અને તેમાં શૈલીનાં કંઈ પણ સારાં નરસાં તત્ત્વ જણાય તો તે મારા એ લેખક જીવનને આભારી છે.

'મારા જે સગાને ત્યાં રહીને હું અભ્યાસ કરતી તે નિઃસંતાન હતા. અમારી સાથેની એમની સગાઈ એટલી નજીકની નહોતી કે, તે લોકોના મૃત્યુ બાદ તેમની મિલકત મને મળે. તેને માટે નજીકના અનેક વારસો ટાંપી રહ્યા હતા. કેટલાક તો તેમના જીવતાં પણ કારભારમાં માથાં મારવા લાગી ગયા હતા. હું તેમને ત્યાં રહેતી, એ પેટે થતો ખર્ચ પણ એ વારસોની આંખોમાં ખૂંચ્યા જ કરતો હતો. અને તે બાબતની ટકોર કરવાનું પણ તેઓ ચૂકયા નહોતા. મારા પર રાખવામાં આવતા વહાલ બદલ પણ કેટલાંકે પોતાનો વાંધો નોંધાવ્યો હતો. પરંતુ તે બધું જ તટસ્થપણે જોઈ રહેતા. પોતાને યોગ્ય લાગે તે જ કરવામાં તે જરાયે અચકાતા નહિ.

'મને મુંબઇ આવ્યે થોડો જ વખત થયો હશે, અને તેમનાં પત્ની ગુજરી ગયાં. ત્યાર બાદ એમની સેવા–ચાકરી કરવાનું મારે માથે આવ્યું. મારા અભ્યાસમાં અડચણ ન આવે એટલા માટે ગૃહકાર્ય કરવા એક નોકરની અને મહારાજની વ્યવસ્થા તેમણે મારી ઇચ્છા વિરૂદ્ધ પણ કરી હતી.'

'પત્નીને ગુજરી ગયે દોઢેક વર્ષ વીત્યું હશે. તેમનું શરીર પણ કથળ્યું. દવાઓ ચાલુ થઈ. મિલકત ખાનારા વારસો બીમા-

રીના સમાચાર સાંભળી દોડી આવ્યા. જલ્દી ગુજરી જાય એવી પ્રાર્થના કરતાં તેમણે બીમારની સેવા-ચાકરી કરવાની દોડાદોડ કરી મૂકી. પોતે વધારે સેવા કરે છે તે બતાવવા માટે, તેઓ વચ્ચે સ્પર્ધા ચાલી. સેવા પાછળની મહેનત કરતાં પોતે બીજા-નાથી વધારે સારી સેવા કરે છે એમ બતાવવા પાછળ વધારે મહેનત થતી. પ્રતિસ્પર્ધિઓનું લક્ષ્યબિંદુ બીમાર માનવીના મરણ બાદ ઊભેલી તેની મિલકત હતી. પરંતુ એ સર્વને છોડી બીમાર, મારી જ સેવા સ્વીકારતા. પ્રતિસ્પર્ધિઓના સમૂહથી આ ન વેઠાતું. મારી પાછળ તેઓ મોં મચકોડતા. વસ્તુઓને શોધવામાં વધુ વખત લાગે તેમ આડાઅવળી ગોઠવી દેતા. સ્વચ્છ કરેલી ચીજોને કચરાવાળી કરતાં પણ તે ન અચકાતા. મારામાં ખામીઓ દેખાડવા તે અનેક પ્રયત્નો કરતા.

'ભલેને એ ધક્કા-ટપ્પા ખાતી પણ મિલકતમાંથી ઓછી એક પાઈ એને મળવાની છે?' મારી પૂંઠે આ વાક્ય બોલાતું, એ મારી ધ્યાન બહાર નહોતું. મને મિલકત મળે એવો વિચાર સરખો પણ મને નહોતો આવ્યો. મિલકત મેળવવા હું જરાયે ઉત્સુક પણ નહોતી. મને એ પૈસાની તમન્ના પણ નહોતી. સેવાભાવથી અને મારા ઉપરના એમના ઉપકારના ભારને હળવો કરવા હું તેમની સેવા કરવા પ્રેરાતી.

'એક દિવસ સાંજે હું એકલી એમના પલંગ પાસે બેઠી હતી. એવામાં નલિનકુમારે પ્રવેશ કર્યો. બીમારની ખબર-અંતર પૂછી તેમણે એક ખુરશીમાં સ્થાન લીધું. બહારનું કામકાજ કરવામાં નલિનકુમાર મને ઘણી જ મદદ કરતા. પાડોશીધર્મ બજાવતા હશે કે મને મદદ કરવા એ એમ કરતા હશે તે ન સમજાતું. થોડીવારે બીમારે નલિનને પોતાની નજીક બોલાવ્યા. મને પણ નજીક આવવા ઈશારો કર્યો.

'નલિન, કાલે મારા સૉલિસિટરને ન બોલાવો ?' તેમણે નલિનને કહ્યું.

'બોલાવી લાવીશ.' નલિને જવાબ આપ્યો.

'અને રમા, તું તારા બાપુજીને કાગળ લખ. કાગળ મળતાં જ તે મુંબઇ ચાલ્યા આવે એમ લખજે.' તેમણે મને કહ્યું.

'ભલે.'

'સૉલિસિટરને બોલાવી વસિયતનામું કરવું હશે. મારા પિતાને બોલાવી કંઇક સોંપણી કરવી હશે. તેમણે પોતાના જીવનની આશા છોડી દીધી હતી એ સમજતાં મને વાર ન લાગી. મારી આંખમાં અનાયાસે પાણી આવી ગયું. બીમાર કે નલિન તે જોઈ ન જાય તે માટે હું તરતજ ખંડની બહાર નીકળી ગઈ. બારણાની બાજુએ ઊભી રહી મેં આંખો સાફ કરી.

'નલિન, બીજું એક કામ કરશો ?' મને બહાર ચાલી ગયેલી જોઈ બીમાર બોલ્યા.

'મારા કાન સરવા થયા. તે ન દેખી શકે તેમ હું બારણાની નજીક આવી ઊભી રહી.

'શું ?' નલિને પ્રશ્ન કર્યો.

'મારી મિલકત હું તમને સોંપુ તો ?'

'મને !'

'નલિન ચોંક્યા. સાથે હું પણ ચમકી. નલિન એમના કોઇ સગા નહોતા. મિત્ર પણ નહોતા. અન્ય કોઇ પ્રકારનો સંબંધ એમની વચ્ચે હોય તેવું પણ મારી જાણમાં કંઇ નહોતું. માત્ર એ અમારી જ્ઞાતિના હતા. જ્ઞાતિ ઐક્યથી મિલકત સોંપી દેવાઈ હોય તેવું હજી મેં કદી સાંભળ્યું નહોતું.

'હા, તમને.'

'પણ મને એ શા માટે મળે? તેના વારસોની કંઈ ખોટ નથી, અરે છેવટે રમા તો છેને? મારા સુધી આપ નજર દોડાવો એ તદ્દન અયોગ્ય જ ગણાય. તેના કરતાં તો, શ્રદ્ધા હોય તો કોઈ સખાવતોમાં એ વપરાય તે પણ વધારે યોગ્ય ગણાશે.'

'તમે નહિ સ્વીકારો?'

'ના.' નલિને દૃઢતાથી જવાબ આપ્યો.

'તમારે એ સ્વીકાર્યે જ છૂટકો છે.' બીમારે પણ એટલી જ દૃઢતાથી શબ્દો ઉચ્ચાર્યા.

'તે પછી ખંડમાં થોડીવાર વાતાવરણ શાન્ત અને ગંભીર બની ગયું. નલિન ઊંડા વિચારમાં ડૂબી ગયા હોય તેમ અવાક્ બેસી રહ્યા. આગળ વાત નહિ થાય તેની ખાત્રી થયા પછી હું ખંડમાં પ્રવેશી. દવાનો વખત થયો હતો. મેં બીમારને દવા પાઈ. નલિન થોડી વારે ઊઠયા. બીમારને નમસ્તે કરી, જવાની રજા માગી.

'મારી માગણી પર વિચાર કરવાની જરૂર નથી.'

'જતા નલિનને બીમારે કહ્યું. નલિન ચાલ્યા ગયા. હું પલંગ પાસે પડેલી એક ખુરશીમાં બેસી પુસ્તક વાંચવા માંડી. બીમારે થોડીવારે આંખો મીંચી દીધી.

'બેટા!'

'બીમારે મને બોલાવી. પહેલાં તે મને રમા કહીને જ સંબોધતા. પણ છેલ્લા કેટલાક વખતથી તેમણે મને બેટાના વ્હાલસોયા નામથી બોલાવવા માંડી હતી. બેટા શબ્દમાં આત્મીયતા છે. વાત્સલ્યનું ઝરણુ તેમાં સ્પષ્ટ દેખાય છે. ભાવનાનો સાગર તેમાં હંમેશ ઊછળતો રહે છે તે હું સમજવા લાગી હતી.

'જી!' કહેતાં હું ખુરશી ઉપરથી ઊઠી પલંગ નજીક આવી.

'અહીં બેસ.'

'મારી પીઠ પર હાથ ફેરવી શકે તેમ તેમણે મને બેસવાની સૂચના કરી. હું બેઠી. વ્હાલથી તેમણે મારે માથે અને પીઠ પર હાથ ફેરવ્યો.

'બેટા, એક વાત પૂછું?' તેમણે મને પૂછ્યું.

'હું જરા મૂંઝાઇ, મને એમને પૂછવા જેવું કશું જ ન હોતું. નલિનને પોતાની મિલકત આપવી કે નહિ એમ પૂછે તો? હું એ બાબતમાં શો અભિપ્રાય આપી શકું?

'પૂછો,' મેં ધડકતા હૃદયે પૂછવાની રજા આપી.

'શરમ ન રાખતી. જીવનમાં હંમેશ શરમનું મહત્ત્વ નથી. હૃદય હા પાડે તે જ જવાબ આપજે. નલિનકુમાર સાથે તારૂં લગ્ન થાય તો?'

'હું ચોંકી ઊઠી. સ્વપ્નેયે જે વસ્તુનો ખ્યાલ કોઇને ન આવે તે આ મરણપથારી પર પડેલાને યાદ આવે એ આશ્ચર્ય-કારકજ હતું. મારા હૃદયમાં કોણ જાણે કેમ આનંદની એક કંપારી આવી ગઇ. કાનમાં કોઇ અવર્ણનિય સંગીતલહરી ફૂંકાઇ ગઇ. આંખો આગળ એક અનુપમ દ્રશ્ય આવી ગયું. મારા રોમેરોમમાં નલિન પ્રવેશી જ ચૂકયા હોય તેમ એક જાતનો વિદ્યુત પ્રવાહ મારા આખા શરીરમાં શરૂ થઈ ગયો. અતિ આનંદ કે અતિ શોકમાં વાચા બંધ થઇ જાય છે. મારો કંઠ પણ સૂકાઇ ગયો. હું જવાબ ન આપી શકી. આજે પણ હું નથી કળી શકતી કે તે વખતે હું શા માટે એટલા બધા આનંદમાં ડૂબી ગઈ હતી.

'શરમ આવે છે?' થોડી વારે તેમણે મને પૂછ્યું.

'ના' મેં જવાબ આપ્યો.

'તને એ પસંદ છે?'

'મેં ડોકું હલાવી હા પાડી.'

'એક ઊંડો શ્વાસ લઈ તેમણે શાન્તિ અનુભવી. મારો હાથ લઈ તેમના કપાળે અને આંખોએ દાબ્યો. મને નજીક ખેંચી ભાલ પર એક બચ્ચી ભરી. તેમની આંખોના ખૂણામાં પણ આંસુના બિન્દુ ઊપસી આવ્યાં.

'બીજે જ દિવસે તેમના સૉલિસિટર આવ્યા. સાથે તેમના બે મિત્રો પણ હતા. અન્ય માણસોને ખંડની બહાર જવા સૂચના અપાઇ. બીમાર પોતે, સૉલિસિટર અને પેલા બે મિત્રોએ મળી વસિયતનામું ઘડી કાઢ્યું. તેમાં શું લખવામાં આવ્યું છે તે કોઇને ખબર ન પડી. વારસોને તે જાણવાની તાલાવેલી લાગે એ સ્વાભાવિક હતું. સૉલિસિટરને ત્યાં જઇ એ લોકોએ જાણવા ફાંફાં માર્યાં, પણ નિષ્ફળ ગયા.

'તે પછી બીજે જ દિવસે મારા પિતા આવી પહોંચ્યા. તેમની અને બીમારની વચ્ચે કેટલીય વાર સુધી ગુપચુપ વાતો ચાલ્યા કરી. વખતો વખત હું એ ખંડ પાસેથી આવ-જા કરતી. નલિનકુમાર અને મારૂં નામ તે બંનેની વાતોમાં વારંવાર આવતું હતું. મારા લગ્ન વિષે વાતો ચાલતી હતી. પોતાના વિષે ચાલતી વાતો ચૂપકીથી સાંભળવાની ઇચ્છા બહુ થોડા જ રોકી શકે. હું પણ ન રોકી શકી. બંધ બારણાની પાસે કાન દઈ મેં સાંભળવા માંડયું. બીમાર બોલતા હતા.

'રમાની ઈચ્છા હોય તેટલું ભલે તે ભણે, તેની મરજી એમ. બી. બી. એસ. થવાની છે. તમારે એમાં આડે આવવાની જરૂર નથી. ભણી રહ્યા પછી લગ્ન કરજો. બંને ભલે એ વાતથી વાકેફ રહે. અરે, મારો તો એટલે સુધી વિચાર છે કે, બંને

હવે મારા આ મકાનમાં જ ભલે રહે. અભ્યાસ માટે રમાને બીજી જગ્યાએ રહેવું તેના કરતાં પોતાના માણસની છાયા નીચે રહે એ હું વધારે પસંદ કરૂં છું. નલિનકુમારને ખાવા-પીવાની તકલિફ છે તે પણ દૂર થઇ જશે. તમને એમાં વાંધો છે?'

'વાંધો તો ખાસ નથી પણ સમાજની દ્રષ્ટિએ ઠીક ન ગણાય.' મારા પિતાએ ધીમેથી જવાબ આપ્યો.

'સમાજની આંખોએ જીવવા જઇશું તો દુનિયામાં રહેવુંયે મુશ્કેલ થઇ પડશે.' બીમારે દલીલ કરી.

'ભલે, તમારી ઇચ્છા હોય તો તેમ. નલિનકુમારમાં તમે કહો છો એટલી લાયકાત હોય તો મને વાંધો નથી.' આગળ દલીલો કર્યા વિના મારા પિતા કબૂલ થઈ ગયા.

'તો જાવ, એ બંને જણને બોલાવી લાવો.'

'બીમારે મારા પિતાને કહ્યું. હું બારણા આગળથી ચાલી ગઈ. થોડીવારે બારણું ઊઘડયું. મારા પિતા બહાર નીકળ્યા.

'રમા!' તેમણે મને બોલાવી.

'જી' કહેતાં હું તેમની નજીક આવી.

'જા તો, નલિનકુમારને બોલાવી લાવ.'

'તેમણે મને કહ્યું. હું તરતજ નલિનના ઘર તરફ ગઇ. થોડી જ વારમાં નલિનને લઇ બારણા આગળ આવી, પાછી વળી જવાનો ડોળ કર્યો. અને બારણા પાછળ ઊભી ઊભી સાંભળવા લાગી. બારણાની ફાટમાંથી અંદર જોઇ શકાતું પણ હતું.

'નલિન, એક બીજું કામ પણ તમારે કરવાનું છે.' બીમારે શરૂઆત કરી.

'બોલો.' નલિને કામ કરવાની ઉત્સુકતા દર્શાવી.

'મારી રમાને હું તમારા હાથમાં સોંપું છું.'

'મારા કરતાં જ્ઞાતિમાં ઘણી સારી જગ્યાઓ છે.' કેટલીક-વારે નલિને કહ્યું.

'આબરૂ અને મિલકત સાથે મારે રમાને નથી પરણાવવી.' બીમારે કહ્યું.

'જ્ઞાતિમાં છોકરાઓની અછત પણ ક્યાં ઓછી છે?'

'મારા પિતા બોલ્યા. બીમારને એ વાક્ય ન ગમ્યું હોય તેમ તેમના મોં પરથી હું જોઈ શકી.

'તમને વાંધો છે?' બીમારે નલિનને પૂછ્યું.

'મને?–' આગળનું વાક્ય નલિન ગળી ગયા.

'કોઇને પૂછવાનું છે? મા-બાપ તો છે નહિ એ અમે જાણીએ છીએ. કોઈ સગાવ્હાલાને પૂછવાનું હોય તો તેમને પુછાવીએ.'

'ના, કોઇને પૂછવાનું નથી.'

'તો તમે વચન આપો છો?'

'મારાથી એ વચન પાળી શકાશે?'

'કેમ નહિ પળાય?'

'કારણવશાત્ હમણાં હું લગ્ન કરવા નથી ઇચ્છતો.'

'ક્યાં કારણો? આર્થિક કારણો છે?'

'તે પણ ખરાં.'

'તેનો નિવેડો આવી ગયો છે. તે સિવાય?'

'નલિને જવાબ ન આપ્યો. ક્યાં કારણો એમણે છુપાવ્યાં તે હજુ સુધી હું પણ નથી જાણી શકી.'

'અને હમણાં જ એવું કંઇ લગ્ન કરી નોખવાનું છે? હજી તો રમા અભ્યાસ કરે છે. તેને તો બહુ ભણવું છે, ભણી રહે ત્યાર પછી લગ્ન થશે.

'હજી નલિને જવાબ ન આપ્યો. નલિન હા પાડી દેતા હોય તો શું બગડી જવાનું છે? હું મનમાં જ એમના પર જરા ચિડાઇ. મારા તરફ છુપાઇને તાકી તો રહે છે. આડા-અવળા પ્રસંગો ઊભા કરી મારી સાથે બોલવાયે પ્રયત્ન કરે છે. શા માટે નકામા આનાકાની કરી બીમારને હેરાન કરતા હશે?

'તો અત્યારથી આ, સંબંધ જોડવાનું શું કારણ છે? વખત આવશે ત્યારે સંજોગો જોઇને વર્તી લેવાશે.' થોડીવારે નલિન બોલ્યા.

'મારા જીવતાં હું રમાને સજોડે જોઉં તો મને શાન્તિ થાય.' બીમારે કહ્યું.

'તમને વાંધો શું છે, મારાભાઇ?' મારા પિતા બોલ્યા.

'કંઇ જ નહિ.'

'તો, પાડોને હા.'

'રમાને પૂછયું?' નલિને બીમારને પૂછયું.

'શું?' બીમારે સામો પ્રશ્ન કર્યો.

'લગ્ન બાબતમાં રમાના શું વિચારો છે? તેની સંમતિ તો લેવી જોઇએ.'

'એમાં વળી એને શું પૂછવું હતું?' મારા પિતા બોલી ઊઠયા.

'મારા પિતાના વિચારો આધુનિક વિચારોને સંમત હોવા છતાં કેટલાક વિચારોમાં એ પાકકો વિરોધ ઉઠાવતા. છોકરીની ઇચ્છાથી, કે તેને વર પસંદ પડે તો જ તેનો વિવાહ થાય, અને નહિ તો ન થાય, તેમાં તે છોકરાંની ઉદ્ધતાઈ

લેખતા. આવી કેટલીક બાબતોમાં તે પોતાની વડીલશાહીને ન મૂકી શકતા.

'મેં રમાને પૂછી લીધું છે. તે સંમત છે.' બીમારે કહ્યું.

'તો હું પણ સંમતિ આપું છું.'

'નીચા મુખે નલિને એ વાક્ય ઉચ્ચાર્યું. એમનો અવાજ મને ઉત્સાહભર્યો કે આનંદી ન લાગ્યો. હૃદયની ગૂંચમાંથી માણસ વગર વિચાર્યે કંઈક બોલી નાખે છે. અને અવાજમાં જે ગભરામણભરેલી શિથિલતા હોય છે તે તેમાં હતી. શરમથી કદાચ અવાજમાં ફેર પડયો હશે, એમ મેં માની લીધું. ઉત્સાહ અને આનંદ કેટલીક વખત અવાજમાં લાવવો એ બેશરમી ગણાય છે.

'તે પછી બીમાર, મારા પિતા અને નલિન વચ્ચે કંઈક ધીમી ધીમી વાતો થઈ તે મને ન સંભળાઇ. બીમારના હાથમાં તેમના વસિયતનામાના કાગળો હતા એટલું જ હું જોઈ શકી.

'પાછળથી મને ખબર પડી કે બીમાર એ વસિયતનામું નલિનને સમજાવતા હતા.

'વસિયતનામાની એક કલમ નલિનને નહોતી ગમતી. જ્યાં સુધી હું અને નલિન શાસ્ત્રોક્ત વિધિઓ દ્વારા લગ્નથી ન જોડાઇએ ત્યાં સુધી મિલકત મારા નામે રહે. નલિન ભલે તેનો વહીવટ ચલાવે. અને લગ્નથી જોડાતાં સૉલિસિટર અમારી સંમતિ લીધા વિના પણ મિલકત નલિનને નામે ચઢાવી આપે. પોતાને નામે મિલકત ચઢે કે રમાને નામે રહે તેમાં શા માટે ફેર રાખવો જોઇએ? રમા અને પોતા વચ્ચે અત્યારથીજ શા માટે આટલું અંતર રખાવું જોઇએ? ઉભયને સુખી જોવા ઇચ્છનાર વડીલોએજ શા માટે બંને વચ્ચે આ જુદાઇનો પડદો મૂકવો જોઇએ? નલિને આવી ઘણીયે દલીલો કરી, પરંતુ છેવટે તેમને ન છૂટકે એ સ્વીકારવુંજ પડયું.

'આ વાતચીતને દિવસે બીમાર બહુ જ બોલ્યા. ડૉક્ટરોની મનાઈ હોવા છતાં બોલવાનું તેઓ ન રોકી શકયા. તે દિવસથી એમની તબિયત વધારે બગડી. બીજે દિવસે તેનાથી વધુ બગડી, અને દસેક દિવસમાં તે આ ફાની દુનિયાનો ત્યાગ કરી ચાલ્યા ગયા. માનવીનો આત્મા સ્વર્ગમાંથી પૃથ્વી પર જોઇ શકે છે; બાલવાર્તાઓમાં આવતાં એ કથનો જો સાચાં હોય તો, તેમના હાથે જ થયેલી મારી આ હાલત જોઇ તેઓ આજે ચોધાર આંસુએ રોતા હશે.

'હું એ વખતે ઇન્ટર સાયન્સમાં અભ્યાસ કરતી હતી. હું અને નલિન અમને મળેલા મકાનમાં રહેતાં હતાં.

'મારી છ-માસિક પરીક્ષા ચાલતી હતી. પહેલા વર્ગમાં પસાર થવા માટે હું વાંચવામાં ખૂબ લક્ષ આપી રહી હતી. નલિન પોતાના કામમાં મશગૂલ રહેતો. તે મને અભ્યાસમાં મદદ કરે એમ હું ઇચ્છતી. મને તે વખતે ઘણીયે ગાંડીઘેલી ઇચ્છાઓ થતી: નલિન સોફામાં બેઠો હોય, હું એમના ખોળામાં માથું મૂકી સૂતી સૂતી વાંચતી હોઉં, વખતોવખત ચુંબન કરતાં તે મારી ભૂલો કાઢી મને સમજાવતા હોય. મને ન સમજણ પડે તો ફરી ફરીને સમજાવવા પ્રયત્ન કરતા હોય, અને તેમ છતાંય ન સમજાય તો ગુસ્સે થઇ મને એક આછી લપ્પડ ગાલમાં લગાવતા હોય, હું રિસાઇ પડતી હોઉં, મનાવા માટે એ મને મીઠા મીઠા શબ્દોમાં કાકલૂદી કરતા હોય, વળી હું મનાઈ જતી હોઉં, અને આનંદાવેશમાં એ મને પોતાના બાહુપાશમાં એવી તો દાબે, કે હું એક તીણી ચીસ પાડી ઊઠું. વળી પાછા એ મને શીખવતા હોય. ન આવડે તો હવે બીજો રસ્તો લે, ન આવડે એટલા વખત ચુંબનની શિક્ષા કરતા હોય. અભ્યાસમાંથી વિમુક્ત થતાં હું કેટલીય વખત આવા વિચારો કરતી. કેટલાંય કલ્પના તરંગોના મોજાં ઊછાળતી.

હવામાં કેટલીય આવી ઈમારતો બાંધતી. અનેક સ્વપ્નચિત્રોમાં એકલ, એકલી જ રાચ્યા કરતી. પરંતુ વાસ્તવિક જીવનમાં તેનાથી વિરૂદ્ધ અનુભવો થતા.

'વિમાકમ્પનીનું કામ કરતા હોવાથી નલિનને ઑફિસ ટાઈમની મારામારી નહોતી. વહેલા–મોડા ગમે ત્યારે તે ઘરની બહાર જતા–આવતા. ખાસ કરીને સવારમાં વહેલાજ જતા. બપોરે જમ્યા બાદ આરામ લેવાની તેમને ટેવ નહોતી. અને સાંજે કેટલીક વાર તો દસ–અગિયાર વાગી જતા. ઘરે આવી જમતા. આખા દિવસ દરમિયાન કરેલા કામની નોંધ લખવામાં તે બાર વગાડી દેતા. તે સૂવા માટે ઊઠતા ત્યારે હું ઘસઘસાટ ઊંઘતી હોઉં.

'મારાં સ્વપ્નચિત્રોને અમલમાં મૂકવાને નલિન પાસે સમય જ નહોતો. નલિનને આડકતરી રીતે આ બાબતમાં મેં ટકોર કરેલી. પણ તેમણે ધ્યાન પર નહિ લીધું.

'ફરવ જવાનો મને શોખ હતો. અમુક સમયને અંતરે સિનેમા કે નાટક જોવામાં પણ મને ખૂબજ આનંદ આવતો. નલિન મારી સાથે હોય, વાતો કરતાં અમે હાથમાં હાથ ભેરવી ચાલતા હોઈએ, હું ચાલતાં ચાલતાં તેમને અડપલું કરતી હોઉં. આજુ બાજુના લોકો ન જાણે તેમ તે મને એક ઝીણી ચૂંટી ખણતા હોય, થોડીવાર હું ડાહી થઈ જતી હોઉં, વળી પાછી પેલી પહેલાંની ધમાલ ! સિનેમા કે નાટક જોવા ગયાં હોઈએ, તોફાનમાં મેં ધ્યાન ન આપ્યું હોય, ઘેર આવી તે મને તેનો ટૂંકસાર પૂછે. મને ન આવડે. અને પાછી ચુંબનોની પેલી શિક્ષા થતી હોય !

' નાટક સિનેમામાં કળાને નામે અશ્લીલતા બતાવાય છે. સુબોધને નામે ગાંડીઘેલી પ્રેમકથાઓ શીખવાય છે. ' સિનેરી 'ને

નામે અશિષ્ટ વાતાવરણ ઊભું કરવાનાં સાધનો બતાવાય છે. સંગીતને નામે અશિષ્ટ ગાયનોનો પ્રચાર થાય છે. નાટકમાં અકુદરતી ઉજાગરો થાય છે. તેથી શરીરને હાનિ થાય, અને સિનેમાના પ્રકાશથી આંખો ખરાબ થાય છે. આવાં અનેક કારણો મારી સામે મોજુદ કરી તે સિનેમા કે નાટકમાં ન આવતા. છતાં મને જવા માટે બંધી નહોતી કરી.

'ફરવા જવાનો એમને વખત ન મળતો અને પોતે કામ અંગે આખો દિવસ ફરતા હોવાથી થાકી જાય છે, એમ જવાબ મળતાં મારે એકલીને ફરવા જવું હોય તો જવાની છૂટ મળતી.

'કોઈ વખત એકલી હું ફરવા જતી. મલબારહિલની ટેકરી પર જઈ એક બાંકડા પર બેસતી. વિશાળ મોજાં ઉછાળતા સાગરમાં છેક ક્ષિતિજ સુધી નજર નાખતી. એક જાતની અકથ્ય નિરાશાનું આછું વાદળું આવતું; હું ત્યાંથી નજર ખસેડી લેતી. સામેની ઘટાઓ તરફ ધ્યાન ખેંચાતું. વૃક્ષો નીચેના બાંકડા પર નજર કરતાં અનેક યુગલોની છૂપી મસ્તી જોતાં નજર ખસેડવાનું મન ન થતું. હૃદયમાં બળતરા થઈ આવતી. નલિન પર ગુસ્સે થતી. ત્યાંથી ઊઠીને હું ચાલવા માંડતી.

'હું 'બેડમિન્ગટન' રમવા ગઇ હતી. રમતમાં એવી મઝા પડેલી કે ઘેર આવી તો પણ આનંદનાં એ મોજાં શાન્ત ન પડયાં. નલિન સોફામાં સૂતા હતા. તેમના હાથમાં 'Evolution of Man' નામનું પુસ્તક હતું. વાંચવામાં એ એટલા મશગૂલ હતા કે હું આવી તેની તેમને ખબર ન પડી. આવતાંજ મેં તેમના ગાલ પર એક ચુંબન ભરી લીધું. તેમ કરવામાં મને ખાસ કંઇ અયોગ્ય નહોતું લાગતું. "And all thy answer's kiss on kiss" રૂનબર્ગના એ મત પ્રમાણે નલિન પણ

મને જવાબ આપશે એ ઇચ્છાએજ મેં ચુંબન કર્યું. પરંતુ પરિણામ વિપરીત આવ્યું. નલિને હાથમાંના પુસ્તકને નીચે પટકી દીધું. ક્રોધથી તેમનું અંગ ધ્રૂજી ગયું. આંખોમાં રતાશ આવી. 'Stolen... ચુંબનથી ગાલ બગડયો હોય તેમ હાથથી લૂછી કાઢયો. અને એજ હાથે મારા ગાલ પર એક તમાચો ચોડી કાઢયો. 'Stolen kisses are sweet' એ અંગ્રેજી કહેવત મારે માટે ઊલટી નીવડી.



# જીવનની એ કાળરાત્રિ

'જીવનતત્ત્વોના ઐક્ય સિવાય પ્રેમ સંભવવો મુશ્કેલ છે.

'પ્રથમ નજરે પ્રગટેલી પ્રણયજ્યોતિ અસામ્યતાની એકાદ આછી લહરી આવતાં બુઝાઇ જાય છે.

'ભિન્ન દિશાઓએ વહેતાં જીવન વહેણ લગ્નને વેદી બનાવી મૂકે છે.

'મારૂં અને નલિનનું જીવન ભિન્ન ભિન્ન દિશાઓમાં જ વહેતું હતું. બહારની દુનિયા દેખતી ગઇ તેમ મારૂં જીવન પલટાતું ગયું. નાટક સિનેમાની નાયિકાઓનાં રસીલાં જીવનચિત્રો મારી આંખો સામેથી ખસતાંજ નહોતાં. ચિત્રગૃહોના પડદા પર ક્ષણ માટે જીવાતાં એ જીવનનો મને મોહ લાગ્યો હતો. હું નાયિકા બનવા માગતી હતી. નલિનને મારા જેવાજ રસભીના નાયક બનાવવા હતા.

'પડદા ઉપર ક્ષણ માટે જીવાતાં એ જીવનના મોહ મારા જેવાં કંઈક કેટલાંકને લાગ્યા હશે વાર્તામાં કે વર્તનમાં અશક્યતા કે કૃત્રિમતા ન જ હોય. જાણે પડદા પર સાચું જ એક અનોખું સ્વર્ગ ખડું થઇ જાય છે. એવું જ જીવન જીવવાના કોડ અનેક સેવતાં હોય છે. પરંતુ વાસ્તવિકતાની દુનિયા તેનાથી નિરાળી છે. કલ્પનામાંથી ઉત્પન્ન થયેલું જીવન જીવવા માટે એક કાલ્પનિક દુનિયા જ બનાવવી પડે. માનવજાતિની દુનિયામાં એ જીવન જીવવાની સગવડો નથી. મને બહુ મોડી આ સમજણ પડી. સમજણ પડી તે પહેલાં હું મારા જીવનની હોળી કરી ચૂકી હતી.

'નલિનની છેલ્લી થપ્પડ ખાધા પછી હું તેમને ખાસ છંછેડતી નહિ. ખપ પૂરતી જ વાત કરતી. એ પણ જરૂરિયાતથી વધારે અક્ષર ન બોલતા. પરંતુ મારા જીવનનો રાહ બદલાયો નહોતો. હું કૉલેજમાં જતી. ત્યાંથી આવી ફરવા જતી, રમવા પણ જતી. સભાઓ અને પાર્ટીઓમાં ભાગ લેતી. મેળાવડાના સંવાદો અને ગરબાઓમાં મારૂં અગ્રસ્થાન રહેતું. નાટક, સિનેમા, ગાણું અને નૃત્ય મને વધુ ને વધુ ખેંચતાં જ હતાં.

'બીજી બાજુએ નલિન તેમની કાર્યસરણીમાં એક અચળ લોહસ્થંભ જેમ જ સ્થિર ગંભીર હતા. હું ક્યાં જતી, ક્યાં ફરતી, શું કરતી; તેમાંનું કંઈ પણ પૂછવાની તેમની ઉત્કંઠા નહોતી. મેળાવડા કે સંવાદોના હેવાલ હું કોઈક વખત તેમને સંભળાવતી. પરંતુ એક ભાવહિન ઠંડા હૂંકાર સિવાય બીજા શબ્દો તે ન બોલતા. મારા અભ્યાસ માટે તેઓ કોઇક જ વાર મને પૂછતા. મને તેમાં ખાસ રસ નહોતો.

'બહારના કાર્યક્રમો અને નૃત્યગાનમાં ધીમે ધીમે હું એટલી લીન થઇ ગઈ કે કૉલેજને મેં તિલાંજલિ આપી. નલિને જ્યારે

તે જાણ્યું ત્યારે ખૂબજ નિરાશ થઈ ગયા. શોકમાં તે એટલા ઊંડા ઊતરી ગયા કે મને ઠપકાનાં એક–બે વચન કહેવાની પણ તેમણે ઇચ્છા ન કરી.

'એકાદ નાના વ્યસનમાંથી જ માણસ અઠ્ઠલ શરાબી બને છે. માગીને બીડી પીવાની ટેવને કેળવવામાંથી જ એક બહારવટીઓ પેદા થઈ શકે છે. રસિકતાના મારા વિચારોને અટકાયત ન હોવાથી હું નૃત્યમાં રસ લેતી થઇ. ધીમે ધીમે મારા એ રસમાંથી નર્તકી થવાના મને કોડ જાગ્યા. એક નૃત્યશાળામાં હું દાખલ થઈ. મારા વ્યવસાયો હવે એટલા વધી ગયા કે ભોજન બનાવવાની પણ મને ફુરસદ ન મળતી. નલિનનો અભિપ્રાય લીધા સિવાય જ મેં એક રસોઈઓ રાખી લીધો. તે દિવસે તેમની નિરાશાને હદ નહોતી, પરંતુ મારા વ્યવસાયોથી અલિપ્ત રહેવા ઈચ્છતા હોવાથી તે કંઇ જ બોલ્યા નહિ. મારી સ્વતંત્રતા પર તરાપ મારવા તે રાજી નહોતા એ હું સ્પષ્ટ સમજી શકી.

'એક કાળરાત્રિ આવી!

'અમારા જીવનચંદ્ર પર તે દિવસે એક કાળી વાદળી આવી. જીવન ચન્દ્રિકાને તેણે છાઇ દીધી. ઘોર અંધકાર વ્યાપી ગયો. અંતરિક્ષમાં નોબતો વાગી હશે; મોત જેવી ભયંકર.

'હું તે ન સાંભળી શકી.

'તે દિવસે નૃત્યશાળામાં હું રાત્રે જવાની હતી. કામદેવનું નૃત્ય શીખવા માટે જ રાત્રિનો સમય પસંદ કર્યો હતો. રાતના સાડાનવ પછી હું ઘેરથી નીકળી. નલિન ઘેર જ હતા. એક પુસ્તક વાંચતા તે બેઠા હતા.

'વિષયને અનુસરતું વસ્ત્રપરિધાન એ નૃત્યકળાનું મુખ્ય અંગ છે. તદ્દન બારીક 'લીનન કલોથ'નો એક કસબી

દુપટ્ટો મેં કમરે વીંટાળ્યો. વક્ષઃસ્થળે એ જ કપડાની એક કંચુકી પહેરી, અન્ય વસ્ત્રો દૂર કર્યાં. મને પોતાને પણ શરમ આવી ગઇ. કપડું એટલું બધું બારીક હતું કે પાંચ ગડી વાળીને પહેરવામાં આવે તો પણ આરપાર દેખાય. મેં એકજ પડ પહેર્યું હતું. કેમ જાણે તદ્દન નગ્ન ન થઈ ગઈ હોઉં! કસબનો ચળકાટ કપડાંમાં ન હોય તો જોનારને, મેં કપડું પહેર્યું છે કે કેમ એ પણ ન સમજાય. શરમથી હું નીચુ જોઈ રહી.

'એક પુરૂષમિત્ર મારી સાથે કામદેવનું પાત્ર બની નૃત્યમાં ભાગ લેવાના હતા. જ્યારે તેમને પણ એક લંગોટ સિવાય મારા જેવાજ વસ્ત્રોમાં સજ્જ થઈ મારી સામે ઊભેલા જોયા, ત્યારે મારો સંકોચ સહેજ ઓછો થયો. થોડી વારે હું ઊંચું જોઈ શકી. મારા માસ્તરે મને ટકોર કરી. શરમ અને નૃત્યને દુશ્મનાવટ છે. શરમાળ નૃત્ય શીખીયે ન શકે, ન તો કળાને અન્ય સામે ધરી શકે.

'આજ પર્યંત શીખેલા નૃત્યો કરતાં આ નૃત્ય તદ્દન ભિન્ન પ્રકારનું હતું. અઘરૂં હતું તેટલું રસિક પણ હતું. અસાધ્ય લાગતું એટલું આકર્ષક પણ હતું.

'નૃત્યનો આરંભ થયો. મારી સામેનું પાત્ર નિપુણ હોવાથી મને ખાસ મુશ્કેલી નહોતી આવતી. છતાં માસ્તરની સૂચનાને બરાબર અનુસરી શકતી નહિ. કેટલીક વખત તાલ ચૂકી જતી. કોઈક વખત ઠેકો આડો અવળો પડી જતો. અંગ મરોડમાં કળાની જગ્યાએ, અજાણ્યે અશ્લીલતા આવી જતી. અભિનય એકદમ ન સચવાતો. પ્રથમ વખતે આમ થયું. બીજે વખતે કંઇક સુધારો થયો. બરાબર પાંચ પ્રયત્નોએ હું ઠીક રીતે શીખી શકી.

'છઠ્ઠી અને છેલ્લી વખતનો પ્રયત્ન શરૂ થયો, મને લાગ્યું કે હું સંપૂર્ણપણે શીખી ગઇ છું. તે વખતે મેં અંગો છૂટાં મૂકી

દીધાં; નૃત્યમાં હું એકતાન બની શકી. નૃત્યની આખરે નાયકના ડાબા હાથ પર મારે ચત્તુંપાટ સૂઈ જવાનું હતું, છેવટ આવ્યું, હું સૂતી. સૂતાંજ બાજુની બારીમાંથી મારી નજર સામેના મકાનની બારી પર પડી. વીજળીનો દીવો બારી પર લટકતો હતો. બારીમાંથી મને નલિનની મુખાકૃતિ સ્પષ્ટ રીતે ઓળખાઈ. અમારી આંખો મળી. હું છોભીલી પડી ગઈ. સ્વસ્થ થઈ હું દૂર ખસી ગઇ. નલિન પણ અંદર જતા રહ્યા.

'હું મનમાંજ નલિન પર ગુસ્સે થઈ. શા માટે આમ ચોરીછૂપીથી નલિને મારી પાછળ આવવું જોઇએ ? મારા પર વિશ્વાસ ન હોય તો મને એકલીને બહાર ન જવા દેવી જોઇએ. અથવા મારી સાથે આવવું જોઇએ. મારૂં વર્તન ન ગમતું હોય તો પોતે પોતાનું વર્તન સુધારી મારા સ્વભાવને અનુકૂલ થઈ જવું જોઈએ, —વગેરે અનેક વિચારોથી મારૂં મગજ ગરમ થવા લાગ્યું. પોતાની ચોરી પકડાતાં જ માણસ પારકાની ખામી શોધવા મથે છે.

'પૂછપરછ કરતાં માલૂમ પડયું કે બાજુના મકાનમાં એક નવજુવાન નર્તકી રહે છે, અને નલિન વખતો વખત ત્યાં આવ્યા કરે છે. ત્યારે મારા ગુસ્સાએ હદ ગુમાવી. ઉતાવળી હું નૃત્યશાળામાંથી બહાર નીકળી ગઈ. ઘેર પહોંચી. તાળાની ચાવીઓ અમારી બંને પાસે રહેતી. તાળુ ખોલી હું અંદર ગઈ. ગુસ્સામાંજ એક સોફા પર પડતું નાખ્યું.

'થોડીવારે બારણા પર ટકોરા થયા. મેં જવાબ ન આપ્યો. હું ટટાર થઈને બેઠી. નલિન અંદર આવતાંજ ખખડાવી નાંખવાની મારી ઇચ્છા હતી. પુનઃ ટકોરા થયા. ત્રીજીવાર થયા. મેં જવાબજ ન આપ્યો, છેવટે બારણું ઠેલાયું. એક પાટલૂનમાં સજ્જ થયેલી એક વ્યક્તિએ પ્રવેશ કર્યો. નૃત્યમાં કામદેવનું પાત્ર થનાર એ નયનકુમાર હતો. હું સંકોચાઈ સ્વસ્થ થઈ. મારાં

કપડાં તરફ નજર જતાંજ હું શરમાઈ ગઈ. નલિન પર ચઢેલા ગુસ્સામાં ભાન ગુમાવી, નૃત્યશાળામાંથી કપડાં બદલ્યા સિવાયજ ઉતાવળી હું ઘેર ચાલી આવી હતી.

'દરવાજો ખાલી બંધ કરી નયન મારી તરફ આવ્યો. નફ્ફટાઇથી તેણે મારી સાથેજ, મને અડી શકે તેમ, સોફામાં સ્થાન લીધું. હું જરા દૂર ખસી. તે મારી તરફ આવ્યો.

'કેમ અત્યારે?' મેં તેને પૂછ્યું.

'તારે માટેજ.' તેણે જવાબ આપ્યો.

'મારે માટે?'

'હા.'

'કંઇ કામ છે?'

'તને ખબર નથી?'

'ના.'

'કેમ જાણે નાની કીકલી!—' તે હસ્યો.

'શું કામ છે?'

'લીનનના કપડાની આરપાર દેખાતા મારા બદન પર તેણે નજર ફેરવી. હું સમજી શકી. તેની કાતિલ નજરનો વિકાર મારાથી અજાણ્યો ન રહ્યો. તેણે મારો હાથ પકડયો. તેના સ્પર્શે મને રોમાંચ ન આવ્યો. કેટલીયે વાર મેં તેની સાથે નૃત્ય કર્યું હતું. અને આજના નૃત્યમાં તો અજાણપણે કોઇક જગ્યાએ મારૂં વર્તન અશ્લીલ ગણી શકાય તેવું થઈ ગયું હતું. હાથને છોડાવવા મેં ખાસ પ્રયત્ન પણ ન કર્યો.

'તું અને નલિન પરણેલાં છો?' તેણે મને પૂછ્યું.

'નલિનને તમે ઓળખો છો?'

'પેલી ગાનારીને ત્યાં બેસી રહે છે, એજ ને?'

'કઇ ગાનારી?'

'આપણી નૃત્યશાળાની બાજુના મકાનમાં જ રહે છે. અત્યારે પણ એ મિસ્ટર તો ત્યાંજ બેઠેલા છે.'

'ગાનારી કોણ છે?'

'વાહ! ગાનારી એટલે ગાનારી, નાચનારી. એટલુંયે નથી જાણતી?'

'એ ગાવાનોજ ધંધો કરે?'

'નાચવાનો પણ કરે, અને એકાદ બે માણસની ઉપ-પત્નીનું કામ પણ કરી લે.'

'નલિન ત્યાં ગાન સાંભળવા જાય છે?'

'તું તો મૂર્ખ છે! ગાણું બહુ તો બે-ત્રણ કલાક હોય. પણ આ તો દિવસે પણ ત્યાં જાય છે. પેલીને જોઇતી-કરતી ચીજો લાવી દે છે. તને કશી ખબરજ નથી?'

'ના.'

'તું એની પત્ની નથી?'

'ના.'

'તો તમે બંને એકઠાં કેમ રહો છો?'

'એવું તમને કોણે કહ્યું?'

'તું નૃત્યશાળામાં દાખલ થઈ તે દિવસે જ મેં તારી તપાસ કરેલી. તારા નામ આગળ તું 'મિસ' લખાવે છે. અને આ મકાનમાં રહો છો તમે બે જ જણ. મેં તો તે જ દિવસથી ધારેલું કે તું નલિનની રખાત—'

'નયન, ચૂપ કરો.' હું વચ્ચે જ ગર્જી ઊઠી.

'રમા, હવે સતી થવાના પ્રયત્નો ન કરીશ.'

'તેણે મારો બીજો હાથ પકડી મને પોતાના તરફ ખેંચી.

'આમ શું કરો છો?' મેં છણકો કર્યો.

'રમા, મારે ચોકખા શબ્દોમાં કહેવું પડશે?' તે કૃત્રિમ ગુસ્સાથી બોલ્યો.

'શું?' જવાબ જાણતી હોવા છતાં મેં પ્રશ્ન કર્યો.

'હું તને મારી બનાવવા ઇચ્છું છું.'

'એ નહિ બને.'

'નલિન કરતાં મારી સાથે ઠીક પડશે. હું પગાર પણ મોટો આપીશ.'

'નલિનની હું રખાત નથી.'

'તો તું તેની બેન–ભાણેજી પણ નથી એની મેં તપાસ કરી છે.'

'નયન કેટલાય દિવસોથી મારી પાછળ ભમતો હશે એ હવે હું સમજી શકી.

' મારો ગુસ્સો શાન્ત પડતો હતો. નયને ધીમે ધીમે મારા શરીરે હાથ ફેરવવા માંડયો. મેં તેમાં ખાસ વાંધો ન લીધો. તે દિવસે જરૂર હું નયન સાથે લપસી પડત. આજે આ સાફ સાફ કહેવામાં મને જરાય શરમ પણ નથી થતી. નયન જુવાન અને દેખાવડો હતો. હું પણ જુવાન અને સુંદર હતી; ઉપરાન્ત રસિકતાના પંથે પ્રયાણ આદરી રહી હતી. જુવાની સાથે જાતીયવાસના પણ માનવીમાં પ્રવેશે છે, પછી ભલેને પરણિત કે અપરિણિત હોય. હું વાસના સિવાયની તો નહોતી જ; કદાચ મને રસિકતાના પંથે ખેંચનાર એ વાસના જ હશે. રસિકતાના પંથે હોવા છતાં હું સંયમી રહી હતી.

પરંતુ નલિનની મારા તરફની બેદરકારીથી એ સંયમથી હું કંટાળી ગઈ હતી. પરણિત સ્ત્રીઓ અન્યગામી બને છે તેમાં તે સ્ત્રીઓ કરતાં તેમના પતિઓનો વધારે દોષ હોય છે. અને પરણિત પુરૂષો બહાર ભટકે છે તેમાં તેમની પત્નીઓ મોટે ભાગે જવાબદાર છે. એકબીજા પ્રત્યેની જાતીય બેદરકારીથી જ પરિણિત માનવીઓ પણ અસંતોષી રહે છે. મારી જાતીય ઇચ્છા મેં કેટલીય વખત નલિન પાસે આડકતરી રીતે પેશ કરી હતી; તેવે દરેક વખતે નલિન મારા પર ગુસ્સે થઈ ગયેલા. આજે પણ હું એટલું તો કહીશ જ કે નલિને તે વખતે મારી સાથે લગ્ન ક્રિયાથી જોડાઈ જવું જોઈતું હતું. મેં મારી એ ઈચ્છા તેમની આગળ વ્યક્ત કરેલી પરંતુ, 'થોડા વખત પછી થઈ રહેશે,' એજ ઠંડો જવાબ તેમણે આપ્યા કર્યો હતો.

'બંને હાથથી મને પોતાના તરફ ખેંચી નયને મારા કપોલ પર એક ચુંબન ભરી લીધું. મેં અમસ્તો છણકો કર્યો. સોફા પરથી હું ઊભી થઇ ગઇ. નયન પણ મારી સાથે ઊભો થઇ ગયો. બાહુપાશમાં પકડી જોરથી તેણે મને દાબી દીધી. ઓષ્ટ પર ઓષ્ટ મુકાયા. એક ચુંબન લીધું, બે લીધાં, ત્રીજા બચકારે મારી નજર બારણા તરફ ગઇ. નલિનની પ્રશાન્ત મૂર્તિ સ્થિરપણે ઊભી હતી. હું ગભરાઇ ગઈ. નયનના પાશમાંથી છૂટવા મેં જોર કર્યું. નયને પણ નલિનને જોયો. તેણે મને મૂકી દીધી.

'ગંભીરપણે ધીમેથી પગલા ભરતા નલિન અંદર આવ્યા. હું સોફા પર બેસી પડી હતી. નયન નીચા મુખે ઊભો હતો.

'નયન, ઊંચુ જો.' નલિને કહ્યું.

'હું ધ્રુજી ઊઠી. કદાચ મારામારી થશે તો ? ફજેતો થવાની બીક પણ લાગી. નલિન ધારે તો નયનને મરતાં સુધી મારી શકે તેમ હતા.

'તને શરમ આવવી જોઇએ. પર પુરૂષ સાથે–ફરવા જવાના વહેમની જ ખાતર, પત્નીને જલાવી દેનારે, અન્ય સ્ત્રી સામે કુદ્રષ્ટિ કરતા પહેલાં ઝેર પી લેવું જોઇએ. ચાલ્યો જા. ફરીથી આ તરફ દ્રષ્ટિ કરી તો જીવ ખોઇ બેસીશ, જા!'

'નલિને નયનને આજ્ઞા કરી. નયન નીચા વદને ચાલ્યો ગયો. એક શબ્દ પણ બોલવાની તેની હિંમત ન ચાલી.

'નયનની પાછળ નલિને બારણું બંધ કર્યું. હવે મારો વારો આવતો હતો. મારૂ હૃદય ધ્રૂજતું હતું. બીકથી અંગો પણ કંપતાં હતાં. નલિન શું કરશે ? એ એકજ પ્રશ્ન મને સતાવી રહ્યો હતો.

'તે પોતાના ખંડમાં ગયા. હું સોફામાં જ બેસી રહી. કદાચ લાકડી લેવા ગયા હશે. ગુનેગાર સ્ત્રી લાકડી સિવાય શાની આશા રાખી શકે ? ગુનેગાર પુરૂષને, સ્ત્રીએ માફી આપવી જોઇએ; જો પુરૂષ માફીની દરકાર કરે તો. પરંતુ સ્ત્રી માફીની ભીખ માગે તોયે તે મળવી મુશ્કેલ હોય છે. થોડીવારે તે મારી પાસે આવ્યા. ઘડિયાળમાં એકનો ટકોરો થયો.

'રમા, સૂઇ જા હવે, એક વાગ્યો.'

'તેમણે મને કહ્યું. હું બળી ઊઠી. મને માફી આપીને નલિન આમ નહોતા બોલતા. તેમનો વ્યંગ હું સમજતી હતી. તે પોતાના સૂવાના ખંડમાં ચાલ્યા ગયા. અકથ્ય અમૂંઝણથી અકળાતી હું સોફામાં જ પડી રહી.

'નલિન ઊંઘી ગયા. મને નિદ્રા આવે તેમ નહોતી. શા માટે નલિન મારૂં આ અયોગ્ય વર્તન જોઇ રહ્યા ? પત્નીને અન્ય પુરૂષના હાથમાં રમતી જોઇ નમાલા પુરૂષને પણ ગુસ્સાનો પાર ન રહે. હું નલિનની ભાવિ પત્ની નહોતી ? શા માટે તે મને ઠપકો પણ ન આપે ? મારા પર પત્ની કરતાં એમનો ક્યાં થોડો હક્ક હતો ? શા માટે તે આટલા બધા ઠંડા થઇ જાય ? નલિનની

ઠંડકતા મને બાળીને ભસ્મ કરી દેતી. ગુસ્સાને સ્થાને વપરાતી શાન્તિ અનેકગણી અસર કરે છે. બૂમ બરાડાની જગ્યાએ વપરાતું મૌન, સામા પાત્રને બાળી મૂકે છે. શાન્તિ, મૌન અને માફી સજા કરતાંયે અતિ તીક્ષ્ણ હથિયાર છે.

'ઘડિયાળમાં ચારના ટકોરા થયા. હું જાગતી જ પડી હતી. અતિશય વિચારોને અંગે મારૂં મગજ બહેર મારી ગયું હતું. સોફામાંથી હું ઊભી થઇ ગઈ. નલિન સૂતા હતા તે તરફ મેં જવા માંડયું. શા માટે હું તે તરફ ગઈ તેનું મને ભાન નહોતું. વિચારશૂન્ય બની હું પલંગ નજીક પહોંચી. નલિન ઊંઘતા હતા. તેમના મુખ પર હું કેટલાયે વખત સુધી જોઇ રહી. કોઇને ભયંકર શિક્ષા કરતા હોય તેવા ક્રૂર ભાવ તેમના મુખ પર ઊંઘમાંયે રમતા હતા. હું ધ્રૂજી ઊઠી. નલિને દાંત કચકચાવ્યા. હું રોઈ પડી. નલિન ધારે છે એટલી શિક્ષાને પાત્ર હું નહોતી. કેમ કરી તેમને આ સમજાવી શકું? ન સમજાવી શકું ત્યાં સુધી મને શાંતિ નહોતી. તેમનું મૌન મારે માટે અસહ્ય, અવિરત શિક્ષા હતી.

'ધીમેથી મેં નલિનના પલંગ પર સ્થાન લીધું. મારી આંખમાં આંસુ હતાં. નલિનને હું વિનવવા ઈચ્છતી હતી. તેમને ઊંઘમાંથી જગાડવાની મારી હિંમત ન ચાલી. હું બાજુમાં જ સૂઈ ગઇ. તેમના કપાળ પર મેં ધીમેથી હાથ ફેરવવા માંડયો.

' અચાનક તે જાગી પડયા. મારો હાથ તેમના કપાળ પર જ હતો. જાગત જ તેમના ક્રોધની માત્રા વધી પડી. મને બાજુમાં સૂતેલી જોઈ તે એકદમ પલંગની નીચે ઊતરી પડયા. કેમ જાણે મારા અડકવાથી તે અભડાઈ ગયા હોય!

'રમા! આ પાપ મારાથી સહન નહિ થાય.' તે ગર્જી ઊઠયા.

'મેં શું પાપ કર્યું છે, નલિન?' મેં વિનવણી ભર્યાં અવાજે પૂછ્યું.

'હજી તું મારી પત્ની નથી. મારી સાથે સૂવાનો તને જરાયે હક્ક નથી.'

'તો કોની સાથે સૂવા જાઉં? તમે—'

'નયન સાથે.'

'નલિન—'

'બસ. આગળ સાંભળવાની મને ઇચ્છા નથી.'

'નયન મારો મિત્ર જ છે.'

'મારે દલીલ નથી જોઇતી.'

'નલિન, સતી સીતા શોધનારા બધા રામચંદ્રજી હોય છે?' હું પણ જરા કડક બની. નલિનનો વારાંગના સાથેનો સંબંધ મને એકાએક યાદ આવી ગયો.

'મતલબ?'

'તમારા દિલને પૂછો.'

'તું મને જ કહેવા માગે છે?'

'શું તમે એક ગાનારી સાથે સંબંધ નથી રાખતા?'

'રાખું છું.'

'તો નયન સાથેના મારા સંબંધમાં વાંધો લેવાનો તમને જરાયે હક્ક નથી.'

'મેં વાંધો લીધો છે જ ક્યાં?'

'તો મારાથી અભડાઇને કેમ ભાગો છો?'

'કારણ કે તું મારી પત્ની નથી.'

'પત્ની થવાની તો છું જ ને ?'

'ના.'

'કેમ ?'

'તું કદાચ કોઈની પત્ની નહિ બની શકે.'

'નલિન, તમે શું બોલી રહ્યા છો ?'

'એક નગ્ન સત્ય. રમા! જો આપણે પરણી ગયાં હોત તો, આપણી એક જુદી જ કથા રચાત. પરંતુ આજે તેમ નથી બનેલું એ માટે ઈશ્વરનો ઉપકાર. હું આજથી જ આ ઘરનો ત્યાગ કરી ચાલ્યો જવાનો છું.'

'તમારૂં વચન તમને યાદ છે ?'

'તને પરણવાનું'

'હા.'

'એક પ્યાલો અમૃત પીશો ? એ પ્રશ્નનો હકારમાં જવાબ મળ્યા પછી, એ જ પ્યાલામાં ઝેર ભરીને સામો ધરવામાં આવે, ત્યારે હકારના વચનને વળગી રહેવું તે મૂર્ખાઈ જ ગણાય.'

'હું ઝેર બની ગઈ છું ?'

'દૂધમાંથી ચા બન્યા પછી, દૂધ પોતે દૂધ હોવાનો દાવો કરવાને લાયક નથી રહેતું.'

'નલિનના ઘમંડ પર મને ખૂબજ ગુસ્સો આવ્યો. પોતે પોતાનો દોષ નહિ જોતાં અન્ય પર વહેમાઇને જ તેનો ત્યાગ કરવો એમાં ઘમંડ સિવાય શું હોઈ શકે ? ડોળા ઘૂરકાવતી હું ઊભી જ રહી.'

'રમા, હું આજે જવાનો છું; અત્યારે.'

'જશો જ ?'

'હા.'

'ક્યાં?'

'આ ઘરનો ત્યાગ કરીને, અન્ય કોઇ સ્થળે.'

'ભલે.'

'મેં ગુસ્સામાં જ કહી દીધું. ત્યાંથી હું બહાર ચાલી ગઇ. નલિને એક બૅગમાં પોતાનો જરૂરી સામાન અને કપડાં ભર્યાં. તે ક્યારે ચાલ્યા ગયા તેની મને ખબર નથી. હું મારા ખંડમાં જઇને સૂઇ ગઈ હતી. થોડીજ વારમાં ઊંઘી ગઇ હતી.

'સવારે નવેકવાગે જાગી. ઘરમાં હું એકલી હતી, બંધનરહિત.

'સ્વતંત્ર રહી જીવનાર સ્ત્રીએ પુરૂષની અવગણના કરવીજ જોઇએ. આજ પણ મારી એ માન્યતા બદલાઈ નથી. પુરૂષ પર પ્રેમ કરી, તેના વહાલની આશા રાખનાર સ્ત્રી સંપૂર્ણ સ્વતંત્ર નહિજ બની શકે. પુરૂષજાતિ પર મને ધિક્કાર છે, એમ માની હું આમ નથી લખતી. પરંતુ સ્વતંત્રતાની ખોટી બૂમો પાડનાર કાયર સ્ત્રીઓ પર ચિડાઇને લખી દેવાય છે. મારા પોતા પર પણ મને ચિડ છે. અનુભવે મને એક વસ્તુ શીખવી છે કે, સમાજનું એક પણ અંગ એવું નથી કે સ્ત્રી અથવા પુરૂષ એક બીજાની ન્યૂનાધિક પરાધિનતા વિના ચલાવી શકે. નલિન મને ત્યજીને ચાલ્યા ગયા તેમાં મને મારીજ ઉચ્છૃંખલતા લાગતી હતી.

'નયનના પુનઃ અનુભવે મારી આંખો ખૂલી ગઈ.'

'તે દિવસે હું નયનને મળી. અમે નૃત્યશાળામાં એકઠાં થયાં. રાત્રે અગિયાર વાગે અમે નૃત્યશાળા છોડી. આગ્રહ કરી હું નયનને મારે મકાને તેડી લાવી. ન- જુવાન હતો, નલિનની સરખામણીમાં રૂપે પણ ઊતરે તેવો નહોતો, રસિક હતો. યુવાની અને રસિકતા વિના મને કશાની જરૂર પણ નહોતી. નલિનની જગ્યાએ નયનને સ્થાપવાનો મેં નિશ્ચય કર્યો. તેની પત્નીને તેણે

પોતાના હાથેજ બાળી મૂકી હતી, એ ગઈ કાલે હું જાણી ગઈ હતી. એકને બાળી દેનાર મને શું સુખ આપી શકશે એ વિચાર તે વખતે મને ન આવ્યો.

'નયન પાસે મેં તેના પ્રેમની યાચના કરી.

'તેણે નલિનનો પ્રશ્ન કર્યો.

'નિર્ભયતાનું મેં વચન આપ્યું.

'મારી યાચના તેણે માન્ય રાખી.

'તે રાત્રિથી હું નયનની બની. નયન મારો બન્યો.

'નયન હવે મારી સાથેજ રહેતો હતો. મને તેનો સ્વભાવ ખૂબજ ગમી ગયો. તે મારી સાથે હંમેશ ફરવા આવતો. અમે રોજ સિનેમા, નાટક કે જલસાઓમાં સાથે જ જતાં. નયન પોતે પ્રયત્ન કરી મેળાવડાઓમાં મારાં નૃત્ય ગોઠવતો. તે પોતે જ તેનાં વિવેચનો લખી છાપાંમાં છપાવતો. નૃત્યના મારા જુદા જુદા 'પોઝ' પણ તે માસિકોમાં આપતો. લોકોના મુખ પર મારૂં નામ રમતું જોઈ તે રાચતો. મુંબઈ, રાહતફંડોનું મુખ્ય સ્થાન છે. એવાં ફંડ માટે થિયેટરોમાં તે મારા નૃત્ય ગોઠવતો. જાહેરાતની કળા તેને વરેલી હતી. લોકોનાં ટોળાં તીડ પેઠે મારા નૃત્ય માટે તૂટી પડતાં. માત્ર છ માસ વીત્યા. નયનના પ્રતાપે હું ખૂબજ પ્રકાશમાં આવી ગઈ. સિનેમા કમ્પનીઓ, મારા એક નૃત્ય માટે મને ગંજાવર રકમ આપવા તૈયાર થતી, પરંતુ નયન મને તેવાં નૃત્ય કરવા ના પાડતો. માત્ર પૈસા માટે નૃત્ય કરવામાં કળાનું વેચાણ ગણાય. કળાને વેચવી એ કળાકાર માટે શરમજનક વસ્તુ લેખાય. નયનનો અવરોધ મને યોગ્ય લાગતો.

'એ કહેતાં અત્યારે મને શા માટે શરમ આવવી જોઈએ કે, મારા મકાનમાં હવે માત્ર એક જ પલંગ હતો.

'બાર માસ વીત્યા. હું મારા સૉલિસિટર પાસે ગઈ. નલિનને બદલે મારી મિલકત નયનના નામ પર કરવાનો મેં બંદોબસ્ત કર્યો. થોડા જ દિવસોમાં એ પ્રમાણે થઈ ગયું. ખતપત્રો નયનના હાથમાં મુકાઇ ગયાં, તે પછી જ નયનને હું સાચા સ્વરૂપમાં જોઇ શકી.

'હવે તે કોઈક દિવસ ઘેર પણ ન આવતો. ક્યાં ફરતો તેની મને ખબર ન પડતી. મારી સાથે ફરવા તેને ફુરસદ ન મળતી. જનતામાં આગળ લાવવાના તેના પ્રયત્નો એકદમ જ અટકી પડયા હતા. હું તેનું આ વર્તન જોઈ કોઇ વખત ઠપકો આપતી. માફીની યાચનાભર્યા અવાજે તે મને ખુશ કરી દેતો.

'જાતીયરમતો અમે રમી ચૂક્યાં હતાં. કુદરતની કાર્ય-સરણી કદી તેના નિયમોનું ઉલ્લંઘન નથી કરતી. માનવીની પરિસ્થિતિ સાથે તેને નિસ્બત નથી. પરિણામની સારાઇ નરસા-ઇમાં તેને કંઈજ બંધન નથી. મેં નયનને મારી સ્થિતિ સમજાવી. અને તેટલું ઉતાવળે લગ્ન કરી લેવાની યાચના કરી. લગ્નની તૈયારી કરવાને બહાને તે બહાર ગયો. મુંબઇમાં લગ્ન થાય અને હોહા થાય એ અમને બંનેને પસંદ નહોતું.

'હજીયે તે પાછો નથી ફર્યો. કદાચ આ જીવનમાં નહિજ ફરે.

'તેના બહાર ગયા પછી પંદરેક દિવસે એક માણસ મારે ઘેર આવ્યો.

'રમાબહેન તમારૂં નામ?' તેણે મને પૂછ્યું.

'હા, કેમ?'

'નયનભાઇનો કાગળ છે' એમ કહેતા તેણે મારા હાથમાં એક પત્ર મૂક્યો. મને તેડવા માટેનો પત્ર હશે એમ મેં માની લીધું. માણસ પણ કદાચ મને તેડવા જ મોકલ્યો હશે. મેં ઝટપટ

કાગળ ખોલ્યો. અંદર માત્ર થોડાજ શબ્દો લખેલા હતા: 'રમા, આવનાર માણસને મકાનનો કબજો આપવાનો છે. મકાન વેચી દીધું છે, ફર્નિચર તારે ઉપયોગનું હોય તે લઈ જજે, બાકીનાની વ્યવસ્થા હું જાતે આવીને કરી જઈશ. લિ. નયન.'

'પત્ર વાંચતાં જ હું સ્તબ્ધ બની ગઈ.

'નયન અત્યારે ક્યાં છે?' મેં આવનારને પ્રશ્ન કર્યો.

'ગઈ કાલે જ તે મુંબઇ છોડીને ગયા. ખબર નથી ક્યાં ગયા.' તેણે જવાબ આપ્યો.

'ક્યારે પાછા ફરશે?'

'તે પણ ખબર નથી. તમારે એમનું શું કામ છે? ફર્નિચર જોઇએ તે લઇ જાવ, બાકીનું ભલે મકાનમાં જ રહ્યું.'

'પણ હું જાઉં ક્યાં?'

'વળી બીજું મકાન શોધી લેજો. જો કે ફર્નિચરવાળું મકાન મળવું મુશ્કેલ તો છે જ.'

'મને એ માણસ ઉપર ગુસ્સો ચઢયો. હું ક્રોધથી બરાડી ઊઠી:

'હું મકાનનો કબજો નથી આપવાની.'

'પણ મારે તમને ભાડે નથી આપવું.'

'મકાન મારૂં છે.'

'તમે ભાડૂત નથી?'

'ના, હું માલિક છું.'

'પણ દસ્તાવેજો તો નયનના નામના છે. તો તમે તેમના ઘરમાંથી —'

'હું તેની કશુંજ નથી થતી.'

'બરાબર, એ કહેતા જ હતા કે એક બાઈ ભાડે રહે છે.'

'ભાડે રહે છે ?'

'હા.'

'કેટલીયે વાર સુધી હું વિચારશૂન્ય રહી.

'તો ક્યારે ખાલી કરશો ?' પેલા માણસે મને પૂછ્યું.

'આજેજ, અત્યારે.' મેં જવાબ આપ્યો. પેલો માણસ સ્તબ્ધ બની ગયો. હું મારા ખંડમાં ગઇ. એક બૅગમાં જરૂરી કપડાં, થોડાં ઘણાં બાકી રહેલ ઘરેણાં, અને અન્ય ઉપયોગી વસ્તુઓ ભરી, બૅગ લઇ મકાનની બહાર આવી. મકાન માલિકને મેં તાળાની ચાવી સુપરત કરી. એક છેલ્લી નજર એ મકાન પર નાખી. હાથે જ બૅગ ઊંચકી મેં ચાલવા માંડયું. નલિન આવીજ રીતે હાથમાં બૅગ પકડી આ મકાનનો ત્યાગ કરી ગયા હશે? મારી આંખો સામે તેમની છબિ પ્રગટ થઈ.

'તે રાત્રિ મેં એક હૉટેલમાં પસાર કરી. કોઇ સારા લત્તામાં મકાન રાખી લેવાનો મેં નિશ્ચય કર્યો. થોડા વખતમાંજ કદાચ હું બાળકની માતા થવાની હતી. હૉટેલમાં રહી શકું તેમ નહોતી. હું મકાન શોધવા નીકળી. સ્ત્રી વિના પુરૂષને જેમ કોઇ સારી જગ્યાએ મકાન મળવું મુશ્કેલ થઈ પડે છે, તેમ પુરૂષ વિનાની સ્ત્રીને પણ સારા ગણાતા લત્તાઓમાં મકાન આપતાં લોકો અચકાય છે. તે દિવસ આખો, હું મકાન માટે રખડી. જ્યાં જાઉં ત્યાં બધાં એકજ પ્રશ્ન પૂછતા:

'પુરૂષ ક્યાં છે? તમે શા માટે મકાન શોધવા નીકળ્યાં છો?'

'હું કુંવારી છું.' હું જવાબ આપતી.

'કુંવારી?'

'વ્યંગમાં તેઓ મને પૂછતા. અને મારા ઉદર તરફ નજર નાખી જવાબ આપતાઃ—

'મકાન ખાલી નથી.'

'ભાડે આપવાનું છે.' એવાં પાટિયાં મારેલાં મકાન પરથી પણ જ્યારે ઉપરનો જવાબ મળતો ત્યારે, મકાન શોધતા વાંઢાની અવદશાનું મને પૂરેપૂરું ભાન આવી જતું. ,

'બે દિવસ હું મકાનની શોધમાં રખડી. સારા કહેવાતા લત્તાઓમાં મને મકાન ન મળ્યું. કોઈ હા પાડતું તો તે મકાન રહેવા જેવું નહોતું. ત્રીજે દિવસે સંધ્યાકાળે હું રખડીને પાછી ફરતી હતી. નિરાશામાં મારૂં મન ઉદાસ બની ગયું હતું. ટ્રામના એક પાટિયા પર શિથિલ બની હું બેસી રહી હતી. ગીરગાંવ રોડ પરથી ટ્રામ દોડતી હતી. પ્રાર્થના સમાજ ઊતરવાનું હતું. ઠાકુરદ્વારથી એક વૃદ્ધા ટ્રામમાં ચઢી. પાટિયા પર હું એકલીજ બેઠી હતી. મારી સાથેની જગ્યા ખાલી હતી. કોઈ પુરૂષે બેસવાની હિંમત–ઇચ્છા નહોતી કરી. સ્વરૂપવાન યુવતીની નજીક જ સાથે બેસવા કરતાં તેની સામે બેસવાનું પુરૂષને વધારે પસંદ હોય છે. પેલી વૃદ્ધા મારી સાથે બેઠી. મેં તેની સામે જોયું. તેણે મારી સામે જોયું. થોડીવાર તે જોઇજ રહી.

'મેં તમને કંઇક જોયાં છે.' ધીમેથી તે બબડી.

'જોઇ હશે.' મેં ખાસ લક્ષ ન આપ્યું.

'એમ નહિ. હું તમને ખાસ ઓળખું છું.' તેણે કહ્યું. અને ક્યાં જોઈ છે તે યાદ કરતી, કપાળે કરચલી પાડી, મારા ચહેરાને નિરખવા લાગી.

'હું તમને ઓળખતી હોઉં એવું કંઈ યાદ નથી આવતું.' મેં કહ્યું.

'હા.' યાદ આવ્યું હોય તેમ કેટલીક વારે તે બોલી ઊઠી: 'તમારૂં નામ મિસ રમાબહેન. કેમ ખરૂંને ?'

'હા.'

'મેં તેને ઓળખવા પ્રયત્ન કર્યાં પણ કંઇ યાદ ન આવ્યું.

'મને ક્યાંથી ઓળખો ?' મેં તેને પૂછ્યું.

'તમારૂં નૃત્ય મેં એક વખત જોયેલું.'

'એમ ! ઠીક.'

'ગજબ કરો છો પણ તમે તો હો.'

'મેં કંઇ પ્રત્યુત્તર ન આપ્યો. વૃદ્ધાનો વિચાર મારી સાથેની વાત લંબાવી રાખવાનો હતો.

'તમને મળવાની બહુ ઇચ્છા હતી. કળા તો તમને જ વરેલી છે. બહેન, હાલ ક્યાં રહો છો ?'

'હૉટેલમાં.'

'અરે ! ક્યાં ?'

'મેં હૉટેલનું નામ આપ્યું. વૃદ્ધા કદાચ મકાનની કંઈ ભાળ આપે એ આશાએ મેં પણ વાત લંબાવી.

'મકાનની શોધમાં છું. સારા લત્તાઓમાં ક્યાંય પત્તો લાગતો નથી.'

'એકલાં છો ?' તેણે પૂછ્યું.

'હા.'

'ઘરનું માણસ બહારગામ—'

'હું કુંવારી છું.'

'મારો જવાબ સાંભળી તે સહેજ ચમકી. જમાનાને ઘોળીને પી ગયેલી એ વૃદ્ધાએ મારા બદન તરફ નજર કરી, તરત જ તે પારખી શકી કે હું સગર્ભા છું.

'બાઇ માણસ એકલાં, એવી હૉટેલોમાં પડી કેમ રહેવાય?'

'મકાન ન મળે તો બીજો શું રસ્તો?'

'પહેલાં કયાં રહેતાં હતાં?'

'મેં મારા મકાનવાળા લત્તાનું નામ આપ્યું.

'એ મકાન શા માટે ખાલી કર્યું?'

'મકાન માલિકે કરાવ્યું.'

'હં...'

'નીચા મુખે તે કંઇક વિચાર કરી રહી. આશાભરી હું તેના મુખ તરફ જોઈ રહી.

'એક મકાન ખાલી છે, પણ—'

'કયાં?' મેં ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

'પણ ભાડુ તમને એકલાંને ન પોષાય. એમ કરો, મારી એક રૂમ અત્યારે ખાલી છે.'

'તમે એકલાંજ છો?'

'અત્યારે તો એકલીજ છું. ઘેરથી અમદાબાદ તરફ નોકરી કરે છે. મને એ બાજુનાં હવાપાણી માફક નથી આવતાં, એટલે એકલું અહીં રહેવું પડે છે.'

'તમારી સાથેજ રહેવાનું હશે તો મને તો બહુ સરસ.' મેં કહ્યું. થોડા વખત બાદ મારે એકાદ અનુભવીની જરૂર પડવાની જ હતી, તેની સાથે રહેવા જવા હું તૈયાર થઇ ગઇ. પ્રાર્થના સમાજ આવતાં અમે બંને ટ્રામમાંથી નીચે ઊતર્યાં.

બાજુમાંજ હું ઊતરી હતી તે હૉટેલ્ હતી. અમે બંને ત્યાં ગયાં. મેં હૉટેલનું બિલ ચૂકવી દીધું. એક ગાડી કરી, મારા સામાન સાથે અમે વૃદ્ધાના મકાન તરફ પ્રયાણ કર્યું.

'વૃદ્ધાનું મકાન આવ્યું. ભીંડી બજારના લત્તાની એક સાંકડી ગલીમાં એ મકાન હતું. બહારથી ખાસ દેખાવડું નહોતું. દાદરમાં એક પઠાણ બેઠો હતો. અમને દેખતાંજ તે ગાડી નજીક આવ્યો. મારી બૅગ તેણે ઉઠાવી લીધી. આગળ વૃદ્ધા, પાછળ હું અને છેલ્લો પઠાણ એમ અમે દાદર ચઢવા લાગ્યાં. સામેથી એક મારા જેવીજ યુવતી સડસડાટ દાદર ઊતરતી હતી. વૃદ્ધાને દેખતાંજ તે વીજળીની ઝડપે પાછી વળી, ઉપર ચઢી ગઇ. આમ કેમ થયું, એ તે વખતે હું નહોતી સમજી શકી.

'બીજાજ માળે વૃદ્ધા રહેતી હતી. હું તેના ખંડમાં પ્રવેશી. ખાસ આંજી નાખે તેવું ભપકદાર રાચરચીલું નહોતું; કંગાલ પણ કહી શકાય નહિ. સાધારણ ઘરોમાં હોય છે તેવું ફર્નિચર, ગોઠવણી પણ તેવી જ. વૃદ્ધાએ અંદરના ખંડનું બારણું ઉઘાડયું. હું પણ તેની પાછળ એ ખંડમાં ગઈ. એક પલંગ, બે ખુરશી, એક મોટો અરીસો, અને ભીંત પર થોડી છબિઓ સિવાય આ ખંડમાં કંઇજ નહોતું. સાફસૂફી પરથી એમ લાગતું હતું કે, આ ખંડ વપરાશ વિનાનો તો નહોતોજ.

'આ રૂમ છે, ફાવશે ને?' વૃદ્ધાએ મને પૂછયું.

'હા.' મેં અન્ય વિચાર કર્યા વિનાજ જવાબ આપ્યો.

'તો બેસો હવે નિરાંતે.'

'હું એક ખુરશી પર બેઠી. મારી બૅગ પણ એ ખંડમાં મુકાવી. થોડી વારે વૃદ્ધા બહાર ચાલી ગઇ. રૂમને માત્ર એકજ બારણું અને રસ્તા પર પડતી એકજ બારી હતી. બારણું આગળના ખંડમાં પડતું હતું. વૃદ્ધાવાળા ખંડમાં રહીનેજ બહાર જઈ

શકાય. એક જાતના કેદખાનાનો મને ભાસ થયો. પરંતુ મારે કેદખાનાની જરૂર હતી. ખુરશી પરથી ઊઠી હું પલંગમાં આડી પડી. આખા દિવસની થાકેલી હોવાથી કદાચ થોડીવારમાંજ ઊંઘી જાત, પરંતુ તે પહેલાં એક બાઈ મને ભોજનની થાળી આપી ગઇ. ભૂખ લાગી હતી. પહેલો દિવસ હોવાથી વૃદ્ધાએ સગવડ કરી હશે એમ માની મેં ખાઇ લીધું. બારણું ખાલીજ બંધ કરી મેં પુનઃ પલંગમાં લંબાવ્યું. હું ઊંઘી ગઈ.

'કોઇકે મને જગાડી. ઘડિયાળમાં બેના ટકોરા થયા. હું સફાળી બેઠી થઇ ગઇ. કોટ પાટલૂનમાં સજ્જ થયેલો એક યુવાન મારા પલંગ પર બેઠો હતો. મેં બારણા તરફ નજર કરી, બહારના ખંડની બત્તી બળતી હતી. મને બેઠી થતાં જોઈ વૃદ્ધાએ એ ખંડ વચ્ચેનું બારણું બંધ કર્યું. વસ્તુસ્થિતિ ન સમજી શકાય તેવી નહોતી. હું સ્વસ્થ બની. ગભરાવાને મારે કંઈજ કારણ નહોતું. પાણીમાં પડતું નાખ્યા પછી કપડાં ભિંજાવાનો ડર રાખવાગે નકામો હતો. મને જરાયે અફસોસ પણ ન થયો.

'બત્તી કરો.' મેં પેલા યુવાનને સૂચના કરી.

'કેમ?'

'ઠીક પડશે.'

'યુવાને ખાટલા પરથી ઊઠી બત્તીનું બટન દબાવ્યું. નાનકડો એ ખંડ પ્રકાશથી ભરાઈ ગયો. હું પલંગમાંથી નીચે ઊતરી, અવ્યવસ્થિત થઇ ગયેલ કપડાં અને વાળ ઠીક કર્યા. પ્રકાશ થતાં શરમાઈ ગયેલા યુવાનના ખભા પર મેં જ હાથ મૂકયો.

'શરમ આવે છે?' મેં તેને પૂછ્યું.

'ના.'

'આવો.'

'હાથ પકડી મેં તેને પલંગ તરફ ખેંચ્યો. અમે બંને પલંગ પર બેઠાં. થોડી વારે તેની શરમ ઓછી થઇ. તેણે મારા બદન પર હાથ ફેરવવા માંડયો. હવે મને શરમ નહોતી આવતી. શાથી ? આ પ્રશ્નનો જવાબ હું નલિન સિવાય કોઇને નહિ આપું. મને અધઃપાતનાં માર્ગે ચઢાવવામાં એ નલિનજ એકલા ગુનેગાર છે. નયનનો મને જરાયે વાંક નથી ભાસતો. તેણે જે કર્યું એ તો ઘણા સારા કહેવાતા પુરૂષો પણ કરે છે. પુરૂષ જાતિ પર આ માત્ર આક્ષેપ નથી. હજારો પુરૂષોના અનુભવે એ હું શીખી છું.

'આખરે હું પણ સાધારણ સ્ત્રી જ હતી ને? પુરાણની સાધ્વી, પતિવ્રતા સતી થવાની મને તમન્ના નહોતી. અખંડ બ્રહ્મચર્ય પાળવાની મારામાં શક્તિ નહોતી. આદર્શોની દીવાલ પાછળ વાસનાને ગોંધી રાખવાનો મારામાં સંયમ નહોતો. હું નથી માનતી કે પચાસ ટકા સ્ત્રીઓ અખંડ સંયમી રહી શકે, અને તેમાંયે મને નલિન મળ્યા! પતિતા થવામાં બાકીયે શું હતું? હું પેલા યુવાનની નજીક ગઇ, તે મારી નજીક આવ્યો. મળસ્કે પાંચ વાગે જ્યારે તે ગયો ત્યારે વૃદ્ધાના હાથમાં તેણે દસ દસ રૂપિયાની બે નોટો મૂકી. તેના ગયા પછી વૃદ્ધા મારી પાસે આવી. બે નોટોમાંથી તેણે એક મારા હાથમાં મૂકી.

'કેમ ફાવશે ને?' તેણે પૂછ્યું.

'હા.' મેં જવાબ આપ્યો. અને આ થોડા જ શબ્દોમાં અમે કરાર કરી લીધો. શિયળના સોદાના કરાર લેખિત નથી હોતા.

* * * *

'ત્રણેક માસ બાદ મને પ્રસવ થયો. હું પુત્રીની માતા બની. માતા થવાનો મને શોખ નહોતો. ચાર દિવસનું માતૃત્વ ભોગવી પાંચમે દિવસે તો પુનઃ હું કુમારિકા બની રહી. પુત્રીનું ચાર જ દિવસમાં અવસાન થયું.



"...વૃદ્ધા મારી પાસે આવી. બે નોટોમાંથી તેણે એક
મારા હાથમાં મૂકી. અને પૂછ્યું: 'કેમ ફાવશે ને?'

'એકાદ માસ વીત્યો. એક રાત્રે એક નવજુવાન આવ્યો. એવા તો કેટલાયે જુવાનો આવતા, પણ આ એ બધાં જેવો નહોતો. હું અને વૃદ્ધા એકજ ખંડમાં બેઠાં હતાં. જુવાનને જોઇને જ વૃદ્ધાએ તેને આવકાર્યો. અહીં બધાને આવકાર મળતો, પરંતુ આ આવકારમાં કંઇક જૂના ઓળખાણની મને ગંધ આવી. આડી અવળી ઘણી વાતો વૃદ્ધા અને જુવાન વચ્ચે થઇ, એ પરથી હું એટલું જાણી શકી કે તે આફ્રિકામાં વસતો હતો.

'તેણે મારો સોદો કર્યો. આફ્રિકામાં હજીયે વણખેડાયેલ વેશ્યાક્ષેત્ર ખેડવાના તેના મનોરથ હતા. બે હજાર રૂપિયાનું મારૂં મૂલ્ય અંકાયું. ચાર વર્ષનો કરાર થયો. ચોથે વર્ષે, મારે પુનઃ વૃદ્ધાના આ મકાનમાં આવવાનું નક્કી થયું. મારી સંમતિ લેવાઈ. મુંબઈથી હું કંટાળી ગઇ હતી. વૃદ્ધાની પરતંત્રતાથી હું ત્રાસી ગઈ હતી. મને પણ એ સોદો ગમ્યો. હું કબૂલ થઈ.

'યુવાનની પત્ની તરીકે હું ત્યાં જઇ શકું તેમ હતી. ઉપ-રાન્ત ત્યાં પહોંચ્યા બાદ પણ મારે સ્વતંત્ર રીતે ધંધો ચલાવવાનો હતો. આવકનો માલિક પેલો યુવાન રહેવાનો હતો. આવકમાં હું દગો ન દઉં તે માટે કદાચ એકાદ સ્ત્રી નોકર મારા પર દેખરેખ રાખવા માટેની ગોઠવણ કરવામાં આવે તો તેમાં મારાથી વાંધો ન લઈ શકાય. હું તો કબૂલ જ હતી. નવો દેશ અને નવી દુનિયા જોવાની પણ મને હોંશ હતી.

'તે જ માસમાં અમે એક સ્ટીમરમાં બેઠાં. સ્ટીમરમાં બેસવા માટે મારે મિસ રમા મટી મિસ રોશન બનવું પડ્યું હતું.

'કમ્પાલાની આજુબાજુના એક અરણ્યમાં મેં ધંધો શરૂ કર્યો ત્યારે હું મિસ રોશન હતી. શહેરમાં રહેવાનું મારા ભાગ્યમાં નહોતું, કારણ કે અન્ય દેશોની સરકાર માફક, પૂર્વ આફ્રિકાની સરકાર વેશ્યાઓને પરવાના નથી આપતી. પરવાના સિવાય હું શહેરમાં રહી શકું તેમ નહોતી."



ઘડિયાળમાં એકનો ટકોરો થયો. રમાની ડાયરી પણ પૂર્ણ થઈ. ડાયરી બંધ કરી મેં તે બૅગમાં મૂકી દીધી, પુનઃ મેં પલંગમાં લંબાવ્યું. બત્તી બંધ કરી.

ન તો રમા પર મને ગુસ્સો આવ્યો ન તો નલિન પર હું ક્રોધે ભરાયો. બંને પોતાની દૃષ્ટિએ મને સાચાં લાગ્યાં. સત્ય હોય ત્યાં આ અવિરત દુઃખ શા માટે હોવું જોઈએ? રમા દુઃખી જ હતી. અને નલિન પણ શું સુખ ભોગવતો હતો? રમાને દેખતાં જ તેના પેટમાં તેલ રેડાઈ ગયું હતું. મહામહેનતે તે તેનો ગુસ્સો દબાવી શક્યો હતો. જો એ બંનેય દુઃખી હોય તો એક વસ્તુ નિઃશંક હતી કે, બંને અસત્યના માર્ગે છે. આંખોએ દેખાય તેને જ સત્ય ન માની શકાય. દૃષ્ટિ કોઈક વખત અસત્યને સત્યના લેબાસમાં બતાવી છેતરી શકે છે. સત્યની વ્યાખ્યા બાંધવા હું વિચારે ચડ્યો, અને તે વિચારમાં જ નિદ્રાધિન થઈ ગયો.

કમ્પાલા, યુગાન્ડાનું મોટામાં મોટું શહેર છે, સાત રળિયામણી ટેકરીઓ પર આખા શહેરનો વિસ્તાર છે. છતાં ગુજરાતના એક નાના શહેર જેટલી વસતિ તેમાં નથી. યુરોપી પ્રજાની આપખુદી આ શહેરના વસવાટમાં પણ જણાઈ આવે છે. સાત ટેકરીઓમાંથી, જે સૌથી મોટી અને રળિયામણી ટેકરી છે તે જગ્યાને યુરોપિય વસવાટ માટે 'રીઝર્વ' રાખવામાં આવી છે. હિન્દીઓને એ ટેકરી પર કોઈ પણ કિંમતે મકાન કે મકાન બાંધવાની જગ્યા ન મળે. કાળી પ્રજાની મહેનત મજૂરી પર મોજશોખ માણતી એ ધોળી પ્રજામાં હજી પણ ભેદભાવ ભય છે. કાળા લોક પર હજીયે તેઓને તિરસ્કાર છે.

થોડાં વર્ષ પૂર્વે શહેરમાં વીજળી આવી. રસ્તા પણ ડામરના બન્યા, ગટરો નંખાઈ, અને એવાં અન્ય સાધનો વધ્યાં તે દિવસથી કમ્પાલા શહેર બન્યું. વેપારનું મથક હતું જ, પરંતુ શહેરનું ઉપનામ આપતાં યુરોપવાસીને તેમાં જે સગવડો અને ચળકાટ જોઇએ તે નહોતો. રસ્તાઓ ધૂળના હતા. રાત્રે તેલના દીવા પણ રસ્તાઓ પર ન થતા. શહેર નજીકના ઝરણમાંથી જ પાણીનો વપરાશ થતો. વ્યાપારિક વિશાળતા બાદ કરતાં, એક ગામડાથી તે વિશેષ નહોતું. આજે કમ્પાલા યુગાન્ડાનું પહેલા નંબરનું શહેર ગણાય છે. સુખ–સગવડો, વેપાર, વસતિ અને એવી દરેક રીતે તેનું સ્થાન પ્રથમ આવે છે. છતાં ગુજરાતના, નડિયાદ કે આણંદ જેવા નાનકડા 'ટાઉન'ની સરખામણીમાં તે ઘણુંજ નાનું ગણાય.

મકાનોની બાંધણી એક઼ા ઘાટની જ આખા શહેરમાં નજરે પડે. મોટા ભાગનાં મકાનો એકજ માળનાં છે. ભાગ્યેજ ચોથા ભાગનાં મકાનો બે માળ કે તેથી વધારેનાં હોય. ઇજનેર ખાતા પાસે મકાનોના 'પ્લાન' પાસ કરાવીને જ મકાન બાંધી શકાતું હોવાથી, અમુક સગવડો દરેક મકાનમાં હોય છેજ.

યુરોપિયન ટાઉનશીપ નજીક જ મારૂં મકાન હતું. એક જ માળનું, બેઠા ઘાટનું. ચારે બાજુ છૂટી જમીન હોવાથી એક નાનકડો બાગ પણ બનાવરાવ્યો હતો. હું જ્યારે દેશ પાછો ફરતો હતો ત્યારે આ બાગમાં સુકારો પ્રવેશતો. અવ્યવસ્થા પણ ઘણી વધી જતી હતી. પરંતુ મારા આવવાની ખબર પડતાં થોડા દિવસોમાં જ તે પ્રથમ જેવો લીલોછમ અને વ્યવસ્થિત બની જતો. સવારમાં ઊઠીને હું બાગમાં ફરતો. મોંમાં દાતણ હોય અને શાન્તિથી ટહેલતો હોઉં. એક એક છોડવાનું નિરીક્ષણ તે વખતે થતું. બાગનું કામ સંભાળનારો બૉય હાજર જ રહેતો. ઉપયોગી સૂચનાઓ ઉપરાન્ત હું તેને કેટલીક વાર ધમકી પણ આપતો, એટલે હું દાતણ લઇ બહાર નીકળું કે તેનો જીવ ઊંચો થઇ જતો.

બધાં હજી ઊંઘતાંજ હતાં. આજે હું હંમેશ કરતાં વહેલો જાગી ગયો. દાતણ લઇ હું બાગમાં ટહેલવા લાગ્યો. ફૂલોથી બાગ ભર્યો ભર્યો લાગતો હતો. પરંતુ એ ફૂલોમાં સુગંધનો અંશ નહોતો. આફ્રિકામાં થતાં, બહુ જ થોડાં ફૂલોમાં સુગંધ હોય છે. છતાં કદમાં અને રંગમાં કેટલાંક ફૂલ હિન્દનાં ફૂલ કરતાં વધુ સુંદર હોય છે. આ ફૂલ જોતાં જ હંમેશ મને એક ખામી ભાસ્યા કરતી. હિન્દમાં પ્રભાત થાય, અને બાગ બગીચામાં પક્ષીઓનો કલરવ ગર્જી ઊઠે. કવિઓને એ કિલકિલાટમાં કવિતા ભાસે. જગતથી કંટાળેલા કેટલાકને એ નકામો ઘોંઘાટ લાગે. મને એ કાવ્ય જેવો મધુર નહોતો લાગતો, છતાં ગમતો તો હતો જ. પક્ષીઓના કલરવ સિવાયનું સૌંદર્ય વંધ્યા રૂપસુંદરી જેવું લાગતું. આફ્રિકામાં આવ્યા બાદ પંખીઓનો કલરવ ભાગ્યે જ મેં કોઇ જગ્યાએ સાંભળ્યો હશે. મારા બાગમાં પણ આ ખામી મને સાલ્યા કરતી, પરંતુ પક્ષીઓ વસાવવાં એ મારી શક્તિ બહાર હતું. ખેતી પ્રધાન દેશોમાં પક્ષીઓ વધારે પ્રમાણમાં

હોય છે. જે દેશમાં, ખેતી જેટલી ઓછી તેટલી પક્ષીઓની અછત. યુગાન્ડામાં ખેતી થાય છે, પરંતુ મુખ્યત્વે તે ખેતી કપાસ અને કોફીની હોવાથી પક્ષીઓને તેમાંથી પોતાનો ચારો મેળવવો મુશ્કેલ પડે.

બાજુના રસ્તા પરથી મારો બાગ ખાડામાં ગણાય. બાગની સપાટી અને રસ્તામાં પાંચેક ફુટ જેટલો તફાવત હતો. રસ્તાની ઢળતી કિનારીના ઢાળને છેડે મેંદાની વાડ હતી. મેંદીની વાડ અને ઢાળના છેડા વચ્ચે એકાદ ફુટ જગ્યા હતી. રસ્તા પરથી ગબડેલા નકામા પત્થર અને બાગનો બીજો કચરો આ પડીયાણુ જગ્યાએ જમા થતાં વખતો વખત તે સાફ કરવા હું બૉયને સૂચના આપ્યા જ કરતો. આજે પણ એ તરફ જોવાની ઇચ્છા થઈ. હું વાડની નજીક ગયો. કચરો છે કે નહિ તે તપાસવા મેં મેંદીમાંથી પેલી તરફ જોયું. હું ઘડીભર થંભી ગયો. ગરમ 'સ્યુટ'વાળો કોઇ માણસ પડયો હોય તેવો મને ભાસ થયો. બરાબર ધ્યાનથી જોતાં, તે કોઇ માણસ જ છે તેની ખાત્રી થઇ. બૉયને બોલાવી તપાસ કરાવવાની મારી ધીરજ ન રહી. કૂદકો મારી હું વાડ ઓળંગી ગયો.

'રશ્મિભાઇ!'

મકાનના વરંડામાંથી કોઇએ બૂમ પાડી. મેં તે તરફ નજર કરી. હિમાદ્રિ આ તરફ દોડી આવતી હતી. મને કૂદકો મારતાં જોતાં તે તેનું કુતૂહલ નહિ દાબી શકી હોય, હું ઊભોજ રહ્યો.

'કેમ એ બાજુ કૂદી પડયા?' તેણે નજીક આવી મને પૂછ્યું.

'અહીંયાં કોઇ પડયું છે.'

મેં જવાબ આપ્યો, અને આગળ વધ્યો. હિમાદ્રિ પણ મારી પાછળ છલંગ મારી કૂદી આવી. ખરેખર તે કોઈ માણસ જ

હતો. રસ્તા પરથી કોઇ મોટરની ટક્કર લાગતાં નીચે ગબડી જવાય તેવું હતું. કદાચ એવા અકસ્માતનો કોઈ ભોગ બની ગયો હશે એમ મેં માની લીધું. ઉંધો પડેલો હોવાથી હું તેને ઓળખી શકયો નહિ. નજીક જઇ મેં તેને છતો કર્યો. હું સ્તબ્ધ બની ગયો. કમ્પાલાના કહેવાતા આગેવાનોમાંના તે એક હતા. આગેવાનોના વર્ગ તેની કમાણી અને માલમતા પરથી આપોઆપ જ પડી જાય છે. કમ્પાલાએ આ બાબતમાં પ્રગતિ (!) સાધી છે. ત્યાં વસતા હિન્દીઓમાં ન્યાતજાતના વર્ગોને બાદ કરી, બધાંને એક જ ન્યાતના ધારી લઇએ, તોપણ તેમાં પાંચ વર્ગ બની ગયા છે. પચાસથી માંડી દોઢસો બસો શિલિંગની નોકરી કરતો એક વર્ગ. તદ્દન નાના પાયા પર દુકાનૂ લઈ બેઠેલા વેપારીઓનો બીજો વર્ગ, મોટા પાયા પર વેપાર ચલાવતા વેપારીઓનો ત્રીજો વર્ગ, ત્રણસો–ચારસો શિલિંગ કે તેથી વધારે પગાર મેળવતા સરકારી નોકરો અને યુરોપિયન પેઢીઓમાં કામ કરતો ચોથો વર્ગ, અને જીનરો કહેવરાવતા સર્વની ટોચે પોતાનું સ્થાન સ્થાપવાનો પ્રયત્ન કરતા 'શેઠિયા'ઓનો પાંચમો વર્ગ. વર્ગનું અનુકરણ કદાચ શંકિત ભાસશે, પરંતુ સામાજીક વિશુદ્ધતા અને નૈતિક દ્રષ્ટિએ યોગ્ય માન્યા સિવાય નહિ ચાલે.

આપોઆપ જ ઉપરનું વર્ગીકરણ બની રહ્યું છે. તેને બનાવનાર કે ચલાવનાર કોઈ મંડળો નથી–કોઇ વ્યવસ્થિત પદ્ધતિ પણ નથી. ઉપલક દ્રષ્ટિએ માલમ પડે તેવું પણ નથી. છતાં પોતાને ઉપરના વર્ગમાં ગણતા માણસો નીચેના વર્ગમાં ગણાતા માણસોને નથી અપનાવી શકતા. ઐકયતા અને ભ્રાતૃપ્રેમ એ પરદેશી વસાહતના ખાસ ગુણ હોવા છતાં, કમ્પાલાની હિન્દી જનતાને માથે એ કલંક ઊભું જ છે.

આ પ્રથમ જ પ્રસંગ હતો કે આગેવાન ગણાતો કોઈ હિન્દી, બેભાન હાલતમાં આવી જગ્યાએથી મળી આવ્યો હોય.

છતો કરતાં જ હું તેને ઓળખી શક્યો. 'કોટન એસોસિએશન'નું પ્રમુખસ્થાન શોભાવનાર તે એક 'શેઠ' હતા. તેમની ફઈબાએ કરેલા નામકરણની મને ખબર નહોતી. કમ્પાલાના બહુ થોડા જ માણસો તેમને ખરા નામથી પિછાનતા હશે. તેઓ પોતાને તપસ્વીના નામથી ઓળખાવતા. તેઓએ શાથી પોતાનું નામ બદલ્યું અને કોણે તેમને તપસ્વી બનાવ્યા તેનો ઇતિહાસ હું નહોતો જાણતો. પરંતુ તે જાતે બ્રાહ્મણ હતા. કોઈ વેદ-પુરાણમાં તપસ્વીનું બિરદ બ્રાહ્મણ માટે રહી ગયું હોય અને તેમણે તે પોતાને વળગાડી દીધું હોય એ શકયતા કલ્પવામાં ખાસ વાંધો નહોતો. તેને આ હાલતમાં જોતાં મને જરા તિરસ્કાર આવ્યો.

'વ્હિસ્કી'ની ગંધથી હું પરિચિત હતો. તપસ્વીના મુખમાંથી 'વ્હિસ્કી'ની ગંધના ઉબાળા ઊડતા હતા. જમીન તરફ મેં નજર કરી. ઊલટીથી મુખ નીચેની જમીન ભિજાઈ ગંદી બની ગઈ હતી. કપડાં પર પણ ગંદવાડ ઓછી નહોતી. 'વ્હિસ્કી' પીવી એ ત્યાંના 'શેઠિયાઓ' માટે એક ફેશન થઈ પડી છે, પરંતુ તે પછી આવી ખાઈઓમાં આળોટતા રહી ઊલટીઓ કરવી એવી નાલાયકીનું પ્રથમ માન મિસ્ટર તપસ્વીનેજ આપવું જોઇએ.

મેં બૉયને બૂમ પાડી. તરતજ તે દોડતો મારી નજીક આવ્યો. કંઈક ઠપકો સાંભળવાનો હશે, એવી તેને ધાસ્તી હશે, પણ નજીક આવતાંજ તેની તે બીકનો નાશ થયો. તપસ્વીને ઘરમાં ઊંચકી લાવવાનું કહી હું ત્યાંથી ચાલ્યો. હિમાદ્રિ પણ મારી પાછળ આવી.

'કોણ છે એ?' હિમાદ્રીએ મને પૂછ્યું.

'અહીંના જ એક માણસ છે.' મેં જવાબ આપ્યો.

'શું થયું છે એમને?'

'ખૂબ શરાબ પીધો લાગે છે.'

'પણ આમ ખીણમાં ક્યાંથી આવી પડયા?'

'બેભાનમાં રસ્તા પરથી ગબડી પડયા હશે.'

'અને આખી રાત આમ પડી રહ્યા હશે?'

'હા.'

મેં પાછળ નજર કરી. બૉય તપસ્વીને ઊંચકવા પ્રયત્ન કરતો હતો. ભારેખમ શરીર હોવાથી ઉચકવું અઘરૂં હતું. બૉયથી તે ન ઊંચકાયું, ઊંચકેલું શરીર છૂટી પડયું. પડતાં જ તેનો પિત્તો ઊછળ્યો. કૂદીને તેણે તપસ્વીની પીઠ પર એક લાત લગાવી.

'ન ઊંચકાય તો બીજા બૉયને બોલાવ.' મેં બૉયને કહ્યું.

લાત મારતાં હું જોઇ ગયો હોઈશ એમ સમજી તે જરા ગભરાયો. પણ જાણે કંઈ કર્યું જ નથી એમ બતાવતાં બીજા બૉયને બૂમો પાડવા માંડી. હું અને હિમાદ્રિ મકાનમાં ગયાં. થોડી વારે બે બૉય મળી તેમને ઊંચકી લાવ્યા. જમીન પર પથારી કરી તે પર તેમને સુવાડયા.

શરાબનો નશો હોવાથી ડૉકટરની જરૂર નહોતી. ઊલટીઓ ઘણી થઇ હતી એટલે થોડા કલાકમાં જ શાન્તિ થઇ જશે એમ માની, તે ખંડ બંધ કરી અમે બહાર નીકળ્યાં.

'અહીંયાં પણ લોકો શરાબ પીએ છે?' હિમુએ મને પૂછયું.

'આપણા દેશના કરતાંયે વધારે.'

'તમે પીઓ છો?'

'હા.'

મારો જવાબ સાંભળી તે મારા મોં તરફ જોઇ રહી, જાણે મહાન અચંબામાં ગરકાવ થઈ ગઇ.

'દરરોજ પીઓ છો?' તેણે થોડીવારે પૂછયું.

'આ દેશમાં હોઉં ત્યારે તો હંમેશ જ.'

'અને દેશ જાઓ ત્યારે?'

'મુંબઈમાં હોઉં તો કોઈ વખત પીઉં, પણ ઘેર જાઉં ત્યારે તો બિલકુલ બંધ.'

'તમને ટેવ છે?'

'ટેવ જ ગણાય.'

'તો ઘેર જાઓ છો ત્યારે કેમ નથી પીતા?'

'અહીંને માટે ટેવ ગણાય.'

'અને દેશમાં એ ટેવ જતી રહે?'

'હા.'

'તો અહીં કેમ ન જતી રહે?'

જવાબ આપતાં હું ગૂંચાયો. બનતું પણ એમજ કે દેશમાં ગયા પછી 'વ્હિસ્કી'ની મને તાલાવેલી ન લાગતી. લાગે તો ત્યાં પીવી પણ મુશ્કેલ, સામાજિક કારણો પણ અટકાવી શકતાં. માતાનું દિલ દૂભાયાની બીકે પણ રોકાઈ જતો. પરંતુ સ્ટીમરમાં બેઠા પછી બધાંજ બંધનોની શિથિલતા જણાઈ આવતી, અને સ્ટીમરના 'બાર'માં પડેલી 'બોટલ્સ' જોઈ મન કાબૂમાં ન રહેતું. ત્યાંથી જ શરૂઆત થતી.

કિશોરી અમારી પાછળ આવી ઊભી હતી, તેની અમને ખબર નહોતી. મને અંગત ફટકો મારવા ઉત્સુક બનેલી હિમાદ્રિને તેણે રોકી.

'હિમુ, કેમ તું એમની પાછળ પડી છું?'

'એ શરાબ પીએ છે.' હિમુએ બચાવ આગળ ધર્યો.

'એ એકલા પીએ છે?' કિશોરીએ લૂલી દલીલ કરી.

'બીજા પીનારાના હાલ જોવા છે? જુઓ, પેલું બારણું ખોલીને.' હિમુએ બંધ કરેલા બારણા તરફ આંગળી કરી કહ્યું.

કિશોરી તે તરફ ગઈ. બારણું ખોલ્યું. તપસ્વીને બેભાન હાલતમાં તેણે જોયો. કંઈ ખાસ નવાઈ તેને ન લાગી. બારણું બંધ કરી તે પાછી ફરી.

'આમના તમારે એ હાલ કરવા છે?' પાછી ફરેલી કિશોરીને હિમુએ પૂછ્યું.

'ના, પણ આપણાથી શું થઈ શકે?'

મારા તરફ ત્રાંસી નજર નાંખતાં કિશોરી બોલી. કટાક્ષ હું સમજી શકયો. વાત આગળ લંબાવવાનો તેનો વિચાર નહોતો. મારી પાસે તેણે દાતણની માગણી કરી. મેં તેને દાતણ લાવી આપ્યું. અરસામાં નલિન પણ જાગ્યો. તેને પણ મેં દાતણ આપ્યું. અને બાગમાં ફરતાં ફરતાં બધાં દાતણ કરવા લાગ્યાં.

'રશ્મિભાઇ, આ મકાન તમારૂં જ છે?' હિમુએ મને પૂછ્યું.

એ સર્વ સાથે હું પણ બાગમાં જ ફરતો હતો.

'તમારૂં એટલે?' મેં પૂછ્યું.

'ભાડાનું તો નથી ને?'

'ના.'

'એ તો શેઠિયો છે. હિમુ, ભાડાના મકાનમાં એ શા માટે રહે?' નલિન બોલી ઊઠયો.

'શેઠિયા છે? બહુ ખરાબ.'

કટાણું મોં કરી હિમુએ કહ્યું. કંપારી આવતી હોય તેમ તેનાં અંગો ઘડીભર સંકોચાયાં. અવયવોએ સહેજ ધ્રૂજારી અનુભવી.

'કેમ?' નલિને પૂછ્યું.

'શેઠિયાના હાલ ખરાબ થાય છે.'

'તું તો મૂર્ખ છે !'

'તમારે જોવું છે ? આવો.'

હિમુ નલિનનો હાથ પકડી તપસ્વીને નાખ્યા હતા તે ઓરડા તરફ ખેંચી ગઇ. હું અને કિશોરી પણ તેની પાછળ ખેંચાયા. બારણું ખોલી હિમુ નલિનના મોં તરફ જોઇ ઊભી રહી.

'આનું નામ શેઠિયા !' હિમુએ કહ્યું.

નલિન ખંડમાં પેઠો. તપસ્વી હવે કંઇક ભાનમાં આવ્યા હતા. તેમની આંખો ઉઘાડી હતી. હું પણ નલિન સાથે અંદર ગયો. મને જોતાં જ તપસ્વીએ બેઠા થવાનો પ્રયત્ન કર્યો. પરંતુ અશક્તિને અંગે તેમનાથી બેઠા ન થવાયું. અર્ધબેઠા થઇ પુનઃ તે નીચે પછડાયા.

'સૂઇ રહો, હજી અશક્તિ બહુ છે.' મેં તેમને કહ્યું.

'તમે અહીં ?'

તેણે સાશ્ચર્ય મને પ્રશ્ન કર્યો. એટલું તો હું સમજી શકયો, કે જે જગ્યાએ હું ન હોઈ શકું એવી કોઈ જગ્યાએ તે બેભાન બન્યા હશે. અને ત્યારબાદ કોઈ તેમને ખીણમાં ધકેલી ગયું હશે.

'તમે મારે ઘેર છો. ગભરાવાને કારણ નથી.' મેં તેમને આશ્વાસન મળે તે માટે કહ્યું.

'તમારે ઘેર ?'

'હમણાં તમે આરામ લ્યો. ગભરાશો નહિ.' એમ કહી હું બહાર આવ્યો. નલિન પણ મારી પાછળ આવ્યો. બારણું બંધ કરી અમે ત્યાંથી ખસી ગયાં.

ચા તૈયાર થઈ ટેબલ પર આવી ગઇ હતી. અમે તે તરફ વળ્યાં અને ચાને ઈન્સાફ આપવા ટેબલ પર ગોઠવાયાં.

હિમાદ્રિએ બધાંના પ્યાલા તૈયાર કર્યા. પીવાની શરૂઆત થાય તે પહેલાં જ એક ગૃહસ્થે બહારથી મારે માટે બૉયને પૂછ્યું. અંદર બેઠાં જ મેં તેમને આવકાર્યા. તેઓ અંદર આવ્યા. કમ્પાલામાં સામાજિક અને એવાં અન્ય સામુદાયિક કામોમાં આગળ પડતો ભાગ લેનાર ઘણા નીકળતા; પરંતુ સેવાભાવે જ કામ કરવામાં, આવનાર ભાઈ નંદલાલ, પ્રથમ કક્ષાએ હતા. વ્યસનોથી તે દૂર ભાગતા. ચારિત્ર્યમાં એક આદર્શરૂપ હતા. સ્વભાવે શાન્ત અને માયાળુ, અપમાનોને ગળી જઈ સેવા કરવામાં તે અજોડ હતા એમ કહીએ તો ચાલે. તેમની આજ સુધીની કારકિર્દીમાં તેઓને અનેક માઠા અનુભવો પણ થયેલા, છતાં એકધારી સેવાભાવનાને અંગે કમ્પાલાનો મોટો ભાગ તેમને માનની દ્રષ્ટિએ નિરખતો. તેમના કાર્યોમાં ખામીઓ કાઢનાર અને પાછળથી ગાળો દેનાર પણ હતા, છતાં એ વર્ગમાંથી કોઈએ હજીસુધી નંદલાલ જેવું એક પણ કાર્ય કરી બતાવ્યું નહોતું.

કમ્પાલામાં મહિલાસમાજની સ્થાપના થયે લાંબો સમય વીત્યો નહોતો. એ સ્થાપના પછી તેમાં કેટલાયે ઝઘડાઓ પણ ઊભા થયેલા. સમાજને વિખેરી નાખવાની કોશિશ પણ થયેલી. પરંતુ કેટલીક ઉત્સાહિત બહેનોનાં ખંત અને હિંમતથી સમાજનો નાશ ન થયો. સમાજો બાંધવા એ એટલું બધું અઘરૂં કાર્ય નથી. પરંતુ એ સમાજોને મુશ્કેલીઓમાંથી બચાવી ટકાવી રાખવા એ કઠિન પરીક્ષા છે. મહિલાસમાજની સ્થાપના કરવામાં મુશ્કેલીઓ નહોતી, પરંતુ તેને પગભર બનાવી ટકાવી રાખવામાં કેટલીક બહેનોને સામાજિક અને આર્થિક નુકશાનોમાં ઊતરવું પડેલું. એકાદ વર્ષ બાદ નંદલાલ તરફ મહિલાસમાજનું ધ્યાન ખેંચાયું અને આગ્રહ કરીને બહેનોએ નંદલાલને સમાજના મંત્રી બનાવ્યા.

નંદલાલના પ્રગતિસાધક વિચારોને અંગે સમાજે ઘણી પ્રગતિ સાધી હતી. પૂર્વ આફ્રિકાના શહેરોમાં વસતાં હિન્દી

કુટુંબોની સ્ત્રીઓ, રસોઈ બનાવવા સિવાય બિલકુલ પ્રવૃત્તિશૂન્યજ હોય છે, કારણ કે દરેક કુટુંબમાં એક અને જરૂરિયાત પ્રમાણે બે બૉય પણ રાખવામાં આવે છે. આ બૉય, એ સ્ત્રીનું બધું જ ગૃહકાર્ય ઉપાડી લે છે. સવારમાં ન્હાવાનું પાણી તૈયાર કરવું, કપડાં ધોવાં, તેને ઇસ્ત્રી કરવી, બૂટ સાફ કરવા, ઘરના કચરા કાઢવા, દળવું, ખાંડવું, વાસણ માંજવાં, ફર્નિચર સાફ રાખવું, પથારીઓ પાથરવી અને ઉઠાવી લેવી વગેરે બધું જ કામ એ બૉયને માથે હોય છે. સાધારણ કે થોડું કમાતાં કુટુંબોમાં પણ બૉયની વ્યવસ્થા હોય છે જ. કેટલાંક સુધરેલાં કહેવરાવતાં કુટુંબોમાં ભોજન બનાવવા માટે પણ બૉય રાખવામાં આવે છે. અને બાળકોથી કંટાળતી સ્ત્રીઓમાં 'આયા' રાખવાની ફેશન પણ ઓછી નથી. ગંદી, અણઘડ અને ચારિત્ર્યહીન બનેલી એ હબસી 'આયા'ઓને હાથે ઊછરતાં હિન્દનાં ભાવિ નાગરિકોમાં કયા સંસ્કારનાં બીજ વવાતાં હશે? ફેશન અને માત્ર સુધરેલી કહેવરાવા કે બાળકથી કંટાળતી એ માતાઓમાં માતૃત્વનો કેટલો અંશ હશે? તેમની ભાવિ પ્રજા પાસે તે ભવિષ્યમાં શાની આશાઓ બાંધી શકશે?

'આયા' ન રાખનાર સ્ત્રીઓ પણ પ્રવૃત્તિહીન હોય, તો આયાઓ અને 'પી. સી.' (રસોયો) રાખનાર સ્ત્રીઓને માટે કાર્ય શું રહે? કઈ પ્રવૃત્તિને આધારે તેઓ પોતાનો દિવસ પસાર કરે? સ્ત્રીઓની આ પ્રવૃત્તિહીનતા દૂર કરવા મહિલા સમાજનો પાયો નંખાયો. પરંતુ ધ્યેય ન સધાયું. સારી પ્રવૃત્તિઓ ઉપાડવાને બદલે અંદરો અંદર તકરારો શરૂ થઇ. કેટલીક બહેનો છૂટી પણ થઈ ગઈ, પરંતુ નંદલાલના હાથમાં સુકાન આવ્યા બાદ પ્રવાહની દિશા બદલાઇ. નવેસરથી જ તેમણે સુવ્યવસ્થિત કાર્યસરણી ઉપાડી.

સીવણગૂંથણના વર્ગો પહેલી જ તકે શરૂ કર્યાં. ભરતકામ માટે પણ એક નિષ્ણાત બહેન મળતાં, તેની શરૂઆત થઇ.

સરકારી શાળા તરફથી સાધનો અને પુસ્તકોની વ્યવસ્થા શરૂ થતાં, અંગ્રેજી અને ગુજરાતીના વર્ગ શરૂ થયા. મેન્ગો હોસ્પિટલની મહેરબાનીએ 'નર્સીંગ'નું શિક્ષણ પણ અપાવા લાગ્યું. ચિત્રકળા, સંગીત અને નૃત્ય માટે એક મહારાષ્ટ્રિય બહેનનો સહકાર મળતાં લાલિત્ય પણ ઉમેરાયું. પુરૂષો કરતાં યે બહેનોની આ પ્રવૃત્તિઓ વધુ પ્રગતિસાધક હતી એમ સર્વને લાગતું; અને તેનો યશ–કળશ ભાઈ નંદલાલ ઉપર ઢોળાતો. છતાં મારા વર્ગીકરણના અનુક્રમ પ્રમાણે પહેલા અને બીજા વર્ગના ભાઈઓની પત્નીઓને મહિલાસમાજમાં સ્થાન નહોતું, એ વસ્તુ મારા જેવા કેટલાયને ખટકયા કરતી. પુરુષો કરતાં યે કોઈક વખત જ્યારે સ્ત્રીઓમાં પણ એ વર્ગભેદ તીવ્ર પ્રમાણમાં જોવામાં આવતો ત્યારે દુ:ખદાયક પ્રસંગો પણ ઊભા થતા.

નંદલાલ માટે ખુરશી નજીક લાવી અમારી સાથે જ મેં તેમને બેસાડયા. હિમુએ તેમને માટે પણ ચા નો પ્યાલો તૈયાર કર્યો. અમે સાથે જ તેને ઇન્સાફ આપવા માંડયો.

'કાલે કંઈ બહાર ગયા હતા?' નંદલાલે વાત ઉપાડી.

'હા, નૈરોબી ગયો હતો.' મેં જવાબ આપ્યો.

'રાતના આવ્યા હશો?'

'હા.'

'કાલે મેં તપાસ કરી હતી.'

'કેમ કામ હતું?'

'કામ છે જ, અને તે તમારે કરવું જ પડશે.'

'ખુશીથી કરીશ.'

મહિલાસમાજ માટે પૈસાની જરૂર હશે એમ મેં ધારી લીધું.

'આજે રાત્રે મહિલાસમાજનો નૃત્ય સમારંભ છે.'

'ઘણી જ સારી વાત; ટિકિટો આપવા આવ્યા છો?'

'ના જી, એક વિનંતિ કરવા આવ્યો છું. સમારંભનું પ્રમુખસ્થાન તમારે લેવું પડશે.'

'પણ નૃત્યકળાનું મને તો જરાયે ભાન નથી. બીજા કોઈ એ વિષયનું જ્ઞાન ધરાવનારને શોધી કાઢો તો વધારે સારૂં પડશે.'

'મિસ્ટર તપસ્વીની નિમણુંકનો નિર્ણય કર્યો હતો. પરંતુ બે દિવસથી તેમનો પત્તો જ નથી પડતો. ક્યાં ગયા છે તેનો સીધો જવાબ પણ ઘરેથી નથી મળતો.'

હિમાદ્રિને વચ્ચે બોલવાનો સળવળાટ થયો પણ કિશોરીની આંખોએ તે દબાઈ રહી.

'આજે પણ એ નથી આવવાના?'

'કદાચ ન આવે તો?'

'આવશે જ.' મેં મક્કમતાથી કહ્યું.

હું પ્રમુખ બનવામાંથી છૂટવા માગતો હતો, કારણ કે આજ સુધીમાં પ્રમુખ બનવાનો અખતરો મેં કર્યો નહોતો; કરવાનો અવસર પણ નહોતો મળ્યો, અને કરવાનો પ્રયત્ન કરૂં પણ સભા-ક્ષોભને અંગે, ઊભો થઈ બોલી શકાય કે નહિ તેની મને શંકા હતી.

'તે આવે તોયે હવે બધી બહેનોનો વિચાર નથી.'

'હાં, એક સુંદર પ્રમુખ બતાવું?' મને એકદમ યાદ આવ્યું.

'તમને શું વાંધો છે?'

'નૃત્ય સમારંભના પ્રમુખને નૃત્યનું થોડું પણ જ્ઞાન હોવું જરૂરી છે.'

'પણ એવા માણસ કમ્પાલામાં મળે ક્યાંથી ?'

'સ્ત્રીઓનું પ્રમુખસ્થાન સ્ત્રી વધારે શોભાવી શકે. નંદલાલ, આ કિશોરીને પ્રમુખ બનાવો.'

નંદલાલ કિશોરી તરફ ઘડીભર જોઇ રહ્યા.

'મશ્કરી શું કામ કરો છો ?' કિશોરી બોલી ઊઠી.

'બહેનને મેં ન ઓળખ્યાં.' કિશોરીનું ઓળખાણ ન પડવાથી નંદલાલ બોલ્યા.

'મારાં મહેમાન છે. નૃત્યવિશારદ છે. નૃત્યકળાનો બહુ જ ઊંડો અભ્યાસ અને અનુભવ છે.'

'બહેન કબૂલ કરે તો સૌથી ઉત્તમ.'

'મારાથી પ્રમુખ ન બનાય.' કિશોરીએ કહ્યું.

'તને વળી શું વાંધો છે? રશ્મિને મોટાઇમાં કંઇ ખામી આવતી હશે એટલે ના પાડે. તનેયે રશ્મિનો ચેપ લાગ્યો કે શું?' ચૂપ રહેલો નલિન બોલી ઊઠયો.

'મહેમાનો બહારગામથી આવે છે?' નંદલાલે મને પૂછ્યું.

'દેશમાંથી આવે છે.' મેં જવાબ આપ્યો.

'હવે કિશોરીબહેનને હા પડાવવાનું હું તમને સોંપું છું.' નંદલાલે મારા પર ભાર મૂકયો.

'એની કયાં ના છે?' નલિન બોલી ઊઠયો.

'મેં કયાં હા પાડી છે?' કિશોરીએ કહ્યું.

'તમને કંઈ વાંધો છે? બહેનોનું કામ છે. બહેનોજ પોતાનું કામ નહિ કરે તો શરમજનક નથી?' નંદલાલ વ્યાખ્યાનિક ઢબમાં ઊતરવા લાગ્યાઃ 'તમે આજે હિન્દથી તાજાં જ આવો છો. હિન્દની સ્ત્રી-પ્રવૃત્તિઓ તમારાથી અજાણી નહિ જ

હોય. હિન્દની મહિલાઓ આજે અનેક ક્ષેત્રોમાં પ્રગતિ સાધી રહી છે. જ્યારે એજ હિન્દની અત્રે વસતિ બહેનોમાં ગૃહકાર્ય સંભાળવાના પણ હોશ નથી. બાળકો ઊછેરવાની તેમનામાં સ્વસ્થતા નથી. એમનાથી બીજી પ્રગતિ કેમ સધાય? આવા સંજોગોમાં અહીંનો મહિલાસમાજ ચાલે છે. તમારા જેવાં બહેનનો સહકાર મળે તો કંઈ પણ નવું તે જાણી શકે. કંઈ નહિ તો છેવટે બહેનોની પ્રગતિ માટે પણ તમારે સહકાર આપવો પડશે.'

'હું કોઈ દિવસ મંડળોમાં ભળી નથી. પ્રમુખ પણ નથી બની.'

'તો આજથી શરૂઆત કરો. દરેક ક્ષેત્ર પ્રથમ વાર દરેક માટે નવું હોય છે. આવડત, હિંમત અને આત્મશ્રદ્ધા સફળતાની ચાવી છે.' નંદલાલે કિશોરીને ઉપદેશ આપ્યો.

નંદલાલના ઉપદેશની અસરથી નહિ; પરંતુ કિશોરીએ હા પાડી. નંદલાલે તેમની લાક્ષણિક ઢબે કિશોરીનો આભાર માન્યો.

'સમય રાતના સાડાનવનો છે.' નંદલાલે કહ્યું.

'ભલે.'

'કામ ન હોય તો બપોરના કિશોરીબહેનને સમાજમાં લઈ આવજો.' જતાં જતાં નંદલાલે વિવેક કર્યો. સાહેબજી કરી તેઓ ચાલ્યા ગયા.

'મોટાંબહેનને આવતાંજ ધાણીએ જોડી દીધાં. મને જો એવું કંઈ કર્યું છે તો હું ભાગી જઈશ.' હિમાદ્રિએ કહ્યું.

'તને એ ન ગમ્યું?'

'ક્યાંથી ગમે? અમે તો અહીંયાં બધું નવું નવું જોવા-શીખવા આવ્યાં છીએ, કે પ્રમુખ બનવા?'

'એને પ્રમુખ થવું હશે પણ ન બની શકી તેની રીસમાં બોલતી હશે!' ખીજવવા પૂરતુંજ નલિને કહ્યું.

'મારે બનવું હોય તો તમે શું બનાવતા હતા?'

'તારી જાતે બની જાત?'

'હા.'

'બિલ્લીઓની સભામાં.'

'અને તમે?'

આગળ બોલે તે પહેલાં કિશોરીએ તેને શોભાવી. થોડી-વારે હિમુએ બૉયને બૂમ પાડી. મને અજાયબી થઈ. તેને ભાષા આવડતી નહોતી. બૉય આવ્યા બાદ તેની સાથે વાત શું કરશે? તરતજ બૉય હાજર થયો. આજ્ઞા માટે તેણે મારા તરફ જોયું.

'બૉયનું શું કામ છે? કહેને એને.' મેં હિમુને કહ્યું.

'એને કહો કે મને ભાષા શીખવાડે.'

'પહેલું કામ ભાષા શીખવાનું કરવું છે?'

'અને બીજું, 'કાર' ચલાવવાનું, પછી એકલી જ ફર્યા કરૂં. તમે બધાં પ્રમુખ-બ્રમુખની ધમાલમાં, ફરવા નવરાં જ નથી થવાનાં ને.'

'એકદમ ભાષા નહિ આવડી જાય.'

'થોડાં નામ તો શીખું.'

'શી રીતે શીખીશ?'

'હું બૉયને વસ્તુ બતાવું, તેનું નામ તે મને લખાવે.'

'ભલે.'

બૉયને મેં તે પ્રમાણે સૂચના આપી દીધી. હિમાદ્રિએ સામા ટેબલ પરથી 'રાઈટીંગ પેડ' અને પેન્સિલ ઉપાડયાં. બૉયને લઈ તે બહાર નીકળી. નલિનને પણ તેમાં મઝા લાગી. તે પણ એ બંને પાછળ બહાર ગયો.

'પપુડા=કાગળ

'કલામુ=કલમ

'કિતાબુ=ચોપડી

'વિનો=શાહી

એક પછી એક હિમુ તથા નલિન વસ્તુઓ બતાવતાં ગયાં તેમ બૉય તેની યુગાન્ડાની ભાષામાં જવાબ આપતો ગયો.

હું અને કિશોરી બંને તે લોકો તરફ જોઈ રહ્યાં હતાં. થોડીવારે અમારા એકાન્તનું અમને ભાન થયું. કિશોરીએ મારી તરફ જોયું, મેં તેની તરફ નજર કરી. દ્રષ્ટિએ વાચાને વેગ આપ્યો.

'આખરે તું આવી પહોંચી!' મેં કહ્યું.

'તમને એ ન ગમ્યું?' કિશોરીએ પૂછ્યું.

'બહુજ ગમ્યું. ખૂબ આનંદ થયો.'

'મારાથી ગભરાઓ છો નહિ?'

'હવે નહિ.'

'પહેલાં ગભરાતા?'

'હા, થોડો વખત ગભરાયો.'

'કારણ કે હું વારાંગના છું તેમાં?'

'ના, મારૂં વર્તન એવું થયું—'

'એ વાતને દાબી દો. હવે કદી ન ઉકેલશો.'

'સિવાય મને કોઇ ગભરામણ નહોતી.'

'અત્યારે નથી?'

'ના, જરાયે નહિ.'

'લોકોને શું જવાબ આપશો, કે હું કોણ છું ?'

'મારી મહેમાન.'

'કોઇ પૂછશે કે શું સંબંધ થાય છે ?'

એ પ્રશ્નનો જવાબ મારી પાસે તૈયાર નહોતો. આજ પ્રશ્ન જો કોઈ બીજાએ પૂછયો હોત તો, મારાથી કંઇક ભળતો જ અવિચારી જવાબ અપાઇ જાત. 'કંઈ નહિ' એ જવાબ તદ્દન ખોટો હતો. કિશોરી અને મારે કંઈ સંબંધ તો હતોજ, પરંતુ એ સંબંધને શબ્દોમાં ઉતારતાં મને નહોતો આવડતો. મને વિચારમગ્ન જોઇ કિશોરીએ સ્મિત કર્યું.

'કદાચ મારા પહેલાં જ તને એ પ્રશ્ન પુછાય તો ?' મેં તેના મોંએ જ તોડ કઢાવવાની યુક્તિ રચી.

'કહો કે હજી પણ તમે મારાથી ગભરાઓ છો, પછી જવાબ આપું.' ગંભીર બની તેણે કહ્યું.

'ના, તારાથી ગભરાવાનું મારે કોઈ કારણ નથી.'

'કબૂલ કરો.'

'નહિ જ.'

'તમને તમારી કીર્તિ, આબરૂ, ધન, દોલત, સાહ્યબી બધું જ મારી સાથે રહેતાં ડરાવશે. તમે ગભરાઇ ઊઠશો.'

'તું એમ શા માટે માની લે છે ?'

'કારણ કે હું તમારી શું છું ? તેનો જવાબ તમારી પાસે નથી.'

'કહી દઉં કે તું મારી પત્ની છું....તો?'

'તો તમારા મોં પર થૂંકવા પણ હું અહીં ન ઊભી રહું. હવસથી ભરેલા રશ્મિની મારે જરૂર નથી. લગ્નના સંકુચિત પિંજરામાં પૂરવા મથતા રશ્મિકાન્તની મને જરાયે પરવા નથી.

મારા સૌન્દર્ય કે યુવાની પાછળ વેડફાઈ જવા તૈયાર થતા રખડુની મને આશા નથી; કે મારી કળાને નામે મોહમાં અંધ બની, મારી પાછળ પાછળ આંધળા બની રખડતા રશ્મિની મને જરાયે તમન્ના નથી. કાન્ત, મારા પિતાની અને માતાની એ છેલ્લી આશા હતીઃ હું એક નર્તકી બનું. આદર્શ નર્તકી બનું. મારી મા એક આદર્શ નર્તકી હતી. એક ઉમદા વારાંગના હતી. મારે મારી માના પંથે ચાલવું છે. તમારા દંભી સમાજમાં મારે દંભી નથી બનવું. હું છું તેવીજ જગતની આંખે દેખાઇશ. તમને લગ્નના મોહ છે? મારા જેવા એક સ્વૈરવિહારી પંખીને પિંજરે નાખી તેનાં પીંછાં તોડવાની ક્રૂરતા તમારામ પણ ભરી છે?"

'ના, હું લગ્નન વિરુદ્ધ છું.'

'તો હું તમારી પત્ની કેમ થઈ શકું?'

'હું તો માત્ર પૂછતો જ હતો.'

'કદાચ પરીક્ષા કરતા હશો.'

'ના. પ્રશ્નનો જવાબ તારી પાસે કઢાવવા માગતો હતો.'

'કોઈ મને પૂછે કે હું તમારો શું છું, તો હું શું જવાબ આપું, એમ ને?'

'હા.'

'હું કહું કે, હું એમની છું; એ મારા છે.'

'ફરી કોઈ પૂછેઃ 'શું સગા છે? પતિ છે?'

'હું તેને જવાબ આપુંઃ ના.'

'તેની ઉત્કંઠા વધે ને તને પુનઃ પૂછેઃ 'ભાઈ છે?'

'હું કહીશઃ ના, ના.'

'ત્યારે એ ખિજાઇને પૂછેઃ 'તો છે શું?'

'એ ખિજાશે ત્યારે હું હસીશ; ખૂબ હસીશ. તેની ધીરજ ખૂટી જશે. ચાલવા માટે તૈયારી કરશે, ત્યારે હું તેનું કાંડું પકડીને કહીશઃ 'એ મારા કૃષ્ણ છે. હું એમની રાધિકા છું.'

એટલામાં બાજુના ખંડનું બારણું ખખડયું.

'ખોલો, ખોલો.'

તપસ્વી બૂમો પાડતા હતા. હું અને કિશોરી તે તરફ ગયાં.



## વૃદ્ધાનું કાવતરું

તપસ્વીને જોતાં જ હિમાદ્રિ દોડતી અંદર આવી.

અમે દિવાનખાનામાં બેઠાં હતાં. કિશોરી તપસ્વી માટે ચાનો પ્યાલો તૈયાર કરતી હતી.

'નમસ્તે, તપસ્વી મહારાજ!'

ખંડમાં પેસતાં જ હિમુએ તપસ્વીને નમસ્કાર કર્યા. બે હાથ જોડી એવી નાટકિય ઢબે તેમણે નમન કર્યું, કે અમે બધાં જ હસી પડયાં. તપસ્વી હિમાદ્રિ તરફ તાકી રહ્યા. મૂંઝાવાને બદલે તેમણે હિમુને સામા નમસ્કાર કર્યા. નાટકિય ઢબે થયેલા નમનમાં તેમને પણ કંઈક રહસ્ય લાગ્યું. અચંબા ભર્યા ચહેરે તે હિમાદ્રિને જોઈ રહ્યા.

'લો,' ચાનો કપ તૈયાર કરી કિશોરીએ તપસ્વી સામે મૂકતાં કહ્યું.

'શું, ચા આપો છો?' હિમુએ પૂછ્યું.

'હા.' કિશોરીએ જવાબ આપ્યો.

'ના, ના, રશ્મિભાઈ, એમને વ્હિસ્કી જ આપો.' તેણે કટાક્ષમાં કહ્યું.

'હું વ્હિસ્કી નથી પીતો.' તપસ્વી બોલી ઊઠયા.

'સવારમાં વ્હિસ્કી પીવાય પણ નહિ.' મેં હિમુને પીવાના વખત માટે સૂચન કર્યું.

'તમે નથી પીતા?' હિમુએ તપસ્વીને પ્રશ્ન કર્યો.

'ના, કદી નહિ.' તપસ્વીએ જવાબ આપ્યો.

'હિમુ, અંદરથી સિગારેટ લઇ આવ તો?'

તપસ્વીનું અપમાન કરવા જ બેઠેલી હિમુને દૂર કરવા મેં બહાનું કાઢ્યું. તપસ્વી, આવી રીતે અપમાન કરી તિરસ્કારી કાઢવા જેવી વ્યક્તિ નહોતી એ હું સમજતો હતો. શિષ્ટતા ખાતર પણ તેમને અપમાનિત કરવા એ, યોગ્ય નહોતું. હિમુ અંદર ગઇ.

'હું અહીં ક્યાંથી આવી પડયો?' તપસ્વીએ મને પૂછ્યું.

'ખાઈમાંથી.' મેં જવાબ આપ્યો.

'કઈ ખાઈમાંથી!?' તેમણે સાશ્ચર્ય પ્રશ્ન કર્યો.

'બાગની બાજુની.'

'હું ત્યાં કેમ આવી પડયો?'

'મને શું ખબર પડે?'

તપસ્વી પોતાની યાદશક્તિ કસતા હોય તેમ વિચારમાં પડી ગયા. બાબતમાં કંઇક રહસ્ય છે એમ મને પણ લાગ્યું. હિમાદ્રિએ સિગારેટનો ડબો લાવી ટેબલ પર મૂકયો. મેં તપસ્વીને સિગારેટ ધરી.

'હું સિગારેટ નથી પીતો.' તેમણે જવાબ આપ્યો. હિમુની આંખ ઝીણી બની. મારી બાજુની ખાલી ખુરશી પર ધીમેથી તેણે સ્થાન લીધું. તપસ્વીના મુખભાવ પરથી તેમને ઓળખવા તે તે તરફ તાકી રહી.

'મને અત્યારમાં અહીં લાવ્યા ?' તપસ્વીએ મને પૂછ્યું.

'હા, બે કલાક પહેલાં.' મેં જવાબ આપ્યો.

'બિચારી પકડાઈ ગઇ હશે!' તેમણે એક નિશ્વાસ નાખ્યો.

'કોણ?' મેં સાશ્ચર્ય પ્રશ્ન કર્યો.

'રોશન નામની એક બાઇ હતી.' તે બબડયા.

'રોશન?' મેં જરાયે ચમકયા સિવાય પૂછ્યું.

'હા, એક નિરાધાર બાઇ હતી.'

'કયાં હતી?'

'—રસ્તા પર દુકાનમાં રહેતી હતી.'

રમા રહેતી હતી તે જ રસ્તાનો અને સ્થળનો તેમણે નિર્દેષ કર્યો.

'તમારી કોઇ સગી હશે?'

હિમુ હજીયે મસ્કરી નહોતી છોડતી. રમાની બાબત આવતાં હું ગંભીર બન્યો. હાથની ઇશારતે મેં હિમુને ચૂપ થવા જણાવ્યું.

'કોઇ સારા કુટુંબની સ્ત્રી હતી. જુવાન હતી. રૂપાળી પણ હતી. કેટલાક મહિના પહેલાં મેં તેને જોયેલી.' તપસ્વીએ વગર પૂછ્યે જ રમાની વાત આગળ વધારીઃ 'સાથે એક વૃદ્ધા રહેતી હતી, બિચારી એ યુવતીની જિંદગી જ એ ડોશીએ બર-બાદ કરી નાખી હશે. કોઇ દલાલ હિન્દથી બિચારીને ફોસલાવીને

ઉપાડી લાવ્યો હશે. અનીતિના ધંધા કરી પેટ ભરવાનું એનેય બિચારીને ક્યાં સુધી ગમે? અને તેમાંયે જંગલનું જીવન. યુગાન્ડા જેવો મેલેરિયસ પ્રદેશ, બિચારી કંટાળી જાય એ દેખીતું છે. કોઈક સાથે કેનિયા ભાગી ગઈ છે. દલાલને આ વાતની ખબર પડી ગઈ છે. ઍલ્ડોરેટમાં રહે છે એમ કેટલીક તપાસો પછી તેણે જાણ્યું છે. તેને પકડી લાવવાનાં કાવતરાં ચાલતાં હતાં. મારો મોટર ડ્રાઇવર પણ તેમાં સંડોવાયો છે. મને વહેમ આવતાં ડ્રાઈવરને મેં પૂછ્યું; પરંતુ સીધો જવાબ ન મળ્યો. મારો વહેમ મજબૂત બન્યો. ડ્રાઇવર જો સાચી બાબત મને ન જણાવે તો નોકરીમાંથી રજા આપવાની મેં તેને ધમકી આપી. નોકરીની બીકે ડ્રાઇવરે મને બધી જ વાત સ્પષ્ટ જણાવી દીધી. અમુક દિવસે બે મોટરો લઈને ઍલ્ડોરેટ જવાનું ઠર્યું હતું. અને રાતના સમયે પેલી યુવતીને ત્યાંથી અહીં ઉપાડી લાવવાની હતી. બિચારી ત્યાં માસ્તરગીરી કરી નીતિથી દિવસો પસાર કરે છે. અહીં લાવી પુનઃ અનીતિની ઘાણીએ જોડી દેશ!'

'તમે તેને ન બચાવી?' નલિનનું લોહી વાત સાંભળતાં ઊકળ્યું હતું.

'હું ન બચાવી શક્યો.'

'આ દેશમાંયે આવા કારસ્થાનો છે?' કિશોરી બોલી ઊઠી.

'કેમ, આ દેશમાં માણસો નથી?' મેં સામો પ્રશ્ન કર્યો.

'માણસો હોય ત્યાં હોય જ એવો કોઈ નિયમ નથી.' તેણે કહ્યું.

'ના હોય એવો કોઇ દાખલો પણ નથી, એટલે નિયમ તરીકે સ્વીકારવામાં વાંધોયે નથી.'

'કેમ ન બચાવી શક્યા?' નલિને તપસ્વીને પૂછ્યું.

'બચાવવા માટે મેં પ્રયત્નો કર્યા પણ, સફળતા ન મળી.' તપસ્વીએ કહ્યું.

'વાત તો કરો,' હિમુને તપસ્વીની વાતમાં રસ પડયો.

'હું વાત જાણી ગયો છું અને તેઓના કાર્યમાં વિઘ્ન નાખવાનો છું, તે વસ્તુ એ લોકો જાણી ગયા. એટલે મને રોકવાના ઉપાયો એમણે શોધી કાઢયા. ગઇ રાતે એ લોકો નીકળવાના હતા. કમભાગ્યે, પરમ-દિવસે મારે હોઇમા (કમ્પાલાથી ૧૨૯ માઇલ દૂર આવેલું એક ગામ) જવાનું થયું.

'ગઇકાલે પાછો ફરવાની આશાએ હું ઊપડયો. વખતસર હું હોઇમાથી નીકળી પણ ગયો. એ યુવતીની કમનસીબી કહો, કે મારું કમભાગ્ય કહો, ડ્રાઇવરની બેદરકારીથી મોટરમાં પાણી નાખવાનું રહી ગયું. એન્જીનમાંથી વરાળો નીકળતાં મેં ડ્રાઇવરનું ધ્યાન પણ તે તરફ ખેંચ્યું. કંઇક બહાનું કાઢી તેણે તે તરફ દુર્લક્ષ બતાવ્યું. એન્જીનમાં ગરમીનું પ્રમાણ અનહદ વધી જવાથી મોટરનું 'સિલિન્ડર હેડ' ફાટયું. સદ્‌ભાગ્યે મને કંઇપણ ઈજા નહોતી થઇ. પાછળથી જ એક મોટર આવતી હતી. હાથ આડો કરી મેં તેને થોભાવી. આવનાર મોટર ખાલી હતી. મને કમ્પાલા પહોંચાડવા મેં તેને વિનંતિ કરી. વિના આનાકાનીએ તેણે મારી વિનંતિનો સ્વીકાર કર્યો. મારા ડ્રાઇવરને અને અકસ્માતવાળી મોટરને મૂકી હું પેલી આવનાર મોટરમાં ગોઠવાયો.

'કમ્પાલા ત્રીસેક માઇલ દૂર હશે. મોટરે મુખ્ય રસ્તો છોડી જંગલનો રસ્તો લીધો. શાથી આમ કર્યું', એમ પૂછતાં પોતાને અમુક જગ્યાએ કામ છે, એમ હાંકનારે જવાબ આપ્યો. મને તેમાં વાંધો નહતો. બહુ તો ધાર્યા કરતાં એકાદ કલાક મોડું થવાનો સંભવ હતો. એક અજાણી જગ્યાએ આવી મોટર ઊભી રહી. હાંકનાર નીચે ઊતર્યો. તેણે હુડુ (મોઢેથી અવાજ કરી

માણસોને એકઠા કરવાની રીત) કર્યું. થોડી જ વારમાં દસ-બાર નેટિવો પોંગા (છરાના આકારનું બે ફુટ જેટલું લાંબુ એક હથિયાર) લઇ દોડી આવ્યા. મને મોટર નીચે ઊતરવાની આજ્ઞા થઇ. મારા પર કાવતરું થયું છે એમ હું સમજી ગયો. રોશનને બચાવવી હોય તો સાંજ પહેલાં મારે કમ્પાલા પહોંચી, ત્યાંથી મોટર લઈ ઍલ્ડોરેટ ઉપડી જવું જોઇએ. સાંજ પડવાને થોડીજ વાર હતી. મને એક જાતનો રસ પીવાને દબાણ કરવામાં આવ્યું. ન પીઉં તો મારી નાખવાની ધમકી અપાઈ. ન છૂટકે મેં રસ પીધો. પીતાની સાથેજ મને ઊલટીઓ શરૂ થઈ. થોડી વારે હું બેભાન બન્યો. પછી તો અત્યારે મને ભાન આવ્યું.'

તપસ્વીએ પોતાની વાત પૂરી કરી. હું વસ્તુસ્થિતિ સમજી ગયો. રમાને બચાવવી જ જોઈએ એવો મેં નિશ્ચય કર્યો. જો કે હવે તે માટે હું મોડોજ પડવાનો હતો, છતાં બચાવી શકવાની પૂરતી આશા હતી. કિશોરીને આજ રાત્રે પ્રમુખપદ સ્વીકારવાનું હતું. મારી હૂંફે જ તેણે પ્રમુખપદ માટે હા પાડી હતી, તે હું સમજતો હતો. છતાંયે મારે ગયા વિના ચાલે તેમ નહોતું. હું વિચારમાં જ હતો, ત્યાં નલિન બોલી ઊઠયોઃ

'અત્યારે જઇએ તો બચાવી શકાય?' તેનું લોહી ઊકળી ગયું હતું તે હું જોઇ શકયો.

'એંશી ટકાની આશા ખરી.' તપસ્વીએ જવાબ આપ્યો.

'રશ્મિ, હું જાઊં?' નલિને મને પૂછ્યું.

'તું?'

હું મૂંઝાયો. રોશનની જગ્યાએ, જ્યારે નલિન રમાને જોશે ત્યારે? રમા પર તેને દયા આવશે? તેના પ્રત્યે તે સહાનુભૂતિ બતાવી શકશે? તેને જોતાં જ ગુસ્સાની હદે પહોંચી જનાર

નલિન, રમાને રોશન જાણ્યા પછી પણ બચાવવાની લાગણી બતાવશે ?

'તું આ દેશ માટે અજાણ્યો છે.' મેં નલિનને કહ્યું.

'હું પણ સાથે જઇશ.'

તપસ્વીએ પોતાની તૈયારી બતાવી. તપસ્વી માટેનો મારો તિરસ્કાર નાશ પામ્યો. આવાં દુઃખ સહન કરી કોઈ અજાણી સ્ત્રીને બચાવનાર હિન્દી, પૂર્વ આફ્રિકામાં હોય તો તપસ્વી, એ પહેલા પુરૂષ હતા. હું તેમને શરાબી અને નાલાયક ધારતો. પરંતુ મારી એ ધારણા ખોટી પડી. બેભાન બનતાં દુષ્ટો, તેમના મોં અને કપડાં પર વ્હિસ્કી છાંટી, બાગની ખીણમાં નાખી ગયા હશે, એમ કલ્પી લેતાં વાર ન લાગી.

'તમે સાથે જાવ તો નલિનને મોકલવામાં વાંધો નથી.' મેં તપસ્વીને કહ્યું.

'ભાઈનું મને ઓળખાણ તો આપો.' તપસ્વીએ મને કહ્યું.

'એ મારા મિત્ર છે. એમનું નામ નલિનભાઈ—વીમા કંપનીના બ્રાન્ચ સેક્રેટરી તરીકે હમણાંજ હિન્દથી આવે છે.' મેં કહ્યું.

'અને આ બહેનો ?'

'એ પણ હિન્દથી નવાં જ આવે છે.'

મેં ટૂંકો જ જવાબ આપ્યો. કિશોરીએ મારી સામે જોવાની દરકાર પણ ન કરી; ઠોઠ નિશાળિયા તરફ માસ્તર નજર ન કરે તેમ.

'હું જાઉં ?'

હિમુએ ધીમેથી પૂછ્યું. તેની નજર વારા ફરતી મારી અને કિશોરી તરફ ગઈ.

'ક્યાં ?' મેં તેને પૂછ્યું.

'નલિનભાઇ સાથે.' નકારમાં હુકમ છૂટવાની બીકે, બ્હીતાં બ્હીતાં તેણે જવાબ આપ્યો.

'શું કામ છે ત્યાં તારૂં ?' કિશોરી સહેજ ઘૂરકી.

હિમાદ્રિએ ધીમેથી આંખ ઊંચકી, તપસ્વી અને તેની આંખો એક થઈ. હું તે જોઈ શકયો.

'ભલે આવે, વાંધો પણ શું છે ?' તપસ્વીએ મારા તરફ જોઈ કહ્યું.

'હું સાથે છું ને.' નલિને પણ હિમુનો પક્ષ ખેંચ્યો.

'તો જાઉં, મોટાંબ્હેન ?' હિમુએ પુનઃ પ્રશ્ન કર્યો.

'જવું હોય તો જા. પરંતુ કાલની મુસાફરીનો થાક તો હજી ઊતર્યો નથી, અને આજે આવી લાંબી મુસાફરી ફરી કયાંક બીમાર ન પાડે ?' મેં કહ્યું.

'મુસાફરીના થાકે બીમાર પડું એટલી બધી મને નાજુક ધારો છો ?'.

'તો જા. પણ બીમાર પડીશ તો અમે ચાકરી નહિ કરીએ.' કિશોરીએ કહ્યું.

'તમે નહિ કરો તો કોઇ નહિ કરે ?' હિમુએ પૂછ્યું.

તેણે તપસ્વીના સામું જોયું. તપસ્વીના મોંમાંથી શબ્દો સરી પડયાઃ

'હું કરીશ, કોઈ નહિ કરે તો.'

હિમુએ નીચું જોયું, કંઈક અંશે તે શરમાઈ. કિશોરીએ તપસ્વી તરફ નજર કરી. કેટલાંક સાધારણ વાકયો પ્રસંગોપાત્ અર્થસૂચક બની રહે છે. કિશોરીને આ વાકયમાં કંઇક અર્થસૂચન લાગ્યું. પરંતુ તપસ્વી સાથેનો આ પ્રથમ જ મેળાપ હોવાથી તે

પર વિચાર ચલાવવા જેટલું મહત્ત્વ તેણે તેને ન આપ્યું. હિમુને તપસ્વીનો એ જવાબ ગમ્યો કે કેમ તે હું ન સમજી શક્યો. ગમ્યો હશે એમ ન માનવાને મને ખાસ કારણ ન મળ્યું.

તપસ્વી યુવાન હતા. મારાથી પણ ઉંમરે નાના હશે. દેખાવમાં પણ મારાથી અને નલિનથી જરૂર ચઢી જાય. સ્ત્રીને અમુક ઉંમરે અમુક ઉંમરનો પુરુષ વધારે ગમે છે. હિમાદ્રિની દ્રષ્ટિએ તપસ્વી નાના નહોતા, તેમ જ ઘણા મોટા પણ નહોતા.

'મારી 'કાર' લઇ જાવ.' થોડીવારે મેં કહ્યું.

'ભલે,' તપસ્વી બોલ્યા.

'તું પણ સાથે આવે તો?' નલિને મને પૂછ્યું.

'અને સાંજે હું એકલી?' કિશોરી બોલી ઊઠી.

'ઓહ! એ તો હું ભૂલીજ ગયો.'

'હું નહોતી કહેતી કે મોટાંબહેનને પ્રમુખ–બ્રમુખની ધાણીએ જોડવા માંડયાં છે એટલે એ ફરી શકશે જ નહિ ને.' હિમુ બોલી ઊઠી.

'શેનાં પ્રમુખ?' તપસ્વીને કંઇક યાદ આવતાં પૂછ્યું.

'આપણા મહિલાસમાજના બાલિકોત્સવમાં નૃત્ય સમારંભના પ્રમુખપદનો આમણે સ્વીકાર કર્યો છે.' મેં

'અભિનંદન.'

નૃત્ય વિશારદ છે એટલે અથવા તો પોતાના વતીનું પ્રમુખપદ સ્વીકારી લીધા માટે તપસ્વીએ કિશોરીને અભિનંદન આપ્યું. પરંતુ એ મ્હારાથી સ્પષ્ટ ન સમજાયું.

'ક્યારે ઊપડવાનું છે?' નલિને પૂછ્યું.

'થોડીવારમાં જ. મારે ઘેર થઇને બારોબાર ચાલ્યા જઇએ.' તપસ્વીએ કહ્યું.

'કાર તૈયાર કરાવ.' નલિને મને કહ્યું.

મેં ડ્રાઇવરને બોલાવી મોટર લાવવા કહ્યું; તથા બીજી ઉપયોગી સૂચનાઓ પણ આપી. થોડીજ વારમાં તે મોટર લઈ આવ્યો. અરસામાં હિમાદ્રિ અને નલિન કપડાં પહેરી તૈયાર થઇ ગયાં. મોટરમાં બેસી ત્રણે જણે પ્રયાણ કર્યું.

* * *

'હું ઑફિસે જાઉં છું.' મેં તૈયાર થઈને કિશોરીને કહ્યું.

'અને હું?' કિશોરીએ પૂછ્યું.

'તારે આવવું હોય તો ચાલ.'

'કેટલા વાગે પાછા ફરશો?'

'બે-એક કલાકમાં આવી જઈશ.'

'તો હું ઘેરજ રહીશ.'

'એકલીને ગમશે?'

'એકલાં રહેવાની મેં ટેવ પાડી છે. મુંબઈની નર્તકીઓને દરરોજ ગ્રાહકો નથી મળી રહેતા. દિવસોના દિવસો કેટલીક વખત ટાંપીને બેસી રહેવું પડે છે. તે વખતે એકલાંજ વખત પસાર કરવો પડે છે.'

'આ કંઇ મુંબઇ નથી.'

'છતાં હું એ મુંબઈની નર્તકી તો છુંજ ને?'

'ઠીક. બધાજ ખંડ ઉઘાડા છે. મારા સૂવાના ખંડમાં પુસ્તકો પણ છે. વાંચવામાં વખત જલ્દી પસાર થઈ જશે.'

'રસોઇ કોણ કરે છે?'

'પી. સી. રાખ્યો છે.'

'આજે હું રસોઇ કરું તો?'

'તને આવડશે?'

'હા.'

'એમાં બંધન નહિ લાગે? સ્ત્રીએ રસોઇ બનાવવી જ જોઇએ એ પુરુષોનો દુરાગ્રહ નહિ લાગે?'

'લાગે.' કિશોરી સહેજ હસી. 'સ્ત્રીના હૃદયને સાચી રીતે ઓળખવા પુરુષ હજી શક્તિમાન નથી બન્યો. જન્મથી જ સ્ત્રીના અણુએ અણુમાં સેવાભાવ અને પ્રેમ વણાઇ ગયાં છે. એમ ન હોય, તો આઝાદીની લડતો લડતી સ્ત્રીઓ પુરુષોને અળખામણી થઇ પડી હોત. પરંતુ પુરુષ સામે મોરચા માંડી બેઠેલી એ સ્ત્રીઓ પણ પુરુષને આકર્ષે છે. સ્ત્રીનું રૂપ કે તેની જુવાની એકલી પુરુષને સાચી રીતે નથી આકર્ષી શકતાં. પરંતુ તેનો સેવાભાવી સ્વભાવ અને પ્રેમ આકર્ષે છે. રશ્મિકાન્ત, હું પણ એક સ્ત્રી જ છું.'

'તારી ઇચ્છા હોય તો તું બનાવ.' મેં કહ્યું.

'કેટલા વાગે તૈયાર જોઇએ?'

'બરાબર બાર વાગે.'

અહીંનો જમવાનો વખત બપોરના સાડાબાર પછીનો હોવા છતાં મેં બાર વાગ્યાનો વાયદો કર્યો.

'ભલે, સિધાવો.'

તેણે મને બે હાથે સસ્મિત વિદાય આપી. આફ્રિકામાં જોયા પછી અત્યારે પહેલી જ વાર મેં તેના અંગોમાં નૃત્ય

પ્રવેશેલું જોયું. વિદાય આપવામાં નૃત્ય નહોતું, તેની રીતમાં નૃત્ય હતું. કાર્ય કરવામાં કળા નથી, એ કરવાની રીતમાં કળા છે.

કેટલાય દિવસો પછી, આજે ઑફિસના કામમાં મેં પુનઃ બરાબર ધ્યાન ચોંટાડયું. એકધ્યાનથી કામ કરવામાં, કામ, ધારેલા સમય કરતાં પણ ઓછો વખત લે છે. દરરોજ આખા દિવસમાં ન કરી શકતો તેટલું કામ મેં અગિયાર વાગે પૂરું કર્યું. અને કામ પૂર્ણ થતાં જ હું ઑફિસમાંથી નીકળી ઘર તરફ વળ્યો. હું એકલો જ જ્યારે એ ઘરમાં રહેતો, ત્યારે ઑફિસમાં કામ હોય કે ન હોય પણ ઘેર જવાનું ખાસ દિલ ન થતું. કિશોરી આજે ઘેર હતી, એટલા માટે જ હું વહેલો ઘેર જતો હતો. કિશોરીએ મને આકર્ષ્યો હતો, કાંતો હું કિશોરી પ્રત્યે આકર્ષાયો હતો. અને છતાંયે મારૂં એ આકર્ષણ કિલષ્ટ નહોતું. કિશોરીમાં મને લાલસા નહોતી. જેમ તે મને પોતાનો ગણતી, તેમ હું પણ તેને મારી ગણવા મથતો હતો. આ સિવાય પણ એક કારણ હતું. સ્ત્રીના સહવાસમાં એક જાતની કુમાશનો સ્પર્શ દરેક પુરુષે કર્યો હશે. આ કુમાશ વાસનાથી ને ભાવનાથી તદ્દન અલિપ્ત હોવા છતાં પુરુષને ખૂબ ગમે છે. પુરુષ સ્ત્રી પ્રત્યે આકર્ષાય છે તેમાં આ કુમાશ પચાસ ટકા ભાગ ભજવે છે. હું પણ એ કુમાશથી આકર્ષાઉં તો નવાઇ નહોતી.

ધીમેથી મેં મકાનમાં પ્રવેશ કર્યો. કિશોરી રસોડામાં હતી. હું ચૂપકીથી મારા ખંડમાં ચાલ્યો ગયો. તે ગાતી હતી, નૃત્ય પણ કરતી હતી. મારા ખંડની કાચની બારીમાંથી રસોડામાં જોઇ શકાતું હતું. ત્યાં ઊભા રહીને તે ગાતી હતી, તે પણ સાંભળી શકાતું હતું. તેના એક હાથમાં ચમચો હતો. સગડી પર દાળની તપેલી હતી. હલાવતાં હલાવતાં તે ગાતી હતી અને પગનાં નૂપુર તેમાં તાલ પૂરતાં હતાં:

મન મસ્ત હુઆ અબ કયા બોલે!
હીરે પાયો, ગાંઠ ગઠિયાયો,
બાર બાર વાકો કયા ખોલે! મન૦

હલકીથી જબ, ચઢી તરાજુ;
પૂરી ભઇ અબ કયા તોલે! મન૦

સુરત કલાલી, ભઈ મતવારી;
મદવા પી ગઇ બિન મોલે! મન૦

હંસા પાયા, માનસરોવર;
તાલ તલૈયાં કયૌં ડોલે! મન૦

તેરા સાહિબ, હૈ ઘટ ભીતર;
બહાર નૈનાં કયૌં ખોલે! મન૦

કહે કબીર સુનો ભાઇ સાધો;
સાહેબ મિલ ગયે તિલઓલે! મન૦

હું રસોડા તરફ ગયો. મારા ખંડમાંથી નીકળતાં કિશોરી મને જોઇ ગઈ. મને જોતાં જ તે હસી પડી.

'કયારના આવ્યા છો?' તેણે મને પૂછયું.

"ગાન શરૂ થયું ત્યારનો.' મેં પણ સસ્મિત જવાબ આપ્યો.

'તો તમારે તેના દામ ચૂકવવા પડશે.'

'શેના?'

'ગાન સાંભળવાના.' મુંબઈની વારાંગનાઓ કોઇને મફત નથી સંભળાવતી, ઉપરાન્ત દંડ પણ આપવો પડશે.'

'એ વળી શેનો?'

'છુપાઇને સાંભળવાનો.' તે પુનઃ હસી પડી.

અમે બન્ને મારા ખંડમાં પાછાં ફર્યાં. હું એક સોફા પર બેઠો. તે એ સોફા પર બીજે છેડે ગોઠવાઈ. કિશોરીએ સ્વેચ્છાએ આવું સ્થાન પસંદ કર્યાનો આ પ્રથમ પ્રસંગ હતો. મને નવાઇ થઈ, આનંદ ખૂબ થયો.

સમય થયે અમે બંને સાથે જ જમવા બેઠાં. દરરોજ જમતી વખતે ખુરશી ટેબલનો ઉપયોગ થતો. કિશોરીના આગ્રહથી આજે અમે પાટલે બેઠાં.

રસોઈ હંમેશ જમવાના ટેબલ પર આવતી; આજે અમે રસોડામાં જ બેઠાં. માતા હતી ત્યારના પ્રસંગો યાદ આવ્યા. હું રસોડામાં બેસું, માતા રોટલી વણતાં હોય, ગરમા ગરમ રોટલી આગ્રહથી મને પીરસતાં હોય. અને માના મોંએથી જૂની નવી વાતોનો પ્રવાહ વહેતો હોય. મારો ખોરાક તે વખતે અત્યારથી બમણો હતો. મને એમાં આનંદ આવતો. હું વધારે ખાતો, તેનો મને અપચો પણ નહોતો થતો.

ગુજરાતના ગૃહજીવનની યાદદાસ્ત કિશોરીએ આજે મને તાજી કરાવી.

સાથે મારા એક મિત્રે, એક વખત કરેલો ટોળ પણ યાદ આવ્યો. એમણે કહેલું:

'રશ્મિકાન્ત, આફ્રિકામાં આવીને આપણે દેશી કે વિલાયતી એકેયમાં ન રહ્યા, અને તેમાં તમારી તો દયા ખાવા જેવી છે. ઘરમાં પત્ની મળે નહિ, 'પી. સી.' પકાવે. વખત થયે રોજના પ્રમાણમાં ભાણું ટેબલ પર આવે, કોઈની સાથે બોલ્યા-ચાલ્યા વિના જ ભાવે તે જમીને ઊઠી જવાનું. એ તે કંઇ જમવાનું કહેવાય? બાકી, સામે સગડી પર ગરમ તવી તડાકા લેતી હોય; નયન નચાવતી, હળવા સ્મિતથી હૃદય ડોલાવતી, બંગડીઓના રણકારે તાલ દેતી, રોટલી વણતી હૃદયેશ્વરી નજીકમાં

બેઠી હોય, પટ દઈને રોટલી: તવીમાં પડે અને કાળજું અધીરું બને; જરા 'તેરે સમ મેરે સમ' વાળી ચાલતી હોય, આગ્રહ કરી કરીને કંટાળો દેનારી બાજુમાં બેઠી હોય, તેનું નામ તો જમવાનું કહેવાય! આ એકલા અટૂલા ટેબલ ખુરશી પર ખાવામાં પેટ ભરવાથી વધારે આનંદ ન આવે.'

તે વખતે મેં એ મિત્રને હસી કાઢેલા. મારા અપરિણીત જીવન પર કટાક્ષ કરવાનો એમનો હેતુ હશે એમ માની લીધેલું.

આજે મને તેના સત્યની પ્રતીતિ થઈ. કિશોરી મારી સામે જ પાટલો નાખી બેઠી હતી. મારા મિત્રના શબ્દોમાં 'તેરે સમ મેરે સમ' વાળી પણ ચાલતી હતી. કિશોરીના શબ્દોમાં સંગીત શોધવા હું ટેવાઈ ગયો હતો. તેના અંગોમાં નૃત્ય જોવાનું જ હું શીખી ગયો હતો. કિશોરી મને સંગીત અને નૃત્યમય ભાસતી. હું આજે ખૂબ જમ્યો, આનંદથી જમ્યો. જમવા પહેલાં હંમેશ હું થોડો 'બીર' પીતો, આજે એ પીવાનો મને યાદજ ન રહ્યો.

હંમેશ આમ જ હોય તો? પરંતુ એ કેમ બને? હું કિશોરીનો પતિ બનું ને તે મારી પત્ની બને તો જ એ શક્ય હતું. પરંતુ એ સંબંધ બંધાયા પછી આ આનંદ રહે? હું નહોતો માનતો. અનેક મનુષ્યોના અનુભવ કહે છે, કે ન રહે. વનવગડે ઊડતી મેનાનો કિલકિલાટ પિંજરે પડતાં નાશ પામે છે. કૌમાર્યની સ્વતંત્રતામાં રહીને સ્ત્રી જે આનંદ આપી શકે તે લગ્નના બંધનમાં બંધાઈને ન આપી શકે. કિશોરી એ માન્ય ન જ રાખે. મને પણ બંધન પસંદ નહોતું. સ્ત્રી, એ પુરુષને આનંદ આપવા માટે જ સરજેલું રમકડું નથી એ હું દૃઢતાથી માનતો.

'કિશોરી, હંમેશ તું મને આમ જમાડે તો?' જમતાં જમતાં મેં કિશોરીને પૂછ્યું.

'એ ભાગ્યે જ બને.' તેણે સ્પષ્ટ જવાબ આપ્યો.

'કેમ ?'

'ઐચ્છિક વિષયમાં અને ફરજિયાત કાર્યમાં આનંદનો ઘણો તફાવત છે.'

ગંભીર બની તેણે જવાબ આપ્યો. આગળ પ્રશ્ન કરવાની મારી હિંમત ન ચાલી. કિશોરીનું વ્યક્તિત્વ કેટલીક વખત મને દાબી દેતું.

સાંજ પડી, તે ટંકે કિશોરીએ રસોઈ ન બનાવી. મારી સાથે વાતો કરવામાં અને પુસ્તકો વાંચવામાં જ તેણે વખત પસાર કર્યો. સાડા આઠ વાગે મેં તેને કપડાં બદલવા સૂચન કર્યું. થોડી જ વારમાં તે તૈયાર થઇ ગઇ.

કપડાં પહેરવાની કળા કિશોરીને વરેલી હતી, એ મારે કબૂલ કરવું પડશે. તે વારાંગના હતી. વારાંગનાઓ ગમે તે કપડાં પહેરે છતાંયે તેમાંથી તેમની ખાસિયતો બહાર પડી આવે, છેવટે તેમની ચાલવાની ઢબ પરથી પણ તે ઓળખાઈ જાય. આ થઈ સાધારણ નર્તકીઓની વાત. ચારિત્ર્યને મહત્ત્વ ન આપનાર નર્તકીઓ તરત જ ઓળખાઇ જાય છે. કિશોરી ચારિત્રશીલ હતી. એક ઉમદા કુટુંબની ગૃહિણીનું પદ શોભાવે તેવી હતી. કમ્પાલામાં ભાગ્યે જ આવી રીતે સાડી પહેરવાની કળા કોઈને સાધ્ય હશે. મર્યાદિત રીતે અને છતાંયે અંગ ઉપાંગોનું લાલિત્ય ન ઢંકાઇ જાય તેમ તેણે એક રેશમી સાડી પહેરી. રંગે આછી વાદળી, કિનારનો થપ્પો પ્રમાણ કરતાંયે વધારે મોટો હોવાથી પ્રભાવશાળી લાગતો હતો.

સમારંભ માટે 'સેન્ટ્રલ સિનેમા'નું થિયેટર પસંદ કરવામાં આવ્યું હતું. સમારંભની શરૂઆતની બે-ચાર મિનિટ પહેલાંજ

અમે થિયેટરમાં પ્રવેશ્યાં. સભાઓમાં કેન્દ્રિત ગણાતી વ્યક્તિઓ બરાબર વખતેજ હાજર થવામાં પોતાનું ગૌરવ સમજે છે. તેમ કરવામાં તેઓ પોતાનું મહત્ત્વ સમજતાં હશે.

થિયેટરના દરવાજામાં જ નંદલાલ તથા બીજી બે–ચાર વ્યક્તિઓ કિશોરીનું સ્વાગત કરવા ઊભાં હતાં. પ્રેક્ષક ગણની મધ્યમાં એક સર્વથી ઊંચી ખુરશી નાખવામાં આવી હતી. સુંદર કપડાથી આચ્છાદિત કરી ખુરશીને પણ સુશોભિત કરવા પ્રયત્ન કર્યો હતો. કિશોરીને એ આસન પર બેસાડવામાં આવી. હું તેની બાજુનીજ ખુરશી પર ગોઠવાયો. થિયેટર આખું ચિકાર ભરાઈ ગયું હતું. તેમાંયે પ્રમુખ સ્થાને, અજાણી કિશોરીનું નામ સાંભળતાં, પ્રેક્ષકોમાં અનહદ વધારો થઈ ગયો હતો. પ્રમાણમાં થિયેટર સાંકડું હોવાથી સંકડામણ વધારે લાગતી હતી. સંકડામણ જેટલોજ ઘોંઘાટ પણ હતો.

સમય થતાં નંદલાલ તખ્તા પર આવ્યા. પ્રાથમિક પ્રવચનના થોડા શબ્દો બોલવાની પ્રથા, શિષ્ટતાના નિયમને ઓળંગતી ગણવામાં આવતી નથી.

'બહેનો અને ભાઈઓ!' નંદલાલે શરૂ કર્યું. થિયેટરનો ઘોંઘાટ ધીમે ધીમે શાન્ત પડી ગયો. "મને જણાવતાં અત્યંત આનંદ થાય છે, કે મહિલાસમાજનો આ દસમો વાર્ષિક સમારંભ ઊજવી, કમ્પાલાની સ્ત્રીશક્તિ, તેની પ્રગતિનાં દસ વર્ષ પૂર્ણ કરી, અગિયારમાં વર્ષમાં પ્રવેશ કરે છે. બહેનોની આ પ્રગતિ માટે મારે આખા પુરુષ વર્ગ તરફથી તેમને ધન્યવાદ આપવો ઘટે છે. સંસ્થાઓના માર્ગમાં અનેક જાતની વિટંબણાઓ દુનિયાભરના દરેક દેશોમાં છે. મહિલાસમાજે ગત દસ વર્ષમાં અનેક વિટંબણાઓ વેઠી છે, તેમાંથી પસાર થવા માટે અન્ય સંસ્થાઓએ આપેલી મદદ માટે, સમાજ તેઓનો અત્યંત આભારી છે. અને આશા રાખે છે, કે ભવિષ્યમાં પણ સહકાર આપશે.

'મહિલાસમાજની આર્થિક મુશ્કેલીઓનું ધ્યાન દરેક સમારંભને અંતે રજૂ કરવામાં આવે છે. છતાં આજે પણ સમાજની આર્થિક સ્થિતિ કંગાલ જ છે. સમાજે ભીખની ઝોળીમાંથી પોતાનું સ્વતંત્ર મકાન બંધાવ્યું છે, પરંતુ માત્ર મકાન ઉપર સમાજ ન ચાલી શકે. બહેનોના શિક્ષણ માટે તેમાં સાધનોની પણ આવશ્યકતા રહે. એ સાધનો વસાવવા, સમાજે પેલા અખંડ ભિક્ષાપાત્ર પર જ નજર દોડાવવી પડે છે.

'કોઇ પણ ભાઈ મારા શબ્દોને અંગત ન માની લે તેની વિનંતિ કરૂં છું. એક વસ્તુ આજે સ્પષ્ટ કહી નાખું; જે બહેનો મહિલાસમાજની સભાસદ છે, તેમના પતિદેવો પણ અન્ય કલબોમાં 'મેમ્બર્સ' છે. એ કલબોની માસિક 'ફી' ચાર શિલિંગથી માંડી પચાસ શિલિંગ સુધીની છે. અને પોતાને 'મોટા'માં ખપાવવા માટે માત્ર મોટાઓને માટેજ સ્થાપેલી કલબોની, 'ફી' ઉપરાન્ત, 'ડ્રીન્કં'ના ખર્ચા, માસિક સો શિલિંગ જેટલા પણ કરનારા છે. 'સ્ટેક' ઉપર 'બ્રીજ'ની રમત રમી રોજના પચાસ ગુમાવનારા કે કમાનારા પણ એ મોટાઓની 'કલબો'માં હયાત છે. એવા અપવાદોની વાત બાજુએ મૂકીએ, તો પણ પોતાના આનંદ માટે રમતો એને 'ડ્રીન્કમાં' માસિક પચાસ શિલિંગ ખર્ચનારનો એક મોટો વર્ગ છે. પોતાના મોજશોખ માટે પચાસ વાપરનાર પોતાની પત્નીના શિક્ષણ માટે, તેના શોખ માટે; કેટલા વાપરવાની છૂટ આપે છે? પોતે પચાસ વાપરે તો પત્નીને વીસ વાપરવાની છૂટ આપે ને? પરંતુ અત્યંત દિલગીરીની વાત છે કે મહિલાસમાજની 'ફી' બે શિલિંગથી વધારી ચાર કરી, તે પછી કેટલીક બહેનોને સમાજ છોડવો પડયો છે. આ દેશને હિસાબે ચાર શિલિંગ એક મામૂલી રકમ ગણાય. એ ચાર શિલિંગ માટે જ્યારે પતિદેવો પત્નીઓને અટકાવે ત્યારે બહેતર છે કે તેઓ પણ કલબો અને 'ડ્રીન્ક'ને તિલાંજલિ આપે.

'બહેનોની માસિક ફીમાંથી સમાજ ચાલી શકવો અશક્ય છે, એટલે એજ બહેનોના પતિઓ ન સમજે ત્યાં સુધી સમાજે ભિક્ષાપાત્ર પર આધાર રાખવો જ રહ્યો. નાટકો કે એવાજ કોઈ પ્રોગ્રામો ગોઠવી આજ સુધી સંસ્થાએ આર્થિક મુશ્કેલીઓ ટાળી છે, પરંતુ કેટલીક બહેનોને એ પસંદ નથી. પોતાની પત્નીઓને સ્ટેજ પર નાચતી જોવા જે ટિકિટોના પૈસા આપતાં પતિઓને આંચકો નથી આવતો, તેઓએ સંસ્થાના ફંડમાં ફાળો આપતાં શા માટે અચકાવું જોઈએ? આજ સુધીના વાર્ષિક સમારંભોમાં ટિકિટ રાખવામાં આવતી તે આ વર્ષે ઉપરના કારણે જ બંધ રાખવામાં આવી છે. અને મને આશા છે કે ભાઈઓ અને બહેનો સંસ્થા પ્રત્યે ઉદાર બનશે.

'આજે અત્યંત આનંદની વસ્તુ તો એ છે, કે સમારંભનું પ્રમુખસ્થાન કુ. કિશોરી બહેને સ્વીકારી સમાજને આભારી કર્યો છે. તેઓ તાજેતરમાંજ હિન્દથી નવાં જ પધારેલાં છે. નૃત્યકળામાં પ્રવીણ અને અનુભવી છે આશા છે કે આપણા કાર્યક્રમને અંતે તેઓ આપણને કંઈક કહેશે."

એટલું બોલી નંદલાલ નેપથ્યમાં ચાલ્યા ગયા. વચ્ચે વચ્ચે તાળીઓનો થતો અવાજ અને ઘોંઘાટ વધી ગયો. કેટલાંક નંદલાલના ભાષણ પર તો કેટલાક કુ. કિશોરી વિષે ચર્ચાઓ કરવામાં રોકાઈ ગયાં. કોણ છે? કોને ત્યાં આવી છે? કોની, શું સગી છે? વગેરે પ્રશ્નો પર સાચા ખોટા તર્કો અને નિર્ણયો ઘડાતા ગયા. એ ઘોંઘાટ વચ્ચે છેલ્લી ઘંટડી રણકી. ધીમેથી પડદો ઊંચકાયો.

પ્રથમ પ્રાર્થના હતી. આપણાં નાટકો, સમારંભો, મેળાવડાઓ કે આવી જ જાતનાં કાર્યોમાં, પ્રથમ સ્થાને પ્રાર્થના જ હોય છે. શ્રદ્ધા હોય તો તેમાં ખરાબ પણ શું છે? તે ઉપરાન્ત

તેનાથી બીજો પણ એક એ લાભ છે, કે પ્રાર્થના દરમિયાન અવાજ કરતા પ્રેક્ષકોમાં ધીમે ધીમે શાન્તિ પ્રસરે છે અને મુખ્ય કાર્યક્રમની શરૂઆત સંપૂર્ણ શાન્તિમાં કરી શકાય છે.

પ્રાર્થના બાદ એક અભિનયગીત હતું. નેપથ્યમાંથી ગીતનો સૂર આવતો અને ગીતની ભાવનાઓને અનુસરતું નૃત્ય તખતા પર ચાલતું. વાજીંત્રો બજાવનાર ખાસ નિષ્ણાતો કે અનુભવીઓ નહોતા, છતાં નૃત્ય કે સંગીત અતાલબદ્ધ ન લાગતું. નિષ્ણાત કિશોરીને મન ભલે એ વખાણવા યોગ્ય ન ગણાય, પરંતુ પ્રેક્ષકોને તે મુગ્ધ બનાવી શકતું હતું.

તે પછીનો કાર્યક્રમ પણ સારી રીતે પૂર્ણ થયો. દરવર્ષના સમારંભો કરતાં આ વખતે પ્રેક્ષકોને કંઈક વધુ આનંદ હતો. મફત જોવાનું મળ્યું એટલા માટે પણ એ આનંદ હોવો સંભવિત છે

રંજનનો કાર્યક્રમ ખતમ થયો. નંદલાલની વિનંતિથી કિશોરી પોતાની જગ્યાએથી ઊઠી. ધીમેથી છતાં નિડરતાથી તેણે તખ્તા તરફ પ્રયાણ કર્યું. તખ્તા ઉપર આવતાં જ તાળીઓના અવાજે જનતાએ તેને વધાવી. બે હાથ જોડી સર્વને તેણે નમન કર્યું. સભાક્ષોભનો ગભરાટ કિશોરીમાં ન હતો. લાખોની મેદની વચ્ચે હંમેશ પ્રવચનો કરતી એકાદ વ્યક્તિ સમી તે નિડરતાથી ઊભી. હજારો માનવની મેદની વચ્ચે અનેક વખત નૃત્ય કરનાર કિશોરીને સભાક્ષોભ અસર ન કરે એ સ્વાભાવિક હતું.

"બહેનો અને ભાઈઓ! પ્રમુખ બનવા હું ટેવાયેલી નથી. હું માનું છું કે મારામાં એ લાયકાત ન પણ હોય. છતાંયે આજે કમ્પાલાના મહિલાસમાજે પ્રમુખસ્થાન આપી, મારા પ્રત્યે જે સ્નેહ અને સદ્‌ભાવ દાખવ્યાં છે તે માટે હું સમાજની અત્યંત એહેસાનમંદ છું. પ્રમુખસ્થાનની શિષ્ટતાઓથી હું તદ્દન અપરિચિત

છું. આશા છે, કે હું કંઇ શિષ્ટતાભંગ કરી બેસું તો, સમાજ તથા જનતા મને દરગુજર કરશે.

'હિન્દી જનતાને આજે અભિમાન લેવાનો દિવસ છે. એક સમય એવો આવી ગયો, કે હિન્દની સ્ત્રીજાતિની પ્રગતિ તદ્દન અટકી ગઈ હતી. તેમનાં મોં સિવી લેવામાં આવ્યાં હતાં. આજે પણ એ અવદશામાં સુધારો નથી થઇ ગયો. પરંતુ જાગૃતિની ચિનગારી આજે નારીવૃન્દમાં પડી છે. અને એ ચિનગારીએ, હિન્દની હજારો માઇલ દૂર જઈને પડેલી નારીમાં પણ ચૈતન્ય પેદા કર્યું છે. એ એક જ ચિનગારીમાંથી ગગનચુંબી જ્વાળાઓ પ્રગટશે. નારી શક્તિનાં બધાંજ બંધન અને યાતનાઓ એ જ્વાળાઓમાં બળીને ભસ્મ થઈ જશે. પુરુષો ભલે આંગળાં કરડે, સ્ત્રીએ આજે ચૈતન્યનો ઉત્સવ ઊજવવાનો છે.

'સમાજની હું દુશ્મન નથી. સંસારથી હું વિમુક્ત બની ગયેલી કોઈ સાધુડી પણ નથી; છતાં એ કહ્યા સિવાય નથી જ ચાલવાનું, કે પુરુષ અને સ્ત્રીરૂપી બે ચક્રો પર ચાલતો સંસારનો રથ, એક ચક્રની અતિગતિ અને બીજાની શિથિલતાને લીધે એક દિવસ ભાગીને ભૂક્કો થઈ જશે. અતિગતિવાળા ચક્રની આંખો ત્યારે જ ઊઘડશે, શિથિલ બનતા ચક્રને ત્યારે જ ભાન આવશે.

'ચક્રમાં શક્તિ હોવા છતાં જ્યારે તે શિથિલ બનીને ચાલે, ત્યારે એમજ સમજાય કે કોઇ 'બ્રેક' તેના પર અસર કરે છે. સ્ત્રીજાતિ પર આવી જ કોઈ 'બ્રેક' કામ કરે છે. મારાં મંતવ્યો પ્રમાણે લગ્ન એ એવી 'બ્રેક' છે, જેણે સ્ત્રીજાતિની પ્રગતિને શિથિલ બનાવી દીધી છે. પુરુષ જાતિ પ્રત્યે મને નફરત નથી. સ્ત્રી પુરુષ વચ્ચેના પ્રેમ પ્રત્યે મને તિરસ્કાર નથી. તેમના જાતીય સંબંધમાં મને ખેદ નથી. તેમના ગૃહસ્થાશ્રમો પ્રત્યે હું દુઃખ નથી ધરાવતી. પુરુષો પ્રત્યે મને પણ પ્રેમ છે. સ્ત્રી અને પુરુષ

વચ્ચે પ્રેમ હોવો જ જોઈએ એ હું દ્રઢતાપૂર્વક માનું છું. પુરુષ અને સ્ત્રી વચ્ચેનું આકર્ષણ એજ તેમની મહત્તા છે તેની મને ખાત્રી છે. છતાંય બધા સંબંધો લગ્નના બંધનથી યોજાય તેમાં મારો સખત વિરોધ છે. લગ્ન એ સ્ત્રીની પ્રગતિમાં એક યા બીજે રસ્તે 'બ્રેક' જ છે. એકલી સ્ત્રીને માટે નહિ પણ અમુક અંશે પુરુષને પણ બંધનરૂપ જ છે.

'લગ્નસંસ્થાની ઉત્પત્તિ કેમ થઈ ? કોણે કરી ? અને કેમ તેનો વિકાસ થયો તેનો ઇતિહાસ મારી પાસે નથી; પરંતુ એક વસ્તુ સ્પષ્ટ જણાઈ આવશે, કે એ સંસ્થાની ઉત્પત્તિ અને વિકાસ સાથે માનવજાતિનો વિકાસ નિયમિત–સંકુચિત બની ગયો છે. અને હું તો એ માનું છું, કે લગ્નને જેમ વધુ વ્યવસ્થિત અને સરળ બનાવશે તેમ માનવજાતિ વેંતિયા બનતી જશે, અને પરીકથાઓમાં આંગળિયા માનવીની વાતો આવે છે, એવી આંગળિયા જાતિ બનવી અશક્ય નથી; એકલાં શરીરે નહિ, બળ અને બુદ્ધિમાં પણ.

'વિષયાંતર થઇ ગયો છે. આશા છે કે આપ સર્વ મને માફ કરશો."

કમ્પાલાની જનતા સમક્ષ આવો વિષય પ્રથમ વખતે જ ચર્ચાયો હતો. સ્ત્રીઓ અને પુરુષો બધા જ સ્તબ્ધ બની ગયા હતા. કિશોરીનો વિષય ચમકાવે તેવો હતો, ઉપરાન્ત સ્ત્રીને મુખેથી લગ્ન વિરૂદ્ધના શબ્દો સાંભળવા એ વધુ ચમકાવનારો પ્રસંગ હતો.

'મોટો ભાગ એવો હશે, જેને મારા વિચારો બિલકુલ પસંદ નહિ હોય, કોઇની પસંદગી સાથે મારે નિસ્બત નથી. બોલવા ઊભી થઇ એટલે જ બોલાઇ જવાયું.

'મહિલાસમાજની સ્થિતિની મને ખબર નથી. તેની પ્રવૃત્તિઓ અને પ્રગતિઓ વિષે હું બહુ થોડું જ જાણું છું. છતાં ભાઈ નંદલાલે સમાજની આર્થિક સ્થિતિ વિષે જે પ્રવચન કર્યું તે બારામાં પુનઃ બોલ્યા સિવાય નથી ચાલતું. કમ્પાલા જેવા શહેરના હિન્દી ધનાઢયોમાં એક સ્ત્રી–સંસ્થાને ભિક્ષાપાત્ર પર આધાર રાખવો પડે એ શરમજનક છે. સ્ત્રી કેળવણી અને સ્ત્રી પ્રગતિ માટે પુરુષો ઘણીયે બૂમો પાડે છે, હજારો લેખો લખે છે; ઘણાંયે ભાષણો અને પ્રવચનો કરે છે. પરંતુ એ પ્રગતિ અને પ્રવૃત્તિઓને વેગ આપવાનાં સાધનો કયા પુરુષો પૂરાં પાડે છે? કલબોની આકરી ફી, જુગાર અને શરાબ પાછળ હજારોનો ધુમાડો કરનાર પતિદેવો પોતાની પત્નીઓ માટે કેટલી કુરબાની આપવા તૈયાર છે?

'અહીંની પ્રવૃત્તિઓથી પરિચિત થયા વિના હું કોઈ પ્રવચન ન કરી શકું. મારામાં એ શક્તિ પણ નથી. મહિલાસમાજનાં આર્થિક મુશ્કેલીઓમાં મારે મદદરૂપ થવું જ જોઇએ. એક સ્ત્રી તરીકેની પણ મારી એ ફરજ છે. એ ફરજને અદા કરવા માટેનો સંતોષ મેળવવા, મહિલાસમાજને હું શિલિંગ પાંચ હજારની ભેટ ધરૂં છું."

એકદમ તાળીઓના ગડગડાટ શરૂ થયો. પ્રેક્ષકોમાં કોલાહલ પણ વધી ગયો. ગરબડમાં એક શબ્દ પણ સંભળાવો મુશ્કેલ હતો. કિશોરીએ બોલવાનું બંધ કર્યું. નંદલાલ તાકીનેજ ઊભા હતા. તખ્તા પરથી કિશોરી પોતાને સ્થાને આવી ગઇ. જાહેર સભાઓમાં થતો અવાજ કાબૂમાં લેવો કેટલીકવાર અશક્ય બની રહે છે. સમારંભની પૂર્ણાહુતિ થઇ. સભા વીખરાઇ. હું અને કિશોરી પણ થિયેટરની બહાર નીકળ્યાં.

અમને સાથે જોતાં, કિશોરી સાથે હું પણ જનતાની ચર્ચાનો વિષય થઇ પડયો. મોટરમાં ગોઠવાઇ અમે ઘેર આવ્યાં.

લગભગ સાડાબાર થવા આવ્યા હતા. હજી પણ નલિન અને હિમાદ્રિ આવ્યાં ન્હોતાં. બીજી કોઈ ફિકર કરવાની જરૂર નહોતી, પરંતુ અચાનક, જંગલને રસ્તે કંઈ અકસ્માત થઈ જાય તો, રાતને વખતે જરા ભય જેવું ખરૂં.

'હજી પેલા કેમ ન આવ્યા?'

કિશોરીએ મને પૂછયું. મારા કરતાં તેને વધારે ફિકર થતી હતી.

'આવતા જ હશે હવે.' મેં જરા બેદરકારી બતાવી.

'કંઈ થયું તો નહિ હોય?'

'નારે. બહુ તો, રોશનને બદમાશો ઉપાડી ગયા હોય, તો આજુબાજુ થોડી શોધ કરવી પડે. તેમાંયે કદાચ મોડા થવાય.'

'બનવાજોગ છે.'

એમ કહેતાં તે એક સોફા પર બેઠી. હું પણ તેની બાજુમાં ગોઠવાયો. કિશોરીના મુખ પર ફિકરની રેખાઓ મને સ્પષ્ટ જણાતી હતી. બીજી વાતમાં તેને મઝા નહોતી આવતી. થોડી-વાર અમે બંને મૂગે મૂગાં બેસી રહ્યાં. ઘડિયાળમાં એકનો ટકોરો થયો.

બહારથી મોટરનો અવાજ સંભળાયો. અવાજ મકાન નજીક આવતાં કિશોરી ઊભી થઇ ગઈ. હું પણ ઊઠયો.

'કદાચ એ લોકો જ હશે.'

કિશોરીએ કહ્યું. મોટર મકાન તરફ જ વળી. નજીક આવતાં જ મેં મોટર ઓળખી. બારણા આગળ લાવી ડ્રાઈવરે ગાડી થોભાવી. થોભતાં જ હિમાદ્રી બારણું ખોલી નીચે ઊતરી. પાછળ તપસ્વી ઊતર્યા. મોટરમાં નલિન નહોતો.

'નલિન ક્યાં?'

મેં અને કિશોરીએ એક સાથે પ્રશ્ન કર્યો.



# રમા અને નલિન

હિમાદ્રિ રોઇ પડી.

અમે બધાં દિવાનખાનામાં આવ્યાં. બધાંના મુખ પર ગમગીની છવાઈ ગઇ. હિમુનાં ડૂસકાં વધતાં ગયાં. કિશોરીનો જીવ અધીરો બન્યો. હિમુને તેણે પોતાની છાતી સરસી ચાંપી. શું બની ગયું ? નલિન કેમ પાછો ન ફર્યો ? રમાનું શું થયું ? વગેરે જાણવા હું પણ અધીરો બન્યો હતો. મેં તપસ્વીને પૂછ્યું:

'નલિન ક્યાં ?'

રમા માટે જ મારો પ્રથમ પ્રશ્ન હોવો જોઇએ. પણ નલિન વિષે કંઇક ખેદજનક બની ગયું હશે એ શંકાએ રમાનો પ્રશ્ન ગૌણ બની ગયો. આત્મીયતા આવા જ કોઇ પ્રસંગોએ સ્પષ્ટ દેખાઇ આવે છે.

'ઍલ્ડોરેટમાં રહી ગયા છે.' તપસ્વીએ જવાબ આપ્યો.

'અને રમા ?'

'રમા !'

તપસ્વી મારા તરફ જોઈ તાકી રહ્યા. શોભનનું ખરૂં નામ રમા, હું કેમ જાણી શકયો તેની તેમને નવાઈ લાગી.

'રમાનું શું થયું ?'

'તમે તેને ઓળખો છો ?'

'હા.'

'તેના બિચારીના બહુ જ ખરાબ હાલ થયા.'

'નલિને કંઇ કર્યું ?'

'ના, પોતાની જાતે જ તે દાઝી ગઈ.'

'કેમ ?'

'અમારા પહેલાં જ આગલી રાતે બદમાશો તેને ઉપાડી જવા માટે ત્યાં પહોંચી ગયા હતા. રમા તેમની સાથે જવા તૈયાર પણ થઈ હતી. સવારમાં ચાલ્યા જવાનું નક્કી થઈ ગયું હતું. પરંતુ કોણ જાણે કેમ, અચાનક જ તેનું મન પલટાયું અને સવારમાં આપમેળે જ પોતાના શરીરે ઘાસતેલ છાંટી, દીવાસળી ચાંપી.'

આ કમનસીબ બનાવ સાંભળી મારાં રૂવાં ઊભાં થઈ ગયાં. રમાના શબ્દો મને યાદ આવ્યા, 'ભાઇના નામને કલંકિત કરતા પહેલાં જીવતી બળી મરીશ.' હું સ્તબ્ધ બની ગયો. આ હૃદય-ભેદક ઘટનાના વિચારે મારૂં હૃદય ભરાઇ આવ્યું. રમા માટે મને એક એવી જાતની લાગણી ઉત્પન્ન થઈ આવી કે મારૂં ચૈતન્ય જાણે

ઘડીભર થીજી ગયું. આ સમયે કિશોરી પણ મારા તરફ ગંભીર બની જોઈ રહી હતી. હિમાદ્રિનાં ડૂસકાં પણ ધીમે ધીમે શાન્ત પડતાં હતાં.

તપસ્વીએ રમાની રામકહાણી આગળ લંબાવતાં કહ્યું:

'બરાબર એજ વખતે અમે જઈ પહોંચ્યાં. રમાના બારણામાં 'કાર' થોભી. તેનું મકાન શોધવામાં અમને થોડો વખત લાગ્યો. એ વખત જો નકામો ન ગયો હોત તો રમા બળી ન મરત. અમે મોટરમાંથી નીચે ઊતર્યાં. અમને રમાના ઘર તરફ વળતાં જોઈનેજ, મકાનનાં આગળ પાછળનાં બારણાં સાચવીને ઊભેલા ગુંડાઓ પલાયન કરી ગયા. અમે મકાનમાં ગયા. રમા બેઠક ખંડમાં નહોતી. અમે તરતજ તપાસ કરી. રસોડાનું બારણું બંધ હતું. નલિનભાઈએ તે બારણું ઠોકયું. અંદરથી રમાએ જવાબ આપ્યો:

'હવે વ્યર્થ મહેનત ન કરો. હું મરણની અણી ઉપર છું. તમારા કામની નથી રહી. પાછા ચાલ્યા જાઓ!'

'આ સાંભળતાં જ બે લાતો મારી નલિનભાઈએ રસોડાનું બારણું તોડી નાખ્યું. રમા ઊભી ઊભી સળગતી હતી. નલિનભાઈએ દોડીને તેને બાથમાં ભીડી ઊંચકી લીધી. રસોડામાંથી બહાર દોડી જઈ રમાને તેમણે બહારના ખંડના એક. પલંગ પર નાંખી, ઉપર 'બ્લેન્કેટ' ઓઢાડી દીધો, અગ્નિ બુઝાઈ ગયો. રમા હજી ભાનમાં હતી. શરીરના થોડા ભાગ પર જ હજી જ્વાળાઓએ અસર કરી હતી.

'અગ્નિ હોલવાયા પછી રમાએ નલિનભાઈના મુખ તરફ એક દૃષ્ટિ કરી. નલિનભાઈ પણ તેના તરફ જોઈ રહ્યા હતા—હું અને હિમાદ્રિ તો સ્તબ્ધ બની બાજુમાં ઊભાં રહ્યાં હતાં—થોડી વારે રમાની આંખમાં અશ્રુબિન્દુ આવ્યાં. નલિનભાઈએ તે જોયાં.

'રમા! આખરે આપઘાત કરવાનું સૂઝયું ?'

'તેમણે કડક અવાજે રમાને પૂછયું. નલિનભાઇ રમાને ઓળખે છે અને તેના પૂર્વનામથી પણ પરિચિત છે, એ જાણી હું અને હિમાદ્રિ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયાં. નલિનભાઇના પ્રશ્નની કડકાઇ અમને ન ગમી.

'રમા હસી. ખૂબ મોટેથી હસી. દાઝવાના દુઃખને જાણે તે તદ્દન વીસરી ગઈ. હું ગભરાઈ ગયો. હિમાદ્રિ રોઈ ઊઠી. નલિનભાઈ અડગપણે ઊભા હતા. રમાને અને નલિનભાઇને કંઇ પૂર્વસંબંધ હશે તેવી મને શંકા ગઈ.

'નલિન! આપઘાત કરવાની ઇચ્છા નહોતી. હજી તો ઘણુ જીવવું હતું, આનંદ કરવો હતો, દુનિયાની મઝા લૂંટવી હતી. હજી હું જુવાન છું. મારી આ ઉંમરમાં મારી રસિકતા જેવી ને તેવી જ હતી. પરંતુ ભાઇના નામને કલંકિત ન કરવા માટે મારી પાસે અન્ય કોઇ ઉપાય નહોતો.'

'હજી તું એની એજ રમા છું ?' નલિનભાઇએ પૂછયું.

'ના. રમા તો નલિનના પ્રતાપે મુંબઇમાં જ રગદોળાઈ ભસ્મ થઈ ગઈ. એ ભસ્મમાંથી એક રોશન પ્રગટ થઇ! ભાઇના પૂણ્યપ્રતાપે રોશનનો ઉદ્ધાર થયો. આજે રમિલા બાકી રહી છે.'

'તમે કોઇ ડૉકટરને ન બોલાવી લાવો ?' નલિનભાઇએ મને પૂછયું. હું ઊઠયો. તેમણે હિમુને પણ મારી સાથે જવાની સૂચના કરી. હિમુએ તે ન માન્યું. ત્યાંજ બેસવાની તેણે હઠ લીધી. નલિનભાઇ ખિજાયા. ક્રોધથી તેમણે હિમુને આજ્ઞા કરી. હિમુ મારી સાથે આવવા તૈયાર થઈ. બહાર આવતાં તેનાથી રોઇ દેવાયું; બહુ પોચા હૃદયની લાગે છે. કેટલીય પૂછપરછને અંતે અમે એક 'ગોવાનીઝ' ડૉકટરને લઇ પાછાં ફર્યાં.



'રમા! આખરે આપઘાત કરવાનું સૂઝ્યું?'

'આવતાં જ અમને એક મહાન પરિવર્તન થઈ ગયેલું જણાયું. નલિનભાઈ એક ખુરશીમાં બેઠા હતા. તેમના મુખ પરની સખ્તાઇ ઓગળી ગઇ હતી. મને તો થયું કે હમણાં રોઇ પડશે, એવા એ ઢીલા બની ગયા હતા. અને રમાના મોં પર સખ્તાઈ છવાઈ ગઈ હતી. ખૂબ ગુસ્સે થઈ જાણે તેણે નલિન-ભાઇને ધમકાવ્યા હોય તેમ લાગતું હતું.

'ડૉકટરે રમાને તપાસી. સદ્‌ભાગ્યે પગ પર જ ઇજા થઈ હતી. શરીરના બીજા બધા જ અવયવો ક્ષેમકુશળ રહી ગયા હતા. ડૉકટરે તે પર ઉપચારો કર્યા. થોડો વખત આરામ લે,

અને પગને ખાસ મહેનત ન પડવા દે તો થોડા જ વખતમાં આરામ થઈ જશે. એવો અભિપ્રાય વ્યક્ત કરી ડૉકટર ચાલ્યા ગયા. તે દિવસે અમે બધાંએ અર્ધમૂગાં હોઇએ એ રીતે વખત પસાર કર્યો.

'ચાર વાગે મેં પાછા ફરવાની ઇચ્છા દર્શાવી. નલિનભાઇની ઇચ્છા રમા પાસે રહેવાની હતી, પરંતુ રમાએ તેમને સ્પષ્ટ જણાવી દીધું કે પોતાને કોઇની જરૂર નથી. છતાં નલિનભાઇએ ન માન્યું.

'તમે જાવ. મારે તમારી જરૂર નથી.' રમાએ સૂતાં સૂતાં જ કહ્યું.

'તને ઠીક થયા પછી જઇશ.' નલિનભાઇએ કહ્યું.

હું અને હિમુ જવા માટે તૈયાર થઈ ગયાં. રમાનું નલિનભાઈ સાથેનું ઉછૃંખલતાભર્યું વર્તન અમને બંનેને અસહ્ય થઈ પડયું હતું. જેમ બને તેમ જલ્દી ચાલ્યાં જવા, અમે ઉત્સુક બની ગયાં હતાં.

'તમે જાવ, રશ્મિને કહેજો કે હું થોડા દિવસ પછી આવીશ.' નલિનભાઇએ અમને કહ્યું.

'હું તમારી સાથે રહું?' હિમુએ પૂછ્યું.

'મારે કોઈનું કામ નથી. બધાં જ ચાલ્યાં જાવ?' રમા તડૂકી ઊઠી.

'નલિનભાઇએ અમને એકલાંને જવાનું કહ્યું. હિમુએ હઠ પકડી. પણ નલિનભાઇએ તેને ધમકાવી. તે રોઈ પડી. અમે જવા માટે મકાનની બહાર આવ્યાં.

'મહેરબાની કરીને તમે પણ જાવ.' અંદરથી રમાએ નલિનભાઇને કહ્યું. તે બારણામાં ઊભા હતા.

'નથી જવાનો.' દ્રઢતાથી તેમણે કહ્યું.

'કહું છું કે જાવ..'

'નહિ.'

'હું આપઘાત કરીને મરી જઈશ!'

'ભલે.' નલિનભાઇ અડગ જ રહ્યા.

'રમાથી પથારી છોડી ઊભું થવાય તેવું નહોતું, છતાંયે તે ઊઠી. નલિનભાઈને ધક્કો મારી તેણે બહાર કાઢયા. અને ઝડપથી બારણું બંધ કરી દીધું.

'જાઓ, ચાલ્યા જાઓ.'

'તે અંદરથી બોલી. તેના હૃદયની વેદના હું સમજી શકતો હતો. અંદરથી તેનાં ડૂસકાંનો અવાજ અમને ચોકખો સંભળાતો હતો.

'તમે જાવ, હું અહીંયાં જ રહીશ.'

નલિનભાઇએ અમને ફરીથી કહ્યું.

'હિમુએ ફરીથી હઠ પકડી. ભાઇએ તેને પુનઃ ધમકાવી અને ઊંચકીને મોટરમાં મૂકી દીધી. હું પણ મોટરમાં ગોઠવાયો. અમારી મોટર ઊપડી. હિમુ રડતી હતી. નલિનભાઈની આંખમાં પણ છેલ્લે મને આંસુ જણાયાં. તેમના જેવો ધીર, ગંભીર માણસ મેં આજ સુધીમાં કદી જોયો નહોતો.'

તપસ્વી બોલી રહ્યા. હું સાંભળતો હતો. મારા મોં પર ગમગીની છવાઈ ગઈ. કિશોરી આશ્ચર્યમાં ગરકાવ થઈ ગઈ હતી. ઘણાં વર્ષોથી તેને નલિનનો પરિચય હતો, પરંતુ કોઈ સ્ત્રી સાથેના ખાનગી-ઉઘાડા વ્યવહારની કિશોરીને ગંધ પણ આવી નહોતી. આખીયે સ્ત્રીજાતિ પર નલિનને સદ્ભાવ અને પૂજ્ય-ભાવની લાગણી છે એ સિવાય કિશોરી વધુ જાણી શકી નહો। સ્ત્રી

અને પગને ખાસ મહેનત ન પડવા દે તો થોડા જ વખતમાં આરામ થઈ જશે. એવો અભિપ્રાય વ્યક્ત કરી ડૉકટર ચાલ્યા ગયા. તે દિવસે અમે બધાંએ અર્ધમૂગાં હોઇએ એ રીતે વખત પસાર કર્યો.

'ચાર વાગે મેં પાછા ફરવાની ઇચ્છા દર્શાવી. નલિનભાઇની ઇચ્છા રમા પાસે રહેવાની હતી, પરંતુ રમાએ તેમને સ્પષ્ટ જણાવી દીધું કે પોતાને કોઇની જરૂર નથી. છતાં નલિનભાઇએ ન માન્યું.

'તમે જાવ. મારે તમારી જરૂર નથી.' રમાએ સૂતાં સૂતાં જ કહ્યું.

'તને ઠીક થયા પછી જઇશ.' નલિનભાઇએ કહ્યું.

હું અને હિમુ જવા માટે તૈયાર થઈ ગયાં. રમાનું નલિનભાઈ સાથેનું ઉછૃંખલતાભર્યું વર્તન અમને બંનેને અસહ્ય થઈ પડયું હતું. જેમ બને તેમ જલ્દી ચાલ્યાં જવા, અમે ઉત્સુક બની ગયાં હતાં.

'તમે જાવ, રશ્મિને કહેજો કે હું થોડા દિવસ પછી આવીશ.' નલિનભાઇએ અમને કહ્યું.

'હું તમારી સાથે રહું?' હિમુએ પૂછયું.

'મારે કોઈનું કામ નથી. બધાં જ ચાલ્યાં જાવ?' રમા તડૂકી ઊઠી.

'નલિનભાઇએ અમને એકલાંને જવાનું કહ્યું. હિમુએ હઠ પકડી. પણ નલિનભાઇએ તેને ધમકાવી. તે રોઈ પડી. અમે જવા માટે મકાનની બહાર આવ્યાં.

'મહેરબાની કરીને તમે પણ જાવ.' અંદરથી રમાએ નલિનભાઇને કહ્યું. તે બારણામાં ઊભા હતા.

'નથી જવાનો.' દૃઢતાથી તેમણે કહ્યું.

'કહું છું કે જાવ..'

'નહિ.'

'હું આપઘાત કરીને મરી જઇશ!'

'ભલે.' નલિનભાઇ અડગ જ રહ્યા.

'રમાથી પથારી છોડી ઊભું થવાય તેવું નહોતું, છતાંયે તે ઊઠી. નલિનભાઇને ધક્કો મારી તેણે બહાર કાઢ્યા. અને ઝડપથી બારણું બંધ કરી દીધું.

'જાઓ, ચાલ્યા જાઓ.'

'તે અંદરથી બોલી. તેના હૃદયની વેદના હું સમજી શકતો હતો. અંદરથી તેનાં ડૂસકાંનો અવાજ અમને ચોકખો સંભળાતો હતો.

'તમે જાવ, હું અહીંયાં જ રહીશ.'

નલિનભાઇએ અમને ફરીથી કહ્યું.

'હિમુએ ફરીથી હઠ પકડી. ભાઇએ તેને પુનઃ ધમકાવી અને ઊંચકીને મોટરમાં મૂકી દીધી. હું પણ મોટરમાં ગોઠવાયો. અમારી મોટર ઊપડી. હિમુ રડતી હતી. નલિનભાઇની આંખમાં પણ છેલ્લે મને આંસુ જણાયાં. તેમના જેવો ધીર, ગંભીર માણસ મેં આજ સુધીમાં કદી જોયો નહોતો.'

તપસ્વી બોલી રહ્યા. હું સાંભળતો હતો. મારા મોં પર ગમગીની છવાઈ ગઈ. કિશોરી આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઈ હતી. ઘણાં વર્ષોથી તેને નલિનનો પરિચય હતો, પરંતુ કોઈ સ્ત્રી સાથેના ખાનગી–ઉઘાડા વ્યવહારની કિશોરીને ગંધ પણ આવી નહોતી. આખીયે સ્ત્રીજાતિ પર નલિનને સદ્દભાવ અને પૂજ્યભાવની લાગણી છે એ સિવાય કિશોરી વધુ જાણી શકી નહો. સ્ત્રી

થોડીવારે તપસ્વી ચાલ્યા ગયા. હિમુએ તેમને સવારમાં આવવાનું આમંત્રણ આપ્યું. અમો એવો વિવેક ન કરી શકયાં, જરૂરિયાત પણ નહોતી જણાઇ.

કિશોરીના ચહેરામાં પરિવર્તન થયું. ભયથી જાણે તે ધ્રૂજી ઊઠી. કંઇક વિચારોએ જાણે તેનો કંઠ રૂંધી નાખ્યો. તપસ્વીના ગયા પછી તે કંઈ જ બોલી નહિ. હિમુએ સૂવાની સૂચના કરી. અમે ત્રણે ઊઠયાં. કિશોરી અને હિમુ એક ખંડમાં સૂતાં. હું મારા ખંડમાં ચાલ્યો ગયો.

ગઇ કાલનો ઉજાગરો હતો. આજે પણ લગભગ બે થવા આવ્યા હતા. થોડી વારમાં જ હું ઊંઘી ગયો.

કેટલા વાગ્યા હશે તેની મને ખબર નહોતી. હું ઊંઘતો હતો. અચાનક મારા ખંડનું બારણું ઊઘડતું હોય તેવો અવાજ થયો. હું જાગી પડયો. મેં બારણા તરફ નજર કરી. કોઈ મારા ખંડમાં પ્રવેશ કરતું હોય તેવો મને ભાસ થયો. હું પલંગમાં જ બેઠો થઇ ગયો.

'નાની?' (કોણ) મેં સ્વાહીલી ભાષામાં પૂછ્યું.

'રશ્મિકાન્ત!'

કિશોરીનો અવાજ હું ઓળખી શકયો. રાતના સમયે તેને એકલી મારા ખંડમાં આવતી જોઈ મને ખૂબ આશ્ચર્ય થયું. કંઈક અયોગ્ય તર્કવિતર્ક પણ આવી ગયા. ધીમેથી તે મારી નજીક આવી.

'કોણ કિશોરી?' મેં પૂછ્યું.

'હા.' તેણે જવાબ આપ્યો.

'અત્યારે અહીં કેમ?'

'બત્તી કરો.'

તરતજ મે 'એડસ્વિચ' દબાવી બત્તી કરી. કિશોરી મારા પલંગ પર બેઠી. તેની આંખોમાંથી અશ્રુ વહી રહ્યાં હતાં. મારાથી એ આંસુનો અર્થ ન સમજાયો. મેં તેને પૂછ્યું:

'કેમ રડે છે?'

કિશોરીએ જવાબ ન આપ્યો. અશ્રુપ્રવાહ ચાલુ જ હતો.

'અત્યારે અહીં કેમ આવી, કિશોરી?'

'તમે નલિનભાઇના ખાસ મિત્ર છો નહિ?' તેણે મને પૂછ્યું.

'હા.'

'તમારી અને એમની મિત્રતાને કેટલાં વર્ષ થયાં?'

'અમારી ઉંમર જેટલાં.'

'તો તમે જાણતા જ હશો.'

'શું?'

'નલિનભાઇ પરણેલા છે?'

'તેં આજ સુધી તેને એ પૂછ્યું જ નથી?'

'ના.'

'કેમ?'

'મને એ યાદ જ નહોતું આવ્યું. યાદ આવ્યું હોત તો પણ કદાચ મેં તેમને એ ન પૂછ્યું હોત.'

'શાથી?'

'રશ્મિકાન્ત, નલિનભાઇને હું દેવ જેવા માનતી આવી છું. તેમનું આજ સુધીનું જીવન મને દેવ જેવું જ લાગ્યું છે. એ પ્રશ્ન પૂછવામાં હું તેમનું અપમાન સમજતી હતી.'

'તો આજે કેમ પૂછવું પડયું?'

'ધક્કો મારીને મકાન બહાર કાઢ્યા છતાં, શા માટે તે સ્વમાન ભંગ બની રમા પાસે રહ્યા?'

'કદાચ સેવાની તમન્નાથી રહ્યા હોય.'

'છતાં સ્વમાનને પણ એ ઓછું મહત્વનું નથી માનતા. હિમુને પણ એમણે ધમકાવી. હિમુને ખુશ રાખવા એમણે ઘણું કર્યું છે. તેને રોતી જોઇ તેમનો જીવ કપાઈ જતો. તેની ગમે તેવી યોગ્ય–અયોગ્ય હઠને પણ નલિનભાઈએ આજ પર્યંત તુચ્છકારી નથી. આજે એજ નલિનભાઇ હિમુને ધમકાવે, હિમુ રડે ને નલિનભાઈ જોયા કરે! તેમની સાથે રહેવાની હઠ કરે તેમ છતાં, પોતાને હાથેજ તે તેને ઊંચકીને મોટરમાં મૂકી જાય; નલિનભાઇ આ કેમ કરી શકે? અને જ્યારે તે આટલી હદે જાય ત્યારે એમના હૃદયમાં કેટલા આઘાતો થતા હશે? પત્થરનું કાળજુ કરી તેમણે આ કર્યું હશે. શા માટે તેમણે હૃદયને કચડી નાખવું જોઈએ? રમા માટે?'

'હા.'

'તમે રમાને ઓળખો છો?'

'હા. નૈરોબીથી અહીં આવતાં, ઍલ્ડોરેટ આપણે જેને ત્યાં ઊતર્યાં હતાં તે.'

'નલિનભાઈ રમાને ઓળખે છે?'

'હા.'

'અહીં આવ્યા પછી જ ને?'

'ના, વર્ષોથી, મારા પહેલાં.'

'નલિનભાઇની એ શું થાય છે?'

મેં જવાબ ન આપ્યો. સામાજિક દ્રષ્ટિએ રમા નલિનની કંઈ પણ નહોતી થતી, આત્મીય દ્રષ્ટિએ પણ એ બંને વચ્ચે કશું સગપણ કે સંબંધ રહ્યો હતો? પલંગમાંથી હું ઊઠયો. મારી બૅગ ખોલી, તેમાંથી રમાની પેલી ડાયરી કાઢી, મેં કિશોરીના હાથમાં મૂકી.

'વાંચી જો! એ બન્નેનું જીવનરહસ્ય સમજાઇ જશે.'

મેં તેને ડાયરી આપતાં કહ્યું. તેણે ડાયરી હાથમાં લીધી. પૂંઠું ખોલ્યું. પહેલાજ પૃષ્ટ પરનું રમાનું નામ વાંચી તેણે મારા તરફ જોયું.

'રમાની ડાયરી છે?' તેણે પૂછ્યું.

'હા.'

'તમારી પાસે કયાંથી?'

'તેણે મને આપી હતી.'

કિશોરીએ એ જીવનકિતાબનાં એક પછી એક આગળ પૃષ્ટ ફેરવ્યાં. અત્યારેજ એ વાંચી જવાની તેની ઇચ્છા હતી. પલંગ પરથી તે એકદમ ઊભી થઈ ગઈ.

'તમે ઊંઘી જાવ. હું જાઉં.'

'કેમ?'

'તમને ઉજાગરો છે. હજી ઊંઘ પૂરી નથી થઇ. મારે ડાયરી અત્યારે જ વાંચવી છે.'

એમ કહેતાં તે બહાર નીકળી ગઇ. જતાં જતાં ખંડનું બારણું તેણે બંધ કર્યું. ઊંઘી જવાની જ મારી ઇચ્છા હતી. બત્તી બંધ કરી હું સૂતો.

* * *

રમાની ડાયરી વાંચ્યા પછી કિશોરી ગંભીર બની ગઇ હતી. તેના મુખ પરથી ગ્લાનિની વાદળી ખસતી જ નહોતી.

આખો દિવસ જાણે તે કંઈક વિચાર જ કર્યા કરતી હોય તેમ ગમગીન બની રહેતી. તેને વાતોમાં ખેંચવા હું પ્રયત્ન કરતો, પણ તે તરફ તેનું લક્ષ ન ખેંચાતું. હસાવવાના રસ્તા ગોતતો પણ તે ન હસી શકતી. ફરવા જવા માટે તે શરીરની શિથિલતાનું બહાનું કાઢતી. અહીંની નવી નવી વસ્તુઓ અને સ્થળો જોવાનો તેનો ઉમંગ ઓસરી ગયો હતો. હિમુથી કિશોરીની આ સ્થિતિનું કારણ નહોતું સમજાયું. તેણે એક–બે વખત કિશોરીને પૂછેલું, પરંતુ 'તબિયત ઠીક નથી' એ જવાબ સિવાય તે અન્ય કંઈ ન જાણી શકી.

કિશોરીને આ દશામાંથી મુક્ત કરવા આજે મેં 'એન્ટેબે' પિકનિક પર જવાનો વિચાર કર્યો હતો. કમ્પાલાથી વીસ–પચીસ માઈલ દૂર, વિક્ટોરીયાન્યાન્ઝા સરોવરને કિનારે આવેલું એ સ્થળ ઘણું જ રળિયામણું છે. એક વિશાળ ટેકરીના ઢોળાવમાં શહેર વસેલું છે. વચ્ચે વચ્ચે સુંદર લીલીછમ ઝાડી પથરાઈ ગઈ હોવાથી, મકાનો એ ઝાડીમાં આચ્છાદિત થઈ ગયાં છે. અને દૂરથી જોનારને મકાનો તો ભાગ્યે જ દશ્યમાન થાય છે. ટેકરીની ટોચે યુગાન્ડાના ગવર્નરનો બંગલો છે. અને તેને અંગેની કચેરીઓમાં જ શહેરના વસવાટનો મોટો ભાગ સમાઈ જાય છે. સરોવરનાં મીઠાં, ચોકખાં કંચન જેવાં નીર અવિરત એ ટેકરીના પાદ પખાળ્યે જ જાય છે. એ પાણીમાં ઊભા રહી જ્યારે ટેકરી પર નજર કરીએ છીએ ત્યારે તે શહેરના નામાર્થની સાર્થકતા ખરેખર સમજાઈ જાય છે. 'એન્ટેબે' યુગાન્ડાની ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ 'ખુરશી' થાય છે. સરોવર–વિહાર માટે પ્રકૃતિદેવીને કાજે જાણે એ ટેકરીની ખુરશી ન બનાવી હોય ! અને તે પર બેસી દેવી સરોવરમાં પગ બોળી છબછબિયાં કર્યા જ કરતાં હોય તેવો એક આછો પણ ભવ્ય ખ્યાલ આવી જાય છે.

સવારના આઠેક વાગતાં સરસામાન લઇ પહેલી મોટર રવાના થવાની હતી. જમવાનું ત્યાં જ બનાવવાનું હોવાથી મારો નેટિવ રસોઇયો, રસોઇની સામગ્રી લઇ તેમાં જવાનો હતો. તપસ્વી પહેલી કારમાં જ જવાના હતા. હિમુએ પણ તપસ્વી સાથે જવાની ઇચ્છા દર્શાવી. મને તેમાં વાંધો ન હતો. કિશોરી મૌન હતી. હિમુ તૈયાર થઈ ગઇ હતી. રસોઇનો સરંજામ, રસોઇઓ, તપસ્વી અને હિમુ એ પહેલી કારમાં રવાના થઈ ગયાં.

પાછળ હતાં હું અને કિશોરી બે.

રવિવાર હોવાથી આજે ઑફિસનો બોજે મારા પર નહોતો. હું એકાદ કલાકમાં તૈયાર થઈ ગયો, પણ કિશોરીએ હજી સ્નાન પણ નહોતું કર્યું. મારા બેઠક ખંડમાં એક સોફા પર તે બેઠી હતી, ગંભીર મુખે–નીચાં નયન ઢાળીને.

સંગીત અને નૃત્યમાં એકરૂપ થઇ ગયેલી એક નર્તકીને આવા વિચારો કરવાનો અવકાશ હોવો જોઇએ? અવકાશ હોય તો આવશ્યકતા છે? નર્તકી સમાજનું એક ઉપાંગ છે, પરંતુ સામાજિક બંધનો અને યાતનાઓથી તે ધારે તો પર થઇ શકે. કિશોરીએ શા માટે ગમગીન બનવું પડે? રમાને થયેલા એકાદ સામાજિક અન્યાય માટે? નલિનને વાગેલા એકાદ સામાજિક ધક્કા માટે? પરંતુ કિશોરીને પોતાને જ એ સમાજ સાથે શું કંઈજ નિસ્બત નહોતી?

હું તેની નજીક ગયો. તેણે મારા તરફ જેયું

'તમે તૈયાર થઈ ગયા?'

તેણે પૂછ્યું. અને તે સાથે જ તે સોફામાંથી ઊભી થઇ ગઇ.

'તું પણ હવે જલ્દી કર. નવ તો વાગી ગયા.' મેં કહ્યું.

'કેટલા વાગે ઊપડવાનું છે?'

'તું તૈયાર થાય તેટલા વાગે.'

'મારા માટે જ હવે મોડું થાય છે?'

'હા.'

'ઓહ!'

એમ કહેતાં તે ખંડની બહાર સરી ગઈ. તેની ગમગીની છુપાવવા કેટલોક વખત તે પ્રયત્ન કરતી, પરંતુ તેમાં તે સફળ ન થતી. ગમગીની વચ્ચેથી નીકળતી વાચા કે હાસ્ય તરત જ ઓળખાઈ જાય છે.

દસેક વાગે અમે ઊપડયાં. કાર હું ચલાવતો હતો. બાજુમાં જ કિશોરી બેઠી હતી. તદ્દન નજીક, ભાગ્યે જ તે મને અડીને બેસતી. કારની બેઠક મોટી હોવા છતાં આજે તે મને અડીને — ખભાનો ભાર મારા પર ટેકવીને—બેઠી હતી.

કમ્પાલા શહેરની હદ વટાવતાં મેં કારની ઝડપ વધારી.

કિશોરી સ્તબ્ધપણે બેઠી હતી.

આજુબાજુની લીલીછમ ઝાડી અને ખીણ-ટેકરા ઝડપથી પસાર થઈ જતાં હતાં.

હું પણ મૌન હતો. થોડી જ વારમાં કારે બાર માઈલ પસાર કર્યાં. તેરમાં માઈલમાં એક મોટો વાંક (curve) હતો. કમ્પાલાથી નીકળતા દરેક મુખ્ય રસ્તા પર તેરમા માઈલે આવા મોટા વાંક પડેલા છે. ઝડપથી વાંકવા વળતી કારમાં બેઠેલા માણસને તેનો આંચકો લાગ્યા વિના નથી રહેતો. કેટલીક વખત આવા વાંકમાં અકસ્માતો પણ થઈ જતા. કિશોરીને આંચકો લાગતાં જ તે મારા ખોળામાં ઢળી પડી. હું સ્વસ્થ ન હોત તો મારા હાથમાંનું 'સ્ટિયરિંગ' ખસી ગયું જ હોત, અને કાર સામેના ખડક સાથે અથડાઈ પડી હોત.

બ્રેક મારી મેં ગાડી થોભાવી. કિશોરી હજી મારા ખોળામાં જ ઢળી પડેલી હતી.

'કેમ બેઠું નથી થવું?' મેં તેને પૂછ્યું.

તેણે આંખો બંધ કરી, મારા પ્રશ્નનો જવાબ ન આપ્યો. છતાં મુખ પર તરી આવેલી ભાવનાઓએ મને તેનો જવાબ આપી દીધો. બંધ નયનના અનંત અંધકારમાં તે જાણે કોઇ કાલ્પનિક પ્રદેશને સર્જતી હોય તેમ મને લાગ્યું. પળભર તેના વદન પરની ગમગીની અદ્રશ્ય થઈ ગઈ. મુખ પર સ્મિત ન્હોતું, છતાં વદનની એકેએક રેખા, સ્મિતથી છલકાઇ જતી હું જોઇ શકયો.

'રશ્મિકાન્ત!' થોડીવારે તે બોલી.

'કેમ?' મેં પ્રશ્ન કર્યો.

'વાંક કોનો ગણવો?'

'શેમાં?' મને તેનો પ્રશ્ન ન સમજાતાં પૂછ્યું.

'નલિનભાઇનો આમાં શું વાંક?'

હું ચૂપ રહ્યો.

'ત્યારે રમાનો પણ શું વાંક?' ફરીથી તેણે પૂછ્યું.

'તો કોનો વાંક?' મેં પૂછ્યું.

જવાબમાં તેણે આંખ ખોલી. આજુબાજુ નજર નાંખી. મારા ખોળામાં પોતાને સૂતેલી જોઇ 'અરે!' એમ બોલતાં જ તે બેઠી થઈ ગઇ.

'કાર કેમ થોભાવી?'

'તું ખોળામાં સૂતી એટલે.'

'હું સૂઈ ગઈ!'

'હા.'

'તમે ન સુવાડી દીધી?'

'ના.'

અને પુનઃ પેલી ગમગીની તેના મુખ પર ધસી આવી. ટટાર બની, માથાનો છેડો બરાબર ગોઠવી તે બેઠી.

'ચલાવો.' તેણે કહ્યું.

કાર મેં ચાલતી કરી. પોતાનાથી જાણે કોઈ મહાન દુષ્કૃત થઈ ગયું હોય તે પ્રમાણે તેના હૃદયમાં થતો ખેદ હું સમજી ગયો. ત્યારે મારા ખોળામાં પડતાં તેના વદનની રેખાઓમાં દેખાયેલું સ્મિત એ શું મારી ભ્રમણાજ હતી!

થોડીવારે તેનું મૌન તૂટયું. તેણે મને પ્રશ્ન કર્યો.

'આપણે ત્યાં જઇશું?'

'ક્યાં?' મેં પૂછ્યું.

'ઍલ્ડોરેટ.'

'ત્યાં શા માટે?'

'મને નલિનભાઈની ફિકર થાય છે. રમા પણ રિબાતી હશે.'

'આપણે જઈને શું કરીશું?'

'બંનેને અહીં લઇ આવીએ.'

'ના.'

'તો હું એકલી જઈશ.'

'મને એ ઠીક નથી લાગતું.'

'કેમ?'

'એ બંનેને એકલાંજ થોડો વખત રાખવાં જોઇએ.'

'એથી શું ફાયદો? બંને રિબાયા કરશે.'

'એ રિબામણુમાંથી જ બંનેનાં હૃદયને શાન્તિ પ્રાપ્ત થશે અને વર્ષોની સુષુપ્ત લાગણીઓ જાગૃત થશે.'

દુઃખમાંથી જ સુખ, ક્લેશમાંથીજ આનંદ, અંધકારમાંથી જ પ્રકાશ અને ઝેરમાંથીજ અમૃત મળી શકે. વિરૂદ્ધ તત્ત્વોમાંથી નીકળતા સત્ત્વનીજ સાચી કિંમત આંકી શકાય. દુઃખ સિવાયનું સુખ, ક્લેશ સિવાયનો આનંદ, અંધકાર વિનાનો પ્રકાશ અને ઝેર વિનાનું અમૃત શુષ્કજ લાગે.

વળી પુનઃ કિશોરો મૌન બની ગઇ. એન્ટેબે હવે નજીક આવતું હતું. સરોવરનાં નીર ટેકરા પરના રસ્તા પરથી દ્દશ્યમાન થતાં હતાં. કેરીથી લચી પડતા આમ્રવૃક્ષની હારની હાર પસાર થઇ જતી હતી. દરેક આમ્રવૃક્ષ પર કેરીનાં ઝૂમખાં હિલોળા લેતાં હતાં. એકજ વૃક્ષ પર, જુદી જુદી ડાળીએ જુદી જુદી ઋતુનો ભાસ થતો હતો. એક ડાળી પર મૉર આવતો હોય તો બીજી ડાળીએ નાની નાની કેરીઓ આવતી હોય, તો ત્રીજી પર વળી પાકેલી કેરીની સાખ પીળી બની રહી હોય. આમ આ વૃક્ષોનો ક્રમ ચાલુજ રહ્યા કરતો અને એકજ વૃક્ષ પર બારે માસ કેરી મળ્યા કરતી. યુગાન્ડાના મોટા ભાગમાં આ પ્રમાણે બારે માસ કેરી મળ્યા જ કરે છે અને તે પણ જૂજ કિંમતે. ઉપરાન્ત મોસંબી અને કેળાં પણ પુષ્કળ પ્રમાણમાં જૂજ કિંમતે મળી રહે. એક શિલિંગ (લગભગ સવાદશ આના)માં ઓછામાં ઓછી સોથી સવાસો મોસંબી મળે. એટલીજ કિંમતમાં એ ધોડ-દોઢસોથી બસો-કેળાં મળે. અનેનાસ પણ મોટા જથામાં પાકે છે. અને મોસમ હોય ત્યારે એક બે સેન્ટ (સેન્ટની કિંમત પાઇથી થોડીજ વધુ થાય છે)માં નંગ મળી રહે. યુગાન્ડાનો કોઈ ગરીબ માણસ પણ આ ફળફળાદિથી વંચિત નથા રહેતો. કારણ કે જ્યાં આ વસ્તુઓને ઊછેરવામાં આવે છે ત્યા આથી પણ ઓછી કિંમતે અને ક્વચિત્ વિનામૂલ્યે પણ મળી શકે.

બીજી બાજુ હિન્દના માનવીઓની દુર્દશા જુઓ. ગણ્યા ગાંઠયા ધનાઢયો બાદ કરતાં ફળફળાદિ ખાવા માટે તેમની પાસે પૈસા નથી, પૈસા હોય તો પણ મોંઘવારીને અંગે માણસ એ મોંઘા ફળો ખરીદતાં વિચાર કરે છે. ગામડામાં વસતિ પ્રજા માટે તો ફળાહાર દુર્લભજ થઈ પડયો છે. તેમની પાસે ફળ ખરીદવાના પૈસા નથી. માંદગી કે એવાજ બીજા કોઇ અનિવાર્ય પ્રસંગ સિવાય હિન્દના ગ્રામવાસીના ભાગ્યમાંથી ફળાહાર બાદ કરેલો છે. સામાજિક ખર્ચાઓ અને ધનિકોની ચક્કીમાં હિન્દનો ગ્રામજન એવો પિસાઈ રહ્યો છે કે દેહને ઉપયોગી તત્ત્વો પૂરાં પાડનાર ફળ ખરીદવા તેની પાસે પૈસો વધતો જ નથી. મૂડીવાદી તંત્રમાં જ્યાં ખોરાકના સાંસા હોય ત્યાં અન્ય ચીજ માટે પૈસો કયાંથી મેળવી શકે?

કાર, એન્ટેબે 'ટાઉનશીપ'ની હદમાં પ્રવેશી. મોટરનો વેગ મેં ઓછો કર્યો. વેગ ઓછો થતાં કિશોરીની વિચારતંદ્રા તૂટી. તેણે ઊંચું જોયું. શહેરનાં મકાનો દેખાતાં હતાં.

'એન્ટેબે આવ્યું?' તેણે મને પૂછ્યું.

'હા.' મેં જવાબ આપ્યો.

શહેરથી સરોવર તરફ ઊતરતાં એક વિશાળ બાગ બનાવવામાં આવ્યો છે. ઘીચ ઝાડીની ગુફાઓમાં બનાવેલા આ રળિયામણા બાગમાં એન્ટેબે ફરવા આવનાર લોકોનું વિશ્રાન્તિસ્થાન હતું. અમારો પડાવ પણ ત્યાં જ હતો. પરંતુ બાગ તરફ ન જતાં મેં કારને શહેરમાં જ હંકારી. એન્ટેબે ફરવા આવનારનો મોટો ભાગ આમ જ કરતો. શહેરમાં એક 'બાર' હતો. 'બાર'ના દરવાજા સામે મેં ગાડી થોભાવી.

'કેમ?' ગાડી થોભતાં કિશોરીએ પૂછ્યું.

'તાપ બહુ છે. એકાદ 'બોટલ બીર' લઇ લઉં. તું આઇસ્ક્રીમ લેજે, ચાલ.'

તે બારણું ખોલી નીચે ઊતરી. હું પણ ઊતર્યો. અમે બારણામાં પેઠાં. મેં 'બીરૂ' લીધો. મારો આગ્રહ છતાં તેણે આઇસક્રીમ ન લીધો. મેં 'બીરૂ' લીધો તે તેને અરુચિકર લાગ્યું હોય તેમ હું જોઈ શકયો.

'કિશોરી, તું આમ કેમ બની ગઇ છે?'

'શું બની ગઈ છું?' કૃત્રિમ સ્મિત કરી તે બોલી.

'ગમગીન જ રહ્યા કરે છે! હસવાનું કેમ જાણે આવડતું જ ન હોય! બોલવાની જાણે કિંમત પડતી હોય! મુંબઇની નર્ત-કીઓ આવી જ હશે?' એમ કહી હું જરા હસ્યો.

'નર્તકીઓએ બોલ્યા જ કરવું? હસ્યા જ કરવું?'

'હસતી રહે તો ખોટું યે શું છે?'

'તો તેના હાસ્યની કિંમત નહિ રહે. તેના સ્મિતમાં જાદુ નહિ રહે.'

'જાદુની જરૂર પણ શું?'

'એજ એના ધંધાની કુશળતા છે.'

'તારામાં એ કુશળતા કયાં છે?'

'એટલી હું કાચી.'

'તો કુશળતા મેળવતી કેમ નથી?'

'મને જરૂર નથી લાગી.'

'ભવિષ્યમાં જરૂર પડશે પણ નહિ?'

'પડશે તો, એ કળા મને સાધ્ય છે.'

મેં 'વેઈટર'ને બોલાવવા 'કૉલબેલ' દબાવ્યો. તરતજ એક ગોવો 'વેઈટર' હાજર થયો. બીજી બોટલ અને થોડું નિમક લાવવાની મેં તેને આજ્ઞા કરી. તરતજ તેણે તે લાવી હાજર કર્યું.

'તું કંઈ 'સ્વીટ ડ્રીંક' તો લે?' મેં કિશોરીને કહ્યું.

'મને એ પસંદ નથી.'

'કમ્પની આપવા માટે પી.'

માદક પીણું લેનારને પોતાની સાથે પીનાર માણસ હોય તો તેમાં તેને વધારે આનંદ આવે છે.

'તમેજ એ ન પીઓ તો?'

'તને એ નથી ગમતું?'

'ગમે કે ન ગમે, મારા ઘરમાં હું બધુંજ રાખું છું. મારે ત્યાં આવનાર દરેકને 'ઓફર' પણ કરૂં છું.'

બીજી પંદરેક મિનિટમાં મેં બીજી 'બોટલ' ખલાસ કરી, જો કે બે 'બોટલ' મારે માટે તદ્દન સામાન્ય માપ હતું. કેટલીક વખત જ્યારે બધાજ પીનારાઓની ટોળીમાં ભરાઈ જતો ત્યારે અડધો–પોણો ડઝન 'બોટલ'થી પણ મને ખાસ લાગતું નહિ. હરીફાઈમાં ચઢી એક વખત એક ડઝન 'બોટલ' મેં પીધેલી. તે દિવસે મારે સહન પણ કરવું પડેલું. પરંતુ તે દિવસથી એક 'બોટલ'થી વધારે ન પીવાનો મેં નિશ્ચય જ કર્યો.

'હવે ચાલીશું?' પ્યાલો ખાલી થતાં કિશોરી બોલી ઊઠી.

'કેમ કંટાળી ગઈ?'

'મને અહીં નથ ગમતું

'વાતાવરણ કળામય નથી લાગતું, કેમ?'

એમ કહેતાં હું ઊઠ્યો. પૈસા ચૂકવી અમે બહાર નીકળ્યાં.

તપસ્વીએ દોરડું મંગાવી હિમુને એક ઝાડ પર હીંચકો બાંધી આપ્યો હતો. અમે ગયાં ત્યારે હિમુ એ હીંચકા પર આનંદે-બેફામ ઝૂલતી હતી. તપસ્વી એક ઝાડ નીચે સૂતા સૂતા વાંચત

હતા. કિશોરીએ હિમુને જોઇ. તેને હિમુ હીંચતી હતી એ ઠીક ન લાગ્યું. અમુક ઉંમર પછી અમુક રમતો ઠીક ગણાય. પણ હીંચવામાં શું ખરાબ હોઇ શકે તે મને ન સમજાયું.



અમે ગયાં ત્યારે હિમુ હીંચકા પર આનંદે ઝૂલતી હતી, તપસ્વી એક ઝાડ નીચે સૂતા સૂતા વાંચતા હતા.

'હજી આ તદ્દન છોકરીજ રહી.' તે મને ઉદ્દેશીને બોલી.

'તો તું ક્યાં ઘરડી થઇ ગઈ છે?'

'જુઓને! હીંચવા મંડી ગઈ છે!'

'તને પણ હીંચોળું, ચાલ.'

જવાબમાં તેણે મારા તરફ જોઈ એક આછું સ્મિત કર્યું.

અમને જોતાં તપસ્વીએ વાંચવાનું બંધ કરી અમને તે વૃક્ષ નીચે બોલાવ્યાં. અમે તે તરફ વળ્યાં. આખાયે બાગમાં ઘાસને સુંદર રીતે કાપવામાં આવ્યું હતું. લીલા મખમલના ગાલીચા કેમ જાણે ન બિછાવી મૂકયા હોય! આજુબાજુ ચારે તરફ જાતજાતની વૃક્ષવેલીની ગુફાઓ બની રહી હતી. પક્ષીઓનો મધુર કલરવ પણ આ જગ્યાએ જ સંભળાતો હતો. કેનિયા કે યુગાન્ડામાં, શહેર કે વનમાં પક્ષીઓનો કલરવ કવચિત્ જ સાંભળવામાં આવતો. પક્ષીઓની વસતિ જ આ પ્રદેશમાં ઘણી ઓછી છે.

એક વૃક્ષ નીચે અમે ઘાસ પર બેઠાં. તપસ્વી બિછાનું લઈ આવ્યા, પણ કિશોરીને ઘાસ પર બેસવાનું જ ઠીક લાગ્યું એટલે બિછાનું નકામું પડયું. તપસ્વી અમારી બાજુમાં જ ગોઠવાયા.

'જમવાની કેટલી વાર છે?' મેં તપસ્વીને પૂછયું.

'હવે પા કલાકમાં જ તૈયાર થઈ જશે.'

'બસ, આજ બાગને?'

આજુબાજુ નજર ફેરવતી કિશોરીએ મને પૂછયું. બાગમાં એટલું બધું સૌન્દર્ય ન્હોતું, હિંદમાં જોયેલા વિશાળ અને ફૂલવેલથી તથા બીજાં અન્ય સાધનોથી સુશોભિત થઈ રહેલા બાગ જેવો આ બાગ નહોતો. કિશોરીને મન, આને બાગ કહેવો કે નહિ એ પણ શંકા થઇ પડે તેમાં નવાઈ ન્હોતી. પરંતુ આજુબાજુ સો કે બસો માઈલ સુધીમાં આવો પણ બાગ ન્હોતો; એટલે આ બાગનું મહત્ત્વ અનેકગણું વધી ગયું હતું.

'કેમ, આ બાગ નથી?' તપસ્વીએ પૂછયું.

'છે, પણ તમે બધાં મહત્ત્વ આપો છો તેટલા મહત્ત્વને યોગ્ય તો નથી જ.'

એટલામાં હીંચકા ખાતી હિમુનો પગ દોરડા પરથી લપસ્યો. અમારા ત્રણેની નજર વખતો વખત એ બાજુ જતી; અમે બધાંએ તે જોયું અને એક આછો ઉદ્‌ગાર સર્વના મુખમાંથી નીકળી પડયો. સદ્‌ભાગ્યે દોરડું બરાબર પકડેલું હોવાથી હિમુ નીચે ન પટકાઈ. પણ ગભરાટમાં કપડાં અમર્યાદિત રીતે અસ્તવ્યસ્ત થઇ ગયાં. તપસ્વી અમારી બાજુમાંથી ઊઠી તે તરફ દોડયા અને હીંચકો બંધ રાખ્યો. હિમુ હીંચકા ખાતી હતી તે કિશોરીને કેમ ન ગમ્યું તે હવે જ મને સમજાયું. આપણો ગુજરાતી સ્ત્રીપોષાક રમતગમતને માટે અનુકૂળ નથી. કોઇક વખત બેડોળ રીતે અવ્યવસ્થિત થઇ જવાનો તેમાં પૂરતો ભય છે. તપસ્વીએ હિમુને હીંચકા પરથી ઉઠાડી, તેનો હાથ પકડી અમારી પાસે લઇ આવ્યા.

'પડી ગઈ હોત તો?' કિશોરીએ જરા કડકાઇથી હિમુને કહ્યું.

'પણ પડાય જ કેમ?' અમારી હાજરીમાં હિમુએ કિશોરીની કડકાઇને મહત્ત્વ ન આપ્યું.

'હાથ–પગ ભાગવાની બીક જ નથી રાખતી!' પોતાની મહત્વની અવહેલનાને ઠપકાના રૂપમાં ફેરવતાં કિશોરી બોલી.

'રસ્તામાં મોટર પણ ચલાવી હતી.' તપસ્વી બોલ્યા.

'એને એવી નિસરણી શું કામ આપો છો?'

'આવડે છે ચલાવતાં?' મેં પૂછયું.

'સરસ.' હિમુ બોલી ઊઠી.

'તો મારા ડ્રાઈવર તરીકે હવે તારે કામ કરવાનું.'

'કબૂલ.'

'પણ મારી મુસાફરીની તને ખબર છે?'

'શું?'

'સો–બસો માઇલ દરરોજની થશે.'

'બસ ?'

'એટલાનો હિસાબ નથી?'

'ના.'

'તો કિશોરી, આજથી હિમુ મારી ડ્રાઈવર.'

'તમારી નહિ, મોટરની.' કિશોરીએ મજાક કરી.

'પગાર કેટલો ?' હિમુ બોલી ઊઠી.

'ખાવા–પીવાનું મફત.' મેં જવાબ આપ્યો.

'અને ?'

'ભૂલચૂક થાય તો બે લપ્પડ.' કિશોરીએ કહ્યું.

'ભૂલ ન થાય તો ?'

'નોકરોમાં ભૂલ કાઢવી મોટી વાત નથી.' તપસ્વીએ કહ્યું.

'એમ કે ?'

હિમુએ તપસ્વી તરફ ત્રાંસી નજરે જોતાં કહ્યું. એ દૃષ્ટિમાં મજાક ઉપરાન્ત મને કંઈક વધારે લાગ્યું.

'પી. સી.' એ આવી રસોઇ તૈયાર થયાની ખબર આપી. ઝાડીમાંથી અવિરત વહ્યા કરતા એક ઝરણુ પાસે જઈ, અમે બધાંએ હાથ મોં સાફ કર્યાં.



## નલિનની શોધ

એક માસ વીતી ગયો.

નલિનનો પત્ર નહોતો. કંઈ સમાચાર પણ નહોતા.

અમારા પત્રોના જવાબ પણ નહોતા.

ગઈ કાલે અમે તાર કર્યો પણ 'માલિકનો પત્તો નથી' એવો શેરો વાગી તે આજે અમને પાછો મળી ગયો હતો. તાર પાછો મળ્યા પછી મારી અને કિશોરીની ચિંતા વધી ગઈ હતી. હિમાદ્રિ પણ ગમગીન બની રહી હતી. નલિન માટે કિશોરી કરતાં યે હિમાદ્રિનું આકર્ષણ વધારે હતું. પોતાની સગી નાની બેન માફક આજસુધી નલિને તેને ઊછેરી હતી. હિમાદ્રિને પણ નલિન માટે મોટાભાઇ જેટલું માન અને પ્રેમ હતો. હું ઑફિસેથી ઘેર આવતો કે તરતજ તે મને પૂછતી: 'નલિનભાઇનો પત્ર આવ્યો?' તે ઉપરાન્ત

દિવસમાં બે–ત્રણ વાર ટેલિફોનથી પણ પૂછી જોતી. પરંતુ જવાબ નિરાશાજનક મળતાં ઉદાસ બની બેસી રહેતી. આજે આ કાર્યક્રમને એક માસ થઈ ગયો.

આજે મેં ઍલ્ડોરેટ જવાનું નક્કી કર્યું. કિશોરી પણ કેટલાક દિવસથી ત્યાં જવા આગ્રહ કરી રહી હતી. હિમાદ્રિ આગ્રહ ન કરતી, પરંતુ ઍલ્ડોરેટ જઇ તપાસ કરવાની દરખાસ્તો ઘણી વખત તેણે મૂકી જોઈ હતી. આગગાડી કરતાં મોટરની મુસાફરી ઝડપી અને વધારે સગવડવાળી હતી. હું કિશોરી, હિમાદ્રિ, અને તપસ્વી ચારે જણ ઊપડવાનાં હતાં.

તપસ્વી અચાનક જ અમારામાં પ્રવેશ્યા, અને પ્રવેશ્યા તે દિવસથી જ અમારામાં ભળી ગયા. કેટલાક માણસો અચાનક જ મળે છે અને મળતાં જ આત્મીય બની જાય છે. તપસ્વીને અમારા આત્મીય બનવામાં મને હિમાદ્રિ કારણભૂત લાગતી. કેટલાક પ્રસંગો તેમાં પૂર્તિરૂપ બનતા. હિમાદ્રિને એક આદર્શ ગૃહિણી બનાવવાના પ્રોફેસર રમેશચન્દ્રના મનોરથ તપસ્વી પૂરા પાડી શકે? કોઇક વખત મને આ પ્રશ્ન ઊઠતો; પણ તે પર વિચાર ચલાવવાની ભૂમિકા મને ન મળતી. ભૂમિકા ઉત્પન્ન કરી કોઇ વખત વિચાર દોડાવતો ત્યારે અનેક આશંકાઓ ઉપસ્થિત થતી. લાખોનો વેપાર ખેડતા તપસ્વી એક વારાંગનાની પુત્રીને સ્વીકારે? પોતાને હંમેશાં પ્રતિષ્ઠિત ગણાવવામાં ગૌરવ માનતા તપસ્વીમાં આ હિંમત આવી શકે? તપસ્વી હજી અણજાણ હતા કે કિશોરી અને હિમાદ્રિ એક વારાંગનાની પુત્રીઓ છે. તે આ સત્ય જાણે તે પછી તેઓની સાથે હરવા ફરવાની હિંમત જાળવી શકે કે કેમ તે માટે પણ મને તો શંકા હતી. અમારી સાથેની તેમની આત્મીયતાનું આયુષ્ય કિશોરી અને હિમાદ્રિની સાચી ઓળખ સુધીનું જ હતું એમ મને હંમેશાં થયા કરતું. પરંતુ તે માટે હું ચોક્કસ નિર્ણય પર આવી શકયો ન હોવાથી મૌન જ હતો.

બપોરે જમ્યા બાદ થોડો આરામ લઈ અમે રવાના થયાં. સાંજે સાત વાગતાં અમે ઍલ્ડોરેટ પહોંચ્યાં. મોટર મેં રમાના મકાન સામે લાવી ઊભી રાખી, રસ્તામાંથી જ બારણે તાળું મારેલું દેખાતું હતું. છતાં તે પર વિશ્વાસ ન આવ્યો. અમે મોટરમાંથી નીચે ઊતર્યાં. બારણા પાસે જઈ તાળાને તપાસ્યું. બારણાની સ્ટોપર પર તાળું વાસેલું હતું તેની ખાત્રી કરી જોઈ આજુબાજુ નજર ફેરવી. જેના મનમાં જેવા વિચારો રમતા હતા તેવોજ પડઘો વાતાવરણે દરેકને સુણાવ્યો. નિરાશ થઇ અમે મોટર તરફ પાછાં ફર્યાં.

'ક્યાં ગયાં હશે?' કિશોરીએ મને પૂછ્યું.

અનેક કુશંકાઓની રેખાઓ તેના મુખ પર છવાઇ ગઈ હતી. હિમાદ્રિનું મુખ પણ ખૂબજ ઉદાસ બની ગયું હતું. તપસ્વી મૂઢ બની ગયા હતા.

'માસ્તરને પૂછીએ. કદાચ એ જાણતા હશે.' મેં કહ્યું.

અમે બધાં પુનઃ મોટરમાં ગોઠવાયાં. મોટર મેં માસ્તરના મકાન તરફ હંકારી.

માસ્તર હમણાંજ ટેનિસ રમીને ઘેર આવ્યા હતા. પોતાના બારૂણા પાસે મોટરને ઊભી રહેલી જોતાં તે બહાર દોડી આવ્યા.

'ઓ હો! રશ્મિકાન્ત!'

મને જોતાં જ તે મોટર નજીક દોડી આવ્યા.

'ચાલો, ઊતરી પડો હવે.' તેમણે કહ્યું

'રમિલાનું ઘર કેમ બંધ છે?' મેં પૂછ્યું.

'તમે નીચે તો ઊતરો; નિરાંતે વાત કરું છું.'

અમે બધાં જ નીચે ઊતર્યાં. માસ્તરનાં પત્ની બારણામાં જ ઊભાં હતાં. ઘણી વખત તેમને ત્યાં આવતો હોવાથી તે મને ઓળખતાં.

'આવી પહોંચ્યા?' તેમણે મને પૂછ્યું.

'હા, કેમ, કુશળ તો ખરાંને?' મેં વિવેક કર્યો.

'હા.'

એમ બોલી તે અંદર ગયાં. અમે પણ મકાનમાં પ્રવેશ્યાં.

'જમવાનું બનાવી દો.' માસ્તરે પત્નીને કહ્યું.

અમે બધાં અંદર જઈ ગોઠવાયાં.

'રમિલાબહેનની શોધે આવ્યા છો?' માસ્તરે મને પૂછ્યું.

'હા.' મેં જવાબ આપ્યો.

'તમને કંઈ સમાચાર જ નથી મળ્યા?'

'ના.'

'તે ચાલ્યાં ગયાં છે.'

'ક્યાં?'

'કોઈને ખબર નથી.'

'નલિનભાઈ ક્યાં?' કિશોરીને ધીરજ ન રહેતાં તે બોલી ઊઠી.

'તે પણ ચાલ્યા ગયા છે.'

'ક્યાં?'

'કંઇ કહ્યું નથી.'

'તમે પૂછ્યું પણ નહિ?'

'પૂછ્યું પણ કહેવાની ના પાડી.'

'બંને સાથે ગયાં છે?' મેં પૂછ્યું.

'ના, પહેલાં રમિલાબહેન ગયાં, તે પછી અઠવાડિયે નલિનભાઈ ગયા.'

'ગાડીમાં ગયા કે મોટરમાં?'

'રાતના ગયા, શેમાં ગયા તે જણાયું નહિ.'

'અને રમિલા?'

'તે પણ રાત્રે ચૂપકીથી ચાલ્યાં ગયાં છે.'

'કોઇએ કઇ કહ્યું નથી?'

'નલિનભાઇએ તમારે માટે એક કાગળ આપ્યો છે.'

'ક્યાં છે? મને હજી સુધી મોકલ્યો કેમ નહિ?'

'કાગળ આપતી વખતે મને મનાઈ કરી ગયા છે કે રશ્મિભાઈ જાતે આવે ત્યારેજ આ પત્ર આપજો; સિવાય કોઈ કાગળ કે તાર તમારા તરફથી આવે તો જવાબ આપવાની પણ મનાઈ કરી ગયા છે.'

માસ્તરે નલિનનો પત્ર લાવી મારા હાથમાં મૂક્યો. મેં તરતજ તે ફોડ્યો. માત્ર થોડાજ શબ્દો તેમાં લખ્યા હતાઃ

'પ્રિય રશ્મિ,

હું થોડા વખતમાં પાછો ફરીશ. મારી શોધ કરવાની જરૂર નથી. કિશોરી અને હિમુની સંભાળ રાખજે. સ્નેહાધિન,

નલિન'

મેં પત્ર વાંચ્યો. હિમુ મારી બાજુમાં જ બેઠી હતી. તરત જ તેણે મારા હાથમાંથી પત્ર ઉપાડી લીધો. મેં કિશોરી તરફ નજર કરી, તે પહાડ જેમ અડગ બેઠી હતી. સાગરનાં ગભીર નીર જેમ તેના મુખ પર ગાંભીર્ય છવાઇ ગયું હતું. ઉદાસીનતાનો એક શ્યામ પડદો તેના વદન પર ઢંકાઇ ગયો હતો.

હિમુએ પત્ર વાંચી કિશોરી તરફ ધર્યો. કિશોરીએ તેને હાથમાં જ ન લીધો. મેં ધીમા અવાજે તે વાંચ્યો હતો એટલે અંદરની વિગતથી તે વાકેફ થઇ ગઇ હતી.

'વાંચવો નથી ?'

પત્ર ધરી રહેલી હિમુએ મારી સામે જોયું, એટલે મેં કિશોરીને પૂછ્યું.

'ના, વાંચવાથી વધારે શું જાણવાનું છે ?

'લાવો તો.' કિશોરીના ઈન્કાર પછી તપસ્વીએ માગણી કરી.

હિમુએ તેમના હાથમાં મૂકયો.

'કઈ બાજુ ગયો હશે ? તમે શું ધારો છો ?' મેં માસ્તરને પૂછ્યું.

'એ માણસ માટે કંઈ ધરાય તેવું જ નથી.' માસ્તરે કહ્યું.

'કેમ ?'

'મને તો એ માણસ વિચિત્ર લાગ્યા.'

'શાથી ?'

'કંઈ વાતનો જવાબ જ ન આપે! પૂછીએ તો કહે: 'એ પોતાની ખાનગી બાબત છે. બીજાને જાણવાથી ફાયદો નથી.'

'તમે કંઈ પૂછેલું ?'

'પૂછેલું તો ઘણુંય, પણ જવાબ કશાયનો નહિ મળેલો.'

'શું પૂછેલું ?'

'તે કોણ છે? કયાંથી આવે છે? રમિલાને શું સગા થાય? શું ધંધો કરે છે? વગેરે ખૂબ પૂછેલું, પણ કદી જવાબ નથી મળ્યો. ભારે માણસ ભાઇ! કોઇની સાથે હરવા ફરવાનું કે બોલવાનું તો શીખેલા જ નહિ! જરૂરિયાત સિવાયનો એક પણ

શબ્દ મારી પાસે નથી કાઢયો. ઘરની બહાર પણ કંઈ જોઇતું કરતું લેવા પૂરતા જ નીકળે. આખો દિવસ બસ ઘરમાં જ હોય. રમિલા બહેન સ્ટવથી કંઈક દાઝેલાં તેટલામાં તો કંઈક કેટલાય ડૉકટરો તે બોલાવી લાવેલા. અને આખો દિવસ બસ એમની બાજુમાં જ બેઠા હોય. એમનો દહાડો કેમ ખૂટતો એ પણ મને તો નવાઇ લાગતી. જબરા માણસ ભાઈ !'

'રમિલાબહેનને દાઝેલું ઠીક થઇ ગયું હતું ?'

'સાધારણ ઠીક હતું. કોણ જાણે કેમ કરતાં સ્ટવે સાડી ઝડપી લીધી અને દાઝી મૂઆં. આપણાં બૈરાં! તોબા! સ્ટવ વાપરતાં આવડે નહિ અને સ્ટવ વિના ચાલે નહિ. આ મારા ઘરમાં પણ સ્ટવથી જ કામ લેતાં. એ રમિલાબહેન દાઝયાં તે દિવસનો આપણે તો ઘરમાં સ્ટવ પેટાવવાની જ ખાસ મનાઇ કરી દીધી છે.'

માસ્તર પોતાની લાક્ષણિક શૈલીમાં ઊતરી પડયા.

એટલામાં એમનાં પત્નીએ જમવા ઊઠવાનું સૂચન કર્યું. કવેળા આવતા મહેમાનને માટે પરોઠા અને ચા હોય, એ આ દેશના હિન્દીઓનો એક સામાન્ય રિવાજ થઇ પડયો છે.

અમે બધાં જમવા ઊઠયાં. કિશોરીએ પોતાને ઠીક નથી એમ બહાનું કાઢી જમવાનો ઇન્કાર કર્યો. નલિન કરતાંયે રમાની મને વધારે ફિકર થવા લાગી. નલિન આત્મહત્યા કરે તેવો કાયર ન્હોતો. તેના સ્વભાવની મને ખબર હતી. મુશ્કેલીઓ અને નિરાશાઓ સામે ઝઝૂમવાની તેની શકિતથી હું વાકેફ હતો. પરંતુ રમા એક સ્ત્રી હતી. સ્ત્રીનું હૃદય કઠોર બની શકે, તેના પર ગુજરતા સિતમોનો સામનો કરવા જેટલું કઠણ પણ બની શકે, છતાં સંજોગો જ્યારે તેને ઘેરી વળે, જગતના બધા જ માર્ગ તેને માટે બંધ થઈ જાય,

ત્યારે તે અકળાઇ જાય. તેની સહનશકિતની હદ આવી જાય. તેનું હૃદય થંભી જાય, તે ગૂંગળાઈ મરે, અને ગૂંગળાટમાં તે આત્મહત્યાને માટે દોડી જાય. સ્ત્રી જાતિ પર આ માત્ર આક્ષેપ નથી જગતમાં થતા આત્મઘાતોનો ભોગ મોટે ભાગે સ્ત્રી બની રહે છે. સ્ત્રી હૃદયની કાયરતા—નિર્બળતા તે સાબિત કરી આપે છે.

રમા આત્મઘાતને માર્ગે દોડી ગઇ હોય તો?

પણ શા માટે તે તેમ કરે? નલિન તેની સેવા માટે તેની પાસે હતો. તેના હૃદયમાં પણ રમા માટે લાગણી હશે જ. એ લાગણીને વશ થઇને તેણે રમાના અપમાનને પણ નહોતું ગણ્યું. નલિને તો રમાને હેરાન નહિ કરી હોય? તેના પાપનો બદલો લેવાની રાક્ષસી ઇચ્છા નલિનમાં તો નહિ જાગી હોય? મને મનમાં જ પ્રશ્નો ઊઠતા. અને તરતજ હૃદય એ પ્રશ્નોના જવાબ આપતું: નલિનને તું નથી ઓળખતો? એટલો બધો કાયર તેને તું શા માટે કલ્પી લે છે? તેના જેવો દૃઢ વિચારોવાળો અને શુદ્ધ આચરણવાળો માણસ તેં હજી સુધી નથી જોયો—તેમાં તને શંકા છે? નલિન એક વિશુદ્ધ આત્મા છે. વિચારોમાં પણ તેના દોષ કાઢવામાં તું તેને મહાન અન્યાય કરે છે.

હૃદયનો અવાજ મને મૂઢ બનાવી દેતો. નલિન, રમાને આત્મઘાતને રસ્તે ન ધકેલી દે. રમાને તેના સાનિધ્યમાં સુખ-શાન્તિ મળવાનો પણ પૂરતો સંભવ હતો. તો રમા ચાલી ક્યાં ગઈ? શા માટે ચાલી ગઇ? બીમારીની વેદનાઓને સાથે લઇને ભાગી જવા માટે કંઈ સબળ કારણ તો હશે જ. હું તે ન શોધી શકયો.

બીજી બાજુ, કિશોરીની ચિંતામગ્ન સ્થિતિ, ઉદાસ ચ્હેરો, દુઃખથી પિડાતું હૃદય અને મૌન પણ મારે માટે અસહ્ય થઇ પડયું હતું.

ઍલ્ડોરેટથી હવે પાછું જ ફરવાનું હતું. નલિન અને રમા કયાં ગયાં હતાં તેનો પત્તો નહોતો, એટલે આગળ વધવામાં પણ કંઈ અર્થ નહોતો. રાત્રે આરામ લઇ સવારમાં નીકળવાનો મેં વિચાર રાખ્યો હતો.

જમી રહ્યા બાદ અમે પુનઃ બેઠક ખંડમાં આવી ગોઠવાયાં. હથેળીમાં હડપચી ટેકવી કિશોરી ચિંતાતુર વદને બેસી રહી હતી.

'આપણે અત્યારેજ ચાલ્યાં જઇએ તો?' મને જોતાંજ તેણે પૂછ્યું.

'કયાં?' મેં સામો પ્રશ્ન કર્યો.

'કમ્પાલા.'

'કેમ?'

'આગળ જવું અર્થહીન છે, આપણે અત્યારેજ પાછાં ફરીએ.'

'અત્યારે હવે જવાય કે? જવું હોય તો.સવારમાં ઉપડજો. રાત્રે થોડો આરામ તો કરો.' માસ્તર બોલી ઊઠયા.

'નહિ જી. અમે અત્યારેજ જઈશું.'

'પણ ઉતાવળ શું છે?'

'હું બિલકુલ નહિ થોભી શકું.'

કિશોરીએ કહ્યું.

તેના અંતરનો ઉદ્વેગ હું સમજી શકયો. થોડા વધારે શબ્દો બોલશે તો તેનાથી રોઈ દેવાશે એમ મને લાગ્યું. હૃદયની વ્યથામાં વાચા ઉમેરાય ત્યારે અશ્રુ એકદમ ધસી આવે છે.

'ભલે, અત્યારેજ જઇશું.' માસ્તર અને કિશોરીની વાતચીતને મેં અટકાવી દીધી.

થોડીવાર પછીજ અમે પુનઃ મોટરમાં ગોઠવાયાં. તપસ્વી 'સ્ટિયરિંગ' પર બેઠા. હું તથા કિશોરી પાછળની બેઠકમાં બેઠાં. હિમાદ્રિ પણ અમારી સાથે જ બેઠી. તપસ્વીને કદાચ એ ઠીક ન લાગ્યું.

'કોઈ વાત કરનાર તો આગળ બેસો, નહિ તો મૂગે મૂગાં ક્યાંક ઊંઘનું ઝોકું આવી જશે.' તેમણે સરસ બહાનું કાઢ્યું.

'હિમુ, તું આગળ બેસ!' મેં કહ્યું.

'મને તો ઊંઘ આવશે.' તેણે સાચેસાચું કહ્યું.

'હું નહિ ઊંઘવા દઉં.'

તપસ્વી બોલી ઊઠ્યા. હિમુને પોતાની બાજુમાં બેસાડવાનો તેમનો ઉત્સાહ હું તેમની વાચામાંથી માપી શક્યો.

'જા.'

કિશોરીએ હિમુને કહ્યું. એક જ અક્ષરની તેની આજ્ઞામાં હિમુને ઉઠાવી આગળ બેસાડવાની શક્તિ હતી. હિમુ આગળની બેઠકમાં ગઈ. કિશોરીએ આંખ ઊંચી કરી, તપસ્વીની બાજુમાં બેઠેલી હિમુને જોઈ. જોવામાં તેનો કંઇ હેતુ નહોતો, પરંતુ જોતાંજ તેના હૃદયના ઊંડાણમાંથી એક નિઃશ્વાસ સરી પડ્યો. મેં તે જોયું. તેના અર્થમાં ઊતરવાનું મને યોગ્ય ન લાગ્યું.

મોટર ઊપડી. ઍલ્ડોરેટની ઠંડીના સુસવાટા બોલતા હતા. શીત સમીરને સડસડાટ કાપતી મોટર, એક આછી સિટિ વાગતી હોય તેવો અવાજ કરતી હતી. આકાશમાં વાદળાં ઘેરાતાં હતાં. આછા ઝબૂકતા તારલા એ વાદળ પાછળ એક પછી એક છુપાતા હતા. દૂર દેખાતા એલ્ગન પર્વતની ટોચ પાછળ અર્ધચંદ્ર છુપાતો હતો. રસ્તાની બંને બાજુની ઝાડીમાંથી તમરીઓનો અવિરત તીણો અવાજ આવ્યા કરતો હતો. મોટરનાં પૈડાં નીચે

કચરાઈને જોરથી ઊછળી, મોટરના પંખામાં અથડાતા કાંકરાનો ધાણી ફૂટવા જેવો અવાજ, વાતાવરણની નીરવતા હલાવતો હતો.

ઠંડીને અટકાવવા મેં મોટરના દરવાજાના કાચ બંધ કર્યા. મારા ખભા પર પીઠનો થોડો ટેકો દઈ કિશોરી બેઠી હતી.

મોટર સડસડાટ રસ્તો કાપતી હતી. પવનના સુસવાટ વધતા હતા. આકાશમાં આછી મેઘગર્જનાઓ શરૂ થતી હતી. વીજના ઝબકારાનો પ્રકાશ વખતો વખત મોટરમાં આવતો હતો. હિમુ અને તપસ્વી વચ્ચેની વાતોનો અવાજ જ ખાલી મારા કાને અથડાતો હતો. તે તરફ મારું લક્ષ્ય નહોતું.

કિશોરીએ ધીમે ધીમે ઊંઘથી ઝોકાં ખાવા માંડ્યાં. હિમુ અને તપસ્વી વચ્ચેની વાતચીતનો અવાજ પણ થોડી વારે ઓછો થઈ ગયો. મેઘગર્જનના નાદ વધી પડ્યા. વીજના ઝબકાર વધુ પ્રકાશિત થવા લાગ્યા. ધીમેધીમે વરસાદની શરૂઆત થઈ. હિમની રજકણ જેવા છાંટા પડવા માંડયા.

હું કિશોરીથી સહેજ દૂર ખસ્યો; એમ માનીને કે તે આડી પડી થોડી ઊંઘ લઈ શકે. તેને એક ઝોકું આવ્યું. પવનની એક સખત લહરી મોટર સાથે બાથ ભીડી ગઈ. કિશોરીને ઝોકું આવતાં જ તે લચી પડી. મારા ખોળામાં તેનું માથું આવી રહ્યું. વીજળીનો ઝબકારો થયો. એક મેઘગર્જના પણ થઈ. તેની આંખો ઊઘડી ગઈ. હું તેના વદન તરફ જોઈ રહ્યો હતો. વીજના પ્રકાશે અમારાં ચારે ચક્ષુ મળ્યાં. એક બીજામાં તેમણે પોતાનું સ્થાન શોધી કાઢ્યું. કિશોરી સૂઈ જ રહી.

મેં તેના કપાળ પર હાથ મૂકયો. તેનું કપાળ ગરમીથી ધગધગતું હતું બીજો હાથ મેં તેના હૃદય પર મૂકયો. હૃદય જોરથી ધડકતું હતું. મેં આગલી બેઠકમાં નજર કરી. તપસ્વી સીધી

નજરે મોટર હાંકયે જતા હતા. હિમાદ્રિ બેઠકની પીઠ પર માથું ટેકવી ઊંઘતી હતી.

વીજળી ફરીથી ઝબૂકી, વરસાદ જોરથી વરસવા લાગ્યો. વીજના પ્રકાશની રેખાઓ કિશોરીના મુખ પર પળભર નાચી ગઇ. તેના હૃદયમાં કંઈક મહાવ્યથાનાં તાંડવ ચાલતાં. ઍલ્ડોરેટથી અમે ઘણાં દૂર નીકળી ગયાં હતાં, એટલે ઠંડી નહિ જેવી હતી; છતાં કિશોરીનું અંગ ધ્રૂજતું હતું. એકાએક તેણે મારા બંને હાથ પકડયા અને જોરથી છાતી પર દાબી દીધા. હું થંભી ગયો. સ્વેચ્છાએ મારો સ્પર્શ કરવાનો તેને માટે આ પ્રથમ પ્રસંગ હતો. તેની આંખમાં અશ્રુ ઊભરાયાં હતાં. તેની વ્યથા હું સમજી શકતો હતો. વ્યથાની આગમાંથી ઠંડક મેળવવા જ તેણે મારા હાથ પોતાની છાતી પર દાબી દીધા હતા. વિજાતીય સ્પર્શમાં એક જાતની ઠંડક છે, શાન્તિ આપવા જેટલી મીઠાશ છે, સુખ અને આનંદની પ્રેરણા છે.

મારા હાથથી મેં કિશોરીના ગાલ પરથી વહી જતાં ઊનાં આંસુને લૂછી કાઢયાં.

મેં તેને ખોળામાંથી બેઠી કરી. માથા પર સાડી ઢાંકી. હજી તે મને અડકીને જ બેઠી હતી.

'પેટ્રોલ નંખાવી લઈશુંને?' આગળની બેઠકમાંથી તપસ્વીએ મને પૂછ્યું.

મોટરના દરવાજાનો કાચ ખોલી મેં બહાર નજર કરી. 'ભુશિયા' આવી ગયું હતું.

'હા, નંખાવીજ લો. જીન્જા સુધી નહિ પહોંચે.' મેં તપસ્વીને કહ્યું.

ઍલ્ડોરેટ અને કમ્પાલાના મોટર રસ્તામાં 'ભુશિયા' નામનું 'સેન્ટર' વચમાં આવતું હતું. થોડી જ દુકાનો હતી.

પરંતુ મોટર–રસ્તાની વચમાં આવતું હોવાથી એક દુકાનદારે પેટ્રોલનો પંપ રાખ્યો હતો. યુગાન્ડા અને કેનિયા વચ્ચે દોડતી મોટરોનો મોટો ભાગ આ જગ્યાએથી પેટ્રોલ ખરીદતો. મોટર-વાળાઓને આ એક સારી સગવડ હતી. દુકાનદારને ઠીક કમાણી હતી. સગવડ અને કમાણીનો મેળ તેનું નામ વેપાર.

પેટ્રોલના પંપ નજીક જઈ તપસ્વીએ ગાડી થોભાવી. રાત ઘણી વીતી હતી એટલે 'સેન્ટર'માં એક નેટિવ 'અસકારી' સિવાય કોઈ જાગતું નહોતું. પેટ્રોલ વેચનાર દુકાનદાર પણ ઘસઘસાટ ઊંઘતો હતો. તપસ્વીએ હોર્ન માર્યું, પણ એકલા હોર્નથી દુકાન-દાર બારણું ખોલીને પેટ્રોલ આપવા દોડી આવે તેમ નહોતું. તેમ કરવામાં એ લોકોને કેટલીકવાર સોસવું પડેલું. લૂંટારુઓ કે લુચ્ચાઓ આવી રીતે મોટર લઇને આવે, હોર્ન વગાડતાં દુકાનદાર બારણું ખોલે, એટલે તરત જ તે લોકો દુકાનમાં પેસી જાય; અને દુકાનદારને કબજે કરી, સારી રીતે નીડરપણે લૂંટીને ચાલતા થાય. આમ આજુબાજુના સેન્ટરોમાં બન્યું હોવાથી અહીંના દુકાનદારો ચેતેલા જ હતા. બહારનો માણસ બૂમ પાડે, એ લોકો ઓળખે કે એ અવાજ કોઇ હિન્દીનો જ છે, ત્યારપછી જ બારણું ખોલે અને પહેલા પૈસા લઈ પછી જ પેટ્રોલ આપે; કારણ કે પેટ્રોલ નંખાવી પૈસા આપ્યા વિના મોટર હંકારી મૂકવાના દાખલા પણ બની ગયા છે. નેટિવો ઉપરાન્ત હિન્દીઓએ પણ આવા ચોરીના અખતરા કરી જોયા છે.

હોર્ન મારતાં થાકીને તપસ્વી મોટરની નીચે ઊતર્યાં. હું પણ નીચે ઊતર્યો. દુકાનની નજીક જઈ અમે દરવાજો ઠોક્યો.

'નાની ઇકો?' (કોણ છે?) અંદરથી દુકાનદાર ઘૂરક્યો.

'પેટ્રોલ જોઇએ છે.' તપસ્વીએ કહ્યું.

'અપાના ઇકો.' (નથી.) અંદરથી અવાજ આવ્યો.

'અરે ભાઇ અમે નેટિવ નથી, હિન્દી છીએ. મહેરબાની કરી દરવાજો તો ખોલો.' મેં કહ્યું.

'ઇન્ડિયન છો?' અંદરથી તેણે પૂછ્યું.

'હા.' મેં જવાબ આપ્યો.

'તો 'મસોતું' એટલે શું, કહો જોઇએ?'

'રસોડામાં ગરમ વાસણ પકડવા માટે વપરાતું કપડું.' મેં કહ્યું.

'ક્યાં જવાના છો?'

'કમ્પાલા.'

'ઊભા રહો, આવું છું.'

થોડીવારે દુકાનદારે દરવાજો ખોલ્યો. અમને જોઇને ખાત્રી કરી કે અમે હિન્દી છીએ તે પછી જ તેણે દુકાન બહાર પગ મૂકયો.

'કેટલું પેટ્રોલ નાખવું છે?'

'છ ગેલન.'

'લાવો પૈસા.'

મેં તેમને પૈસા ગણી આપ્યા. પંપની ચાવીઓ લાવી તેણે પેટ્રોલ ગેલનમાં ચઢાવવા માંડયું.

'તમે મને 'મસોતા'નું કેમ પૂછ્યું?' મેં તેને પૂછ્યું.

'ખાત્રી કરવા કે તમે આપણાજ માણસ છો. હમણાં થોડા દિવસ ઉપરજ એક કિસ્સો બની ગયો: બાજુના 'સેન્ટર'માં એક નેટિવની લૂંટારુ ટોળી આવી. એક નેટિવ અમુક વાકયો ગુજરાતી સરસ રીતે બોલી જાણતો હતો. ગુજરાતી બોલીને તેણે એક જણની દુકાન ખોલાવી, અને લૂંટી ગયા; માર માર્યો એ વધારાનો. એટલે મેં આ 'કોડવર્ડ' રાખ્યો છે. મસોતાનો અર્થ

ઉપલકિયા ભાષા શીખેલાને ભાગ્યેજ આવડે. જવાબ સંતોષકારક મળે તો જાણવું કે આપણો જ કોઈ માણસ છે. બરાબર ખાત્રી કર્યા પછી જ દરવાજો ખોલું છું.'

આપણો માણસ, ઓળખવાની તેની કળા મને પ્રશંસનીય લાગી. પરંતુ જો દરેક વખતે એ જ પ્રશ્ન પુછાતો હોય તો નકલ કરવામાં નંબર લઈ જતા નેટિવો માટે ' મસોતા 'નો અર્થ મુશ્કેલ નહોતો.

પેટ્રોલ નંખાઇ રહ્યા બાદ હું 'સ્ટિયરિંગ' પર બેઠો. તપસ્વી થાકયા હતા. તેમને ઊંઘ પણ આવતી હતી. તે પાછલી બેઠકમાં ગોઠવાયા. મોટર ચાલવા માંડી. પાછલી બેઠકના એક ખૂણામાં તપસ્વી અને બીજા ખૂણામાં કિશોરી ઘસઘસાટ ઊંઘવા લાગ્યાં.

લગભગ ચાર વાગે અમે કમ્પાલા પહોંચ્યાં.

તપસ્વીને તેમના મકાને મૂકી આવી અમે બધાં ઘેર આવ્યાં. હિમુએ પૂરતી ઊંઘ લીધી હતી. અને કિશોરીએ પણ ઠીક આરામ લીધો હોવાથી તેમને હવે ઊંઘવાની ઇચ્છા નહોતી. પણ હું આખી રાત જાગ્યો હતો. આંખો બળતી હતી. ' ડ્રાઇવીંગ 'ને લીધે હાડકાં પણ દુઃખતાં હતાં. મારે ઊંઘની જરૂર હતી. કિશોરી તથા હિમુ શૌચક્રિયામાં રોકાયાં, અને હું સીધો મારા સુવાના ખંડમાં ગયો.

કપડાં બદલી તરત જ મેં પલંગમાં લંબાવ્યું. 'બેડસ્વિચ'ની બત્તી બંધ કરવા જતાં જ મારી નજર ટેબલ પર ગઈ. એક ટેલિગ્રામ પડયો હતો. કાગળ હોત તો અત્યારે વાંચ્યા વિનાજ હું સુઇ જાત. પણ તારને વાંચવાની ઉત્સુકતા ઊંઘ કરતાં પ્રબળ બની. ઊભો થઇ મેં તાર લીધો. ફોડીને વાંચ્યો.

'Going Nairobi for business. Will return within a month. Nalin.'

તાર મેં ફરીથી વાંચ્યો. 'કેરિયો'થી તાર કરેલો હતો. નલિન કેરિયો ગયો હતો? ત્યાં શા માટે? કોઈ ઓળખાણ પિછાન વિના આટલા દિવસ એ રહ્યો ક્યાં? અને વળી સીધો નૈરોબી જાય છે! ઘડીભર મને તેના પર ગુસ્સો ચઢયો. અજાણ્યા પ્રદેશમાં આમ એકલા ફરવાથી એ વીમાનું શું કામ કરી શકશે? મને જો વાત કરી હોત તો મારા લાગતા-વળગતાઓ પર ભલામણ પત્ર પણ લખી આપત. વીમાના ધંધામાં લાગવગ અને ઓળખાણ સારો ભાગ ભજવે છે. તદ્દન નવા પ્રદેશમાં. ઓળખાણ અને લાગવગ વિના કામ કરનાર વીમાના દલાલો કે ઓર્ગેનાઇઝર ભાગ્યે જ સફળતા મેળવી શકે છે. અને આમ તેને એકલા જ જવું હતું તો મને જણાવીને ગયો હોત તો શું બગડી જવાનું હતું.

બીજી બાજુ હૃદયમાં આનંદ-પ્રવાહનો એક રેલો પણ વહેવા લાગ્યો. હું ખંડની બહાર દોડયો.

'કિશોરી! હિમુ! અરે, ક્યાં ગયાં?' મેં બૂમ પાડી.

બાગમાં ફરતાં ફરતાં બંને દાતણ કરતાં હતાં. બૂમ સાંભળતાં જ તે મારી પાસે દોડી આવ્યાં.

'કેમ?' કિશોરીએ મને પૂછયુ.

'તાર છે.'

'કોનો?'

'નલિનનો.'

'ભાઇનો! લાવો.'

તેણે મારા હાથમાંથી તાર ખેંચી લઇ વાંચવા માંડયો.

'શું લખે છે, મોટાં બહેન?' હિમુએ કિશોરીને પૂછયું.

જવાબમાં કિશોરીએ તાર હિમુના હાથમાં મૂકયો.

'કેરિયો ક્યાં આવ્યું ?' તાર વાંચી હિમુએ મને પૂછ્યું.

'કેનિયામાં.'

'ત્યાં ભાઈ શા માટે ગયા હશે ?' કિશોરીએ મને પૂછ્યું.

'કિશોરી અને હિમુ બંનેના મુખ પર આનંદ પ્રસરી ગયો હતો. હિમુ તો એટલી ખુશ થઈ ગઈ હતી કે તાર વાંચી તેણે બે-ચાર ફૂદડી પણ ફરી લીધી. અને આનંદમાં જ તેણે બૉયને બૂમ પાડી. તરત જ બૉય હાજર થયો.

'બૉય ! એ બૉય ! ભાઈ મળી ગયા !!'

અને બૉયનો હાથ પકડી તેને પણ બે-ચાર ફૂદડી ફેરવી દીધો. બૉય આભો બની ગયો. તેને કંઈ જ સમજ ન પડી. તેણે મારી સામે જોયું.

'શાવરી ગાની ?' (શું બાબત છે ?') તેણે મને પૂછ્યું.

'અપના ઇકો શાવરી. કવેન્ડયા.' (કંઇ જ બાબત નથી. જા.) મેં તેને કહ્યું.

તરતજ તે ચાલ્યો ગયો. હિમુનો આ ટોળ જોઈ કિશોરી પણ હસતી હતી.

'કેરિયો કેવડું છે ?' હિમુએ મને પૂછ્યું.

'તારા જેવડું.' મેં જવાબ આપ્યો.

કિશોરી હસી પડી. હિમુએ કૃત્રિમ ક્રોધ કરી મોં ચઢાવ્યું.

'એમાં ગિન્નાય છે શું ? તારા જેવડું એટલે નાનું.' કિશોરીએ હિમુને કહ્યું.

'અને 'એમના જેવડું'નો અર્થ શું થાય ?'

'મોટું, જબરજસ્ત.'

કિશોરીએ હાથના ચાળા કરી બતાવ્યા. અમે બધાં જ હસી પડયાં.

'તમે સૂઇ જાવ હવે, નહિ તો વળી શરીર બગાડશો.' કિશોરીએ થોડીવારે મને સૂચના કરી.

'મને એટલો બધો નાજુક માને છે ?'

'શેઠિયા બધા નાજુક ન હોય તોયે થવાનો પ્રયત્ન કરે છે.'

હું કંઇ દલીલ કરૂં તે પહેલાં હિમુ મારો હાથ પકડી મને મારા ખંડમાં તાણી ગઇ. મને પલંગ નજીક મૂકી તે ખંડની બહાર નીકળી. બારણું બંધ કરી આગળથી સાંકળ વાસી.

'રજા સિવાય બહાર નીકળવું નહિ.'

બારણાની નજીક 'રજા સિવાય અંદર આવવું નહિ' એવું પાટિયું માર્યું હોય અને તે વાંચતી હોય તેવી ઢબે હિમુ બોલી.

'ચાલ હવે.'

કિશોરીએ હિમુને કહ્યું. બંને પુનઃ બાગમાં ફરવા લાગ્યાં.



## જીનરીની મુલાકાત

એક દુકાન નજીક મેં મારી ગાડી થોભાવી.

નાનકડી ઝુંપડીમાં વસાવેલી એ દુકાન અને દુકાનદાર !

નેટિવ સ્ત્રી–પુરૂષનાં ટોળાં એ બંનેની સમક્ષ ઘૂમતાં હતાં. કાળી ચામડીની એ જંગલી પ્રજા સમક્ષ,દુકાન અને દુકાનદારના અસ્તિત્વની ચાવીઓ હતી. બંને એ ટોળામાં એકરૂપ બની ગયા જેવાં લાગતાં હતાં. દુકાનદાર ગુજરાતી હતો. શેનાના કપડાની એક સુરવાલ અને તે પર જાપાની રેશમનું એક ખમીસ, આ હતો તેનો પહેરવેશ હંમેશનો. શહેરમાં જવું હોય ત્યારે જ કોટ પાટલૂન વપરાતાં. વાળ પણ તે દિવસે જ વ્યવસ્થિત ઓળાતા.

હું મોટરની નીચે ઊતર્યો. મારી પાછળ કિશોરી પણ ઊતરી.

મોટરનો અવાજ સાંભળી દુકાનદારની સ્ત્રી બહાર ધસી આવી. પરંતુ મને જોતાં જ તે એટલી ઝડપે પાછી સરી ગઇ. છતાં મારી સાથે કિશોરીને જોતાં તે પોતાનું કુતૂહલ ન દાબી શકી. અંદરના બારણાની ફાટમાંથી તે કિશોરી તરફ તાકી રહી હતી.

હું દુકાન તરફ આગળ વધ્યો. દુકાનદાર મને ઓળખતો હતો. મને જોતાં જ ઉતાવળે તેણે ખુરશી ગોઠવી દીધી.

'આવો આવો.'

એમ કહેતાં તેણે કિશોરી માટે પણ બીજી ખુરશી નાંખી. ખુરશી નેટિવની બનાવટની હતી અને પ્રમાણ કરતાં ઘણી નીચી તથા સાંકડી પણ હતી. તે પર બેસવાનો અખતરો કરતાં પાટલૂનના ટાંકા તૂટવાનો ભય પૂરતો હતો. હું 'કાઉન્ટર' પર ગોઠવાયો.

કિશોરી હજુ દુકાનની બહાર ઊભી હતી. એક નેટિવ તરફ તેની નજર હતી. એક માણસ ઊભો હતો. બીજો તેની સામેથી આવ્યો અને બંનેએ હાથ મેળવ્યા.

'એ સુડા ઓઠીયાન્નું ?' આવનારે પૂછ્યું.

'બલુંગી, મામી.' બીજાએ જવાબ આપ્યો.

'આગાફાયો ?'

'બલુંગી.'

'આ વેકા બડી બઠિયા ?'

'બલુંગી.'

'વેવાડે મલીમું.'

'વેવાડે સેવો.'

'અંહ.'

'અંહ.'

આવનાર ચાલતો થયો. બંને સાંભળી શકે તેટલે દૂર, જનાર પહોંચ્યો ત્યાં સુધી તેમનું 'અંહ' એક બીજા પ્રત્યે ચાલુ જ રહ્યું. 'કેમ છે?' 'સારૂં છે' વગેરેનો જે શિષ્ટાચાર આપણામાં છે તેવો જ આ શિષ્ટાચાર આ જાતિમાં છે. અને તે એટલો રૂઢિમય બની ગયો છે કે, ગમે તેવા અગત્યના કે ઉતાવળને કામે જતો માણસ, બીજો માણસ મળતાં ઉપર પ્રમાણેનો શિષ્ટાચાર કર્યા વિના ખસેજ નહિ અને તેમનું 'અંહ' બંને સાંભળી શકે તેટલે દૂર પહોંચતા સુધી ચાલુ જ હોય. કામની અગત્યતા કરતાં શિષ્ટાચારની તેમને મન વધુ અગત્યતા લાગતી હશે. આ તેમની બિનજવાબદારીનો પ્રત્યક્ષ નમૂનો છે.

અંગ્રેજો પાસેથી ઉછીના લીધેલા શિષ્ટાચાર એ કાળી પ્રજામાં હજીયે માનવતા સિંચી શકયા નથી. માનવીની માનવી પ્રત્યેની ફરજો હજીયે શીખવી શકયા નથી. નીતિ, ધર્મ અને દયા જેવી વસ્તુઓની ઝાંખી પણ કરાવી શકયા નથી. શારીરિક ટાપટીપ અને વાણીમાં ભલે અંગ્રેજી સંસ્કૃતિ તેમને ઊંચે લઇ જવા મથતી, પરંતુ એ સંસ્કૃતિએ તેમને આત્મ ઉત્કર્ષનો માર્ગ આટલાં વર્ષોએ પણ નથી દેખાડયો. દેખાડી શકશે કે કેમ એ હજી શંકાસ્પદ છે.

શારીરિક આરોગ્ય અને વસ્ત્રોની ટાપટીપ, ભાષાની ચંચળતા અને નાજુકતા શીખવાના બદલામાં હિન્દે ઘણુંયે ગુમાવ્યું છે. આજે આ પ્રદેશની સ્થિતિ પણ ધીમે ધીમે એ ઉછીની વસ્તુઓનો બદલો ચૂકવતી હોય તેવી છે. પ્રકૃતિને ખોળે ખેલતી, સાદો અને પૌષ્ટિક જ, કુદરતી ખોરાક લેતી એ પ્રજા આજે શારીરિક સ્વાસ્થ્ય ગુમાવી રહી છે. તેમના પૂર્વજોનાં અલમસ્ત નિરોગી શરીરની સરખામણીમાં આજે તે માયકાંગલા બનતા જાય છે. માઇલોના માઇલોની મુસાફરી માત્ર પગે ચાલીને કરનાર પ્રજાને આજે બે માઇલ જવા માટે સાઇકલ કે ટેક્ષીની શોધ કરવી પડે

છે. પાંચ–પચાસ સ્ત્રીઓનો પતિ બની તેમની રક્ષા કરનાર પુરુષ આજે એક–બે સ્ત્રીઓની રક્ષા કરવાનું સામર્થ્ય પણ ગુમાવી બેઠો છે. ટૂંકે પાંચ–દસ શેર ખોરાક કે માંસ ખાનાર પ્રજાનાં માન-વીઓ, આજે માત્ર નવટાંક ઘઉંના આટામાંથી બનાવેલ 'બ્રેડ'થી ધરાઈ જાય છે. ઝાડની છાલ અને ચામડાનાં વસ્ત્ર પહેરીને આનંદ માનનાર પ્રજાને આજે માનચેસ્ટરની મિલનું 'શર્ટીંગ' પણ વજનદાર લાગે છે. પગરખાંને સ્વપ્નમાં પણ ન દેખનાર નેટિવ આજે વીસ–પચીસ શિલિંગના વિલાયતી બૂટની જોડી ખરીદતો થઈ ગયો છે. 'ગોગલ્સ' નાં ચશ્માં સિવાય આજે તેની આંખોએ ગરમી લાગે છે!

દુનિયાના કોઈ પણ દેશની સરખામણીમાં વસતિના પ્રમાણમાં સાઇકલની વપરાશ માટે યુગાન્ડા આજે પ્રથમ નંબરે છે. છેલ્લાં દશ વર્ષમાં, યુગાન્ડામાં આયાત થયેલી સાયકલોનો આંકડો જોતાં આ વસ્તુની સાબિતિ મળી જાય છે. તદ્દન જંગલી અવસ્થામાંથી, અંગ્રેજી સંસ્કૃતિને ઉછીની લઇને ઉપરના સોપાને જવા મથતી આ પ્રજા માત્ર મોજશોખમાં જ આગળ વધી છે. સાઈકલોની વપરાશ તેનો જ્વલંત દાખલો છે. એવો એક મોટો ભાગ આ દેશમાં છે, કે વસ્ત્રો વિના જો ચાલતું હોય તો તે ચલાવી લે, પરંતુ સાઈકલના પાછલા પંખા પર ચળકતું 'રિફ્લેકટર' અથવા જરાયે જરૂરિયાત વિના આગળના પંખા પર ફરતી ફરકડી ખરીદવા તે પૈસા ખર્ચવામાં તેની જરૂરિયાતનો વિચાર નહિ કરે.

હિન્દના પ્રમાણમાં, આ પ્રદેશની પ્રજાની ખરીદશક્તિ પણ અજબ છે. પૈસો ખર્ચી નાખવામાં આ પ્રજાને અરેરાટ થતો નથી. કારણ કે પૈસો ખર્ચવા માટે મોજશોખની વસ્તુઓ સિવાય પૈસા ખર્ચવાનો તેમને માટે બીજો માર્ગ નથી. કુદરતની તેમના પર અનહદ મહેરબાની છે. ફળાહાર તેમનો મુખ્ય ખોરાક છે

અને તે ફળ કુદરત તેમને ઘણી થોડી મહેનતે પૂરાં પાડે છે. ખોરાક માટે તેમને પૈસાની જરૂર નથી. રહેવાનું ઝુંપડુ બાંધવાનાં લાકડાંનાં જંગલમાં મૂલ્ય નથી. પાણી માટે ઠેરઠેર ઝરણાના પ્રવાહ અવિરત વહ્યે જાય છે. તેઓ કપાસ પકવે છે, કૉફી ઊછેરે છે, કઠોળનું વાવેતર પણ કરે છે, અને તેમાંથી તેમને પૈસાની આવક થાય છે. આ પૈસા વાપરવા માટેની મોહિની અન્ય પ્રજાઓએ તેમની સામે ખડી કરી મૂકી છે.

કિશોરી મારી નજીક આવી ઊભી. પેલા નેટિવના હુંકારા હજી ચાલુ જ હતા.

'શું જોઈ રહી છે?' મેં કિશોરીને પૂછ્યું.

'આ લોકો શું બોલે છે?'

મને પણ ભાષાની પૂરતી ખબર નહોતી. મેં પેલા દુકાનદાર તરફ જોયું. દુકાનદારને ભાષા ફરજિયાત શીખવી પડતી. ભાષા સિવાય પરચુરણ વેપારની શકયતા નહોતી. ગ્રાહકોને સંતોષકારક સમજૂતી આપવા માટે ભાષા સિવાય ન જ ચાલી શકે. એટલા માટે જ સારી ભાષા જાણનાર સારી રીતે વેપાર કરી શકતા.

'એ લોકોનામાં આ રિવાજ છે.' દુકાનદારે અમને સમજાવવા માંડયું: 'જયારે જયારે બે ઓળખીતા એકઠા થાય ત્યારે આ રીતે બોલ્યા પછી જ બીજી વાત શરૂ કરે. ઘણી વિવેકી જાત છે.'

બિચારા દુકાનદારને એની ખબર પણ કયાંથી હોય કે આ વિવેકના બદલામાં એ લોકોએ કેટલું બધું ગુમાવ્યું છે! એવા વિચાર કરવાની તેને જરૂર પણ નહિ જણાઇ હોય. સાંજ પડ્યે ગલ્લો ઉઘાડી વકરો ગણે; જે દિવસે સારો વેપાર થાય તે દિવસે તે બસ ખુશીમાં રાચતો હોય, ન થાય તે દિવસે ઉદાસ બની

જાય. માલ, વકરો અને ગલ્લો તેમાં તેની આખી વિચારસરણીનો અંત આવી જતો.

'મુંગાંએ મુફ્રૂંબા ચાઈ.' બાજુમાં ઊભેલા બૉયને દુકાનદારે કહ્યું.

ચા તૈયાર કરાવવાનો એ હુકમ હતો તે હું સમજી શક્યો.

'માફ કરો. ચા નથી પીવી. પાણી પીવા માટે જ અમે થોભ્યાં.' મેં કહ્યું.

'અરે! ચા પીધા વિના જવાય? પાણી પણ મંગાવું.'

'પણ અમે હમણાં જ જમીને નીકળ્યાં છીએ.'

'તો ચામાં શું ભાર વધી જવાનો છે?'

'જરાયે રુચિ નથી.'

'ચામાં વળી રુચિ કેવી?'

દિવસમાં પાંચ–પચીસ કપ ચા પિનારને રુચિની ખબર ન પણ હોય. અતિશયતા રુચિનો ભંગ કરે છે. અને પછી, જ્યારે જેટલું મળે એટલું ખાવું–પીવું કે વાપરવું, એ સ્વભાવ થઇ પડે છે.

'નકામો ત્રાસ થશે.'

'ચામાં વળી ત્રાસ શું? અને મારી દુકાને કયારે તમે થોભો છો? આજે થોભ્યા છો અને હું ચા પણ પીધા વિના જવા દઉં? તમને વધારે વખત નહિ રોકું. દશેક મિનિટમાં ચા તૈયાર.'

એમ કહેતાં, તેણે બૉયને ઉદ્દેશીને, અંદર ઊભેલી પોતાની પત્નીને જલ્દી ચા તૈયાર કરવાની સૂચના કરી.

ગુજરાત–કાઠિયાવાડની અતિથિસત્કારની ભાવનાનો પડઘો હજારો માઇલ દૂર વસનાર ગુજરાતી અને કાઠિયાવાડી પાડતો જ. અન્ય પ્રાંતિય પ્રજાનું ધ્યાન આ તરફ ખેંચાયા સિવાય ન રહેતું. ગમે તે જગ્યાએ જાવ; એક ગુજરાતી કે કાઠિયાવાડી હોય

અથવા અનેક હોય, તમને તે ઓળખતો હોય યા નહિ, પરંતુ જઇને ઊભા રહેતાં જ તમને ભાવનાભર્યો આદરસત્કાર જરૂર મળે. જમવાનો વખત ન હોય તો છેવટે ચા પીધા વિના તો તમને ત્યાંથી ન જ ખસવા દે.

દુકાનદારના આગ્રહ–દુરાગ્રહને હું ન તરછોડી શક્યો. અમારે ન છૂટકે થોભવું પડયું.

'જંગલની બધી દુકાનો આવી રીતની હશે?' કિશોરીએ મને પૂછ્યું.

'લગભગ આજ બાંધણીની. આગળના ભાગમાં દુકાન અને પાછળના ભાગમાં રહેઠાણ.'

'પાણી માટે શું સગવડ હોય છે?'

'બનતા સુધી તો મકાનનાં નેવાંનું પાણી એકઠું કરી રાખવાની ટાંકી હોય તેમાંથી જ વાપરે. અને વરસાદ થોડા થોડા દિવસોને અંતરે પડતો રહે એટલે ટાંકી ખાલી પણ ન થઇ જાય. તે સિવાય કેટલાક લોકો 'મુગા' (ઝરણ) નું પાણી એક ખાડો કરી એકઠું કરી રાખે તેમાંથી વાપરે.'

'એ પાણી તો ખરાબ પણ થઇ જાય.'

'એટલા માટે જ જંગલમાં વસતા માણસોમાં બીમારીનું પ્રમાણ વધુ છે. ઉપરાન્ત લીલોતરી અને ઠેરઠેર ઝરણ હોવાથી મેલેરિયસ મચ્છરનો ઉપદ્રવ પણ હોય છે. તંદુરસ્તી અને રહેવા પ્રત્યેની નિયમિતતામાં ઉદાસીન રહેનાર યુગાન્ડાના લોકો મેલેરિયાનો જલ્દી ભોગ બની જાય છે.'

'પાણીને ઉકાળીને જ વાપરે અને ઘરમાં મચ્છરદાનીનો ઉપયોગ કરે તો મેલેરિયા અટકાવી શકાય.'

'એ રીતે અટકાવે તો બીજી રીતે આવે. અહીંયાંનાં ફળફળાદિમાં પણ આછો મેલેરિયા છુપાયેલો છે. એટલે એક નહિ તો બીજે રસ્તે થોડા-વત્તા પ્રમાણમાં માણસના દેહમાં મેલેરિયા પ્રસરે જ છે. આ પ્રત્યે જો બેદરકારી સેવાય અને મેલેરિયા ઘર કરી બેસે તો તેમાંથી 'બ્લેક વૉટર' નામનો ભયંકર રોગ પેદા થાય છે. અને આ રોગમાં સપડાયા પછી માણસને બચવાની ઓછી આશા રાખી શકાય છે.'

'તો તો આફ્રિકા ઘણો ખરાબ ગણાય.'

'આખો આફ્રિકા નહિ. યુગાન્ડા જેટલો ખરાબ છે તેટલો જ કેનિયા ઉત્તમ છે. હવા-પાણીને માટે કેનિયામાં અમુક સ્થળો સિમલાને પણ ટપી જાય તેવાં છે. યુરોપિય પ્રજા એટલા માટે જ તે આખો 'કોલોની' પચાવી પડી છે. ખુદ આફ્રિકાના વતનીને એ જમીનમાં એક પણ ટુકડો નથી મળતો; હિન્દીઓને તો મળે જ ક્યાંથી? કેનિયાના 'હાઈલેન્ડ'માં માત્ર કમાઈ ખાવા મૂઠીભર હિન્દીઓ આજે એ સફેદ પ્રજાની આંખમાં ખૂંચે છે. એ 'હાઇલેન્ડ'માં વસતા 'સેટલર'નો મોટો ભાગ હિન્દમાંથી 'રિટાયર' થઇ, હિન્દની તિજોરીમાંથી હજારો રૂપિયાનું 'પેન્શન' ખાનાર અંગ્રેજો છે. હિન્દીઓ કઈ જગ્યાએ અંગ્રેજોની આંખમાં નથી ખૂંચ્યા?'

* * * *

જીનરીના ચોગાનમાં મારી મોટરે પ્રવેશ કર્યો. મોટરને દેખતાં ત્યાં કાયમી રહેતા 'સ્ટાફ'ના માણસોના પેટમાં તેલ રેડાયું. જીનરીથી થોડે દૂર 'સ્ટાફ'ને રહેવાનાં મકાનો બાંધેલાં હતાં. મકાનના ઓટલા પર એકઠા થઈ બધા માણસો પત્તાં રમવામાં તલ્લીન હતા. મને જોતાં પત્તાં સંતાડવાના તેમણે વ્યર્થ પ્રયત્ન કર્યાં. મોટરને હું ઓટલા નજીક લઈ ગયો. સર્વ ઓટલેથી ઊતરી મોટર નજીક આવ્યા.

કપાસની મોસમ શરૂ થવાને હજી થોડા દિવસની વાર હતી. મોસમ શરૂ થતાં પહેલાં બધી જ જીનરીઓ ઉપર ફરીને તેની સ્થિતિનો ખ્યાલ લઇ આવવાનો મારો રિવાજ હતો. મહિનાઓથી કામ સિવાય પડી રહેલી ફેક્ટરીને ચાલુ કરવામાં કેટલીક મહેનત પડતી. 'એ'જનિયર'ને થોડા દિવસ અગાઉ ફેક્ટરી પર રવાના કરવામાં આવતો. મોસમ શરૂ થતા પહેલાં તે જીનરીને બરાબર કરી દેતો.

તે ઉપરાંત બીજાં કેટલાંક કારણો પણ જીનરી પર જવાની ફર્જ પાડતાં. યુગાન્ડામાં કપાસ ખરીદવાની પદ્ધતિ જુદી જ છે. જીનરી ઉપરથી ખેડૂતોના રહેઠાણ તરફ લૉરી મોકલવામાં આવે. ખેડૂતો તેમાં પોતાનો કપાસ ભરી જીનરી પર આવે. ત્યાં તેમનો કપાસ તોળાય; તે પછી તેનો હિસાબ ચૂકવાય, તે પછી તેમને લઈ આવનાર લૉરી તેમને પાછા પોતાને રહેઠાણે પહોંચાડી આવે.

આ પ્રમાણેની કપાસની ખરીદીમાં પણ જગતનો સર્વવ્યાપી દલાલ (ચિરૂજી) તો હોય જ. ખેડૂતોમાં સારી લાગવગ ધરાવતા નેટિવો આ 'ચિરૂજી'નો ધંધો કરે છે. અભણ અને અર્ધજંગલી ખેડૂતોને તે 'ચિરૂજી'ઓ પોતાને ધારેલે રસ્તે દોરી શકે છે. અને સારી જેવી રકમ માત્ર થોડા જ વખતમાં પેદા કરી લે છે. મોસમ ઊઘડતાં પહેલાં આવા 'ચિરૂજી'ઓ માટે પડાપડી થાય છે. મુખ્યત્વે જીનરીનો 'બાયર' અથવા 'મેનેજર' આ કામ સંભાળી લે છે. પરંતુ કેટલીક વખત 'શેઠિયા' પણ આ 'ચિરૂજી'ઓની ખુશામતમાં લાગી જાય છે.

હું પણ આ 'શેઠિયાઓ'થી પર નહોતો. ખુશામતથી વિરૂદ્ધ હોવા છતાં, તેને વ્યાપારી કુશળતાનું એક અંગ ગણી ચલાવી લેતો. મોસમ ઊઘડતાં પહેલાં જીનરીઓ પર ફરીને આ 'ચિરૂજી-ઓ'નો બંદોબસ્ત જોવાની ખાસ ઇન્તેજારી રહેતી. કપાસની

આવકનો આધાર આ 'ચિરૂજી' હતા. અને નફાનું પ્રમાણ એ આવક ઉપર અવલંબતું.

આવાં કેટલાંય નાનાં–મોટાં કામોને અંગે મોસમ ઊઘડતાં પહેલાં જીનરી પર આવવું જ પડતું. કિશોરીએ મારી સાથે જીનરી પર આવવાની ઈચ્છા દર્શાવી; સાથે લાવવામાં મને વાંધો પણ નહોતો.

તપસ્વી પણ આવી જ સફરમાં જવાના હતા. હિમુ તેમની સાથે ચાલી ગઈ હતી. હિમુ અને તપસ્વીનો સંબંધ હવે ઘાઢ બની ગયો હતો. છેલ્લા કેટલાક દિવસથી તો દિવસનો મોટો ભાગ તે તપસ્વી સાથે જ પસાર કરતી હતી. 'ટેનિસ' રમવા તે તેમની સાથે જ કલબમાં ચાલી જતી. તપસ્વીના મકાનની પાછળના ચોગાનમાં 'બેડમિંગ્ટન કોર્ટ' બનાવેલો હતો. બંને એકલાં પણ કોઈક વખત ત્યાં રમ્યા કરતાં. તપસ્વી કમ્પાઉન્ડ છોડીને બહાર જવાના હોય ત્યારે હિમુ અવશ્ય તેમની સાથે જતી જ. બહારની મુસાફરીઓ મોટે ભાગે મોટરથી જ થતી. હિમુએ તેનો લાભ લીધો હતો. અને હવે તો તેણે મોટર હાંકવાનો સરકારી પરવાનો પણ મેળવી લીધો હતો.

તે બંને વચ્ચે વધતો જતો સંબંધ અમારાથી અજાણ્યો ન્હોતો. છતાં કિશોરી મૌન જ હતી. તે બાબત પર વિચાર કરવાની તેને આવશ્યકતા જ કેમ જાણે નહોતી લાગતી; કોઈક વખત તે સંબંધનું પદચ્છેદ કરવા હું તૈયાર થઈ જતો. પરંતુ રમેશચન્દ્રની અંતિમ ઈચ્છા યાદ આવતાં મારાથી અટકી જવાતું.

અમે બંને મોટરમાંથી નીચે ઊતર્યાં.

જીનરીની નજીકમાં જ ત્યાં કામ કરતા હિન્દી 'સ્ટાફ' માટે મકાનો બાંધેલાં હોય છે. ખાસ કરીને ત્રણ કુટુંબો રહી શકે એટલી વ્યવસ્થા રાખવી પડે છે. અહીંનાં મકાનો પ્રમાણમાં નાનાં

હતાં. ૭ ઓરડીઓની એક સીધી લાઇન હતી. આગળની બાજુએ એક ઓટલો હતો અને પાછળના ભાગમાં એક રસોડું તથા કોઠાર માટે નાની નાની ઓરડીઓ બાંધવામાં આવી હતી.

કાચી ઈંટો અને માટીથી બાંધેલાં આ મકાનો સુંદર તો નહોતાં જ પરંતુ 'ઠીક' કહી શકાય તેવાં પણ નહોતાં. ભીંતો પરના ચણતરના ખાડા ટેકરાને સરખા કરવાની દરકાર, બાંધતી વખતે લેવાઇ નહોતી, પરંતુ ચૂનાનો જાડો થર મારી દીધો હોવાથી સહેજ ઓછું બેડોળ લાગતું. જમીન પર પાથરેલો સિમેન્ટ પણ હવે ઊખડી રહેવા આવ્યો હતો. છતની જગ્યાએ વાપરેલું કંતાન, વરસાદ વખતે છાપરામાંથી ટપકતા પાણીથી કહોવાઇ ગયું હતું. અને તેનાં ચીંદરડાંનાં ઝુંમર ઓરડીઓમાં લટકતાં થઇ ગયાં હતાં.

જીનરીના મેનેજર તરીકે એક ગુજરાતી પટેલ કામ કરતો. તે અમને પોતાના બેઠકખંડમાં લઈ ગયો. મેનેજરનો આ ખંડ બધી જ ઓરડીઓમાં પ્રથમ નંબર લઈ જતો. ખંડને સુંદર બનાવવા માટે કોશિશ જરૂર કરેલી હતી. ભીંત પર તથા જમીન પર સિમેન્ટ બરાબર લગાવેલો હતો. છતમાં નવું જ કંતાન જડી દઇ તે પર તાજો ચૂનો મારી દીધો હતો. શોભાનું મુખ્ય અંગ ગણાતા થોડા ફોટા ભીંતો પર ચોડેલા હતા. તેમાં વૃદ્ધિ કરવા કેલેન્ડરનાં કેટલાંક ચિત્રોને પણ મઢાવીને ભીંત પર ટાંગી દીધાં હતાં. થોડી ખુરશીઓ અને એક ટેબલ પણ હતું. ખૂણામાં એક 'ચેસ્ટ ઓફ ડ્રૉઅર' ગોઠવ્યું હતું. તેના પર એક આરસો જડી દીધો હતો. એક ગ્રામોફોન અને તે પર પડેલી થોડી છૂટી 'રેકર્ડ' 'ડ્રૉઅર'ની શોભામાં સાથ આપતું હતું.

અમે બંનેએ ખુરશીઓ પર સ્થાન લીધું. મારી સાથે કિશોરીને જોઈ બહાર ઊભેલા 'બાયર', 'એંજિનિયર' અને

'ફિટર' વચ્ચે ચુપકીદીથી વાત થવા લાગી. મારું ધ્યાન એ તરફ દોરાયું.

'ઉપાડી લાવ્યા લાગે છે!' ફિટરે કહ્યું.

'શેઠિયા છે! ગમે તેમ નાચે! એ કરે તે ફેશનમાં ગણાય!' બાયર બોલ્યો.

'બાઈ કમ્પાલાની નથી લાગતી.' એંજિનિયરે અભિપ્રાય આપ્યો.

'દેશથી હમણાં શેઠને ત્યાં કોઈ બે આવી છે: એમાંની લાગે છે!'

વાત આગળ સાંભળું તે પહેલાં મેનેજર 'બીરૂ'ની બોટલ અને કાચના પ્યાલા લઈ આવ્યો. હું કમ્પાલાથી જીનરી પર આવું ત્યારે મુસાફરીના થાકમાંથી રાહત મેળવવાના બહાને, 'બીરૂ' ની લાલચ મારી સામે રજૂ કરવાનો રિવાજ દરેક જીનરી પર પડી ગયો હતો. આ રિવાજ પાડવામાં મારી સંમતિ નહોતી, પણ મૌનને સંમતિ સમજવામાં એક્કો બની જતો જીનરીનો 'સ્ટાફ' એ સમજી ગયો હતો.

'બીરૂ' નો પ્યાલો ભરી, તે ટેબલ પર મૂકી, મેં એક સિગારેટ સળગાવી. ખુરશી પર જરા આરામથી બેસી, બાજુએ ઊભેલા મેનેજરને મેં ખુરશી પર બેસવાનું સૂચન કર્યું. તે એક ખુરશી પર બેઠો.

'આ સાલ કેમ લાગે છે?' 'બીરૂ'નો ઘૂંટડો ભરતાં મેં તેને પૂછ્યું.

'માલ તો લેવાશે.' તેણે જવાબ આપ્યો.

'બાજુની જીનરીવાળા ગઈ સાલ બહુ માલ ખેંચી ગયા હતા તેવું આ સાલ ન બનવું જોઈએ.'

'આ સાલ તો ઊલટા સામાવાળાના 'ચિરૂજી' આપણે ખેંચ્યા છે. માલ સારા પ્રમાણમાં આવશે.'

'એકસેસ 'નું કેમ છે?'

'ગઈ સાલ જેટલું તો થશેજ. અહીંયાં પોલીસની લપ જરા વધારે પડતી થઇ ગઇ છે.'

'દાપું (લાંચ) નથી ચૂકવતા?'

'ચૂકવીએ છીએ.'

'તો 'ખીરૂ'ની બે પેટી વધારે વાપરો.'

'આ વખતે એવું કંઇક રાખવું જ પડશે.'

'રાખો, પણ 'એકસેસ' વધવું જ જોઇએ.'

આ 'એકસેસ' શબ્દનો એક ઇતિહાસ છે, કરૂણકહાણી છે. ગરીબ ખેડૂતોના શોણિતમાંથી તેની ઉત્પત્તિ થઇ છે, અને લિમિટેડ કોટન કમ્પનીઓના મેનેજીંગ ડાયરેકટરોની ખાનગી આવકના હિસાબમાં તેનો અંત આવે છે.

જીનરી ઉપર જ્યારે કપાસની ખરીદી ચાલે છે, ત્યારે આ 'એકસેસ' માટે 'બાયર' ખેડૂતોનાં ગળાં પર છૂરી ચલાવે છે. ટોળાબંધ માણસો તે પોતાની આજુબાજુ એકઠાં થવા દે છે. ઢગલાબંધ કપાસની ગુણી તે પોતાની ચોતરફ ખડકાવા દે છે. એક કાંટો (scale) વખારના બારણાની વચમાં લટકાવાય છે. તેનાથી કપાસની ગુણી અથવા પોટકાં તોળાવાનાં હોય છે.

કાંટા પર ઊભેલો માણસ એવા મોકા પર તોળવાનું શરૂ કરે છે, કે પોતાનો માલ પહેલો જોખાવવા માટે લોકો પડાપડ કરી મૂકે છે. બેથી ચાર મજૂરો આ 'બાયર'ની મદદમાં હોય છે. તેઓ ખેડૂતની ગુણી કે પોટકું કાંટામાં ભેરવે છે. કાંટો પૂરું

વજન બતાવે ન બતાવે ત્યાં તો, ટાંપીને ઊભેલા બે મજૂરો તેને કાંટાપરથી ઉતારી વખારમાં ફેંકી દે છે. તરત જ તે ગુણી કે પોટકાનો કપાસ વખારના કપાસ સાથે ભેળવી દેવામાં આવે છે. અને આતુરતાથી ઊભેલા ખેડૂતને 'સો ના સાઠ' કે એંશી રતલ કહેવામાં આવે છે. વજનનો આંકડો લખી 'બાયર' એ ટિકિટ ખેડૂતના હાથમાં મૂકે છે. ખેડૂત તે ચિઠ્ઠી લઇ 'કૅશિયર' પાસે જાય છે. '૭ પચ્ચાં ત્રીસ ને વધ્યા ગપ' જેવો હિસાબ કરી કૅશિયર ખેડૂતને પૈસા ચૂકવે છે. સાડાનવ શિલિંગે સો રતલના ભાવે પોતાના સડસઠ રતલનો હિસાબ કરતાં ખેડૂતને નથી આવડતું. હાથમાં આવેલા પૈસાની મુઠ્ઠી વાળી તેને ચાલ્યા જવું પડે છે. ખેડૂતો પર થતા આ જુલમ પર જાપ્તો રાખવા સરકાર પોતાના માણસોને મૂકે છે, પરંતુ તે માણસો ખેડૂતોને આ અપ્પરમાંથી બચાવી શકતા નથી.

વજન અને હિસાબની આ બે કાતિલ છૂરી ખેડૂતોની ગરદન પર ફરી વળે છે. ધાર્યા કરતાં થોડા પૈસા હાથ આવતાં તેને પોતાની જરૂરિયાતો પર કાપ મૂકવો પડે છે. છોકરાંને ઉઘાડા શરીરે જ ફરવા દેવાં પડે છે. સ્ત્રીના અને પોતાના કપડાંની જરૂરિયાતને ભૂલી જવી પડે છે. વરસાદથી ઝુંપડામાં પેસી જતું પાણી અટકાવવા માટે પતરાં નાંખવાના કરેલા વિચારને મારી નાખવો પડે છે. આશાના પાયા પર બાંધેલી ઇમારતોને તેને લાત મારી જમીનદોસ્ત કરવાની ફરજ પડે છે. બીજી બાજુ જીનરોને ત્યાં નવા નવા 'મૉડેલ'ની 'ડૉજ' 'ઓલ્ડસ્ મોબીલ' 'શૅવરોલેટ' અને 'સ્ટુડ્બેકર'ની મોટરકારો ઊભી રહેતી થઇ જાય છે. 'ડ્રીન્ક'ના ખર્ચનું પ્રમાણ વધે છે. મોજશોખનાં સાધનોમાં વધારો થાય છે. 'પાર્ટી' અને 'ડીનર' ગોઠવાય છે. ગાડી અને સ્ટીમરના 'ફર્સ્ટક્લાસ'ના આનંદ પર્યટનો ગોઠવાય છે.

જીનરીનો 'સ્ટાફ' પણ આમાંથી પોતાની હોશિયારી પ્રમાણે હાથ મારે છે. અને જીનરીના મેયર કે 'બાયર'ની પત્નીઓ નવી નવી ફેશનનાં ઘરેણાંવાળી બનતી જાય છે.

લાખ્ખો ગરીબ, અભણ અને અર્ધજંગલી ખેડૂતોની કરૂણ કંગાલિયત પર ગણ્યાગાંઠ્યા માણસો મોજ ઉડાવે છે. આધુનિક સમાજ-વ્યવસ્થા ન બદલાય ત્યાં સુધી આમ ચાલવાનું જ. ચલાવનારાઓ એ જાણે છે.

મારી શિથિલતા પણ હું અત્રે કબૂલ જ કરૂં છું, અનિતિથી આવતા ધનનો અસ્વીકાર કરવાનું મારામાં સામર્થ્ય નથી. મારી એ નિર્બળતા છે. કેટલીક વખત હું આ પ્રશ્ન પર વિચાર કરૂં છું ત્યારે કિશોરી અને રોશન મને યાદ આવે છે. કિશોરી કળા વેચીને પૈસા મેળવતી. રોશન રૂપ અને યૌવન વેચીને ધનપ્રાપ્તિ કરતી. 'ફરાસરોડ'ની વેશ્યાઓ પણ પોતાનું કંઇક આપીને જ દામ લેતી. ત્યારે જીનરો વગર મહેનતે, વગર બદલે પૈસા મેળવતા-શાહુકારી લૂંટ ચલાવતા. કિશોરી, રોશન અને વેશ્યાનું ધન જીનરો કરતાં ઊજળું નથી? જીનરો કરતાંયે તેમનો ધંધો વધુ પ્રમાણિક નથી?

સત્ય અને નીતિનો ઘમંડ રાખનાર એક પણ 'જીનર' 'બાયર' 'કૅશિયર' કે 'મેનેજર' 'એકસેસ'ના લોભમાંથી મુક્ત નહિ જ હોય.

કિશોરીને મેં આ 'એકસેસ' પુરાણ સંભળાવ્યું. તેને અરેરાટી છૂટી. મારા તરફ તે તાકી રહી.

'તમે પણ... ?' તેણે મને પૂછ્યું.

મેં જવાબમાં નીચું જોયું.

•

'રશ્મિકાન્ત, ગરીબ ખેડૂતોનાં નાગાં ભૂખ્યાં બાળકોની હાય એક દિવસ તમારી આ જીનરીઓ, તમારી આ મોટરકારો, તમારી આ મહેલાતો અને મોજશોખને ભસ્મિભૂત કરી દેશે.'

મારી પાસે દલીલ નહોતી. મેનેજર, કિશોરી સામે તાકી રહ્યો હતો. 'બાયર' બારણામાં ઊભો હતો. કિશોરીએ તેને અંદર બોલાવી એક ખુરશી પર બેસવા કહ્યું.

'ભાઇ, તમને કેટલો પગાર મળે છે ?' તેણે 'બાયર'ને પૂછ્યું.

'બસો શિલિંગ.' 'બાયરે' જવાબ આપ્યો.

'પ્રમાણિકપણે તમે 'બાયર'નું કામ ન કરી શકો ?'

'હા.'

'તો પછી છૂરી ફેરવવાનું મૂકી દો.'

'બાયરે' જવાબ ન આપ્યો. પ્રમાણિકપણે 'બાયર'નું કામ કરવાની સલાહ આપનાર કિશોરીને એ કયાંથી ખબર હોય કે 'એકસેસ' ન આપનાર 'બાયર' નોકરી વગરનો થઈ જાય છે. કેટલાક સંજોગોમાં તો નોકરીમાં રાખતી વખતે જ અમુક ટકા 'એકસેસ'નો લેખિત કરાર પણ લેવાય છે. જંજીરોમાં જકડાયેલો 'બાયર' પ્રમાણિકપણે પોતાનું કામ શી રીતે કરી શકે ?

'ચોરી તમે કરો છો, હજારો ગરીબ ખેડૂતોની હાય તમે માથે વહોરી લો છો, કોઇક વખત સરકારના ગુનેગાર બની જેલની કોટડીઓ તમે સેવો છો; અને તે અનીતિની કમાણી પર આવા શેઠિયાઓની મોટરો દોડે છે. તેમને માટે એરોપ્લેન ઊડે છે, મોજશોખ અને વૈભવનાં સાધનો તેમને માટે ઊભાં થાય છે. બદલામાં તમને માત્ર તમારા નિર્વાહનો ખર્ચ મળે છે. તમને પાંચ વર્ષે પણ હિન્દની સફર કરવાનો ખર્ચ પોષાતો નથી. તમારી—'

કિશોરી કેટલુંયે બોલી નાખત, પણ મેં આંખથી ઇશારો કરી તેને બોલતી અટકાવી.

'ચાલો જીનરી બતાવું.' મેં કિશોરીને કહ્યું.

'ચાલો.'

તે ઊભી થઇ ગઇ. પ્યાલામાં વધેલા 'બીર' નો ઘૂંટડો ભરી હું પણ ઊભો થઈ ગયો. અમે જીનરી તરફ ચાલ્યાં. અમારી પાછળ મેનેજર અને 'બાયર' પણ આવ્યા.

'આ સ્ટોર, અને તેને પેલે છેડે 'ઓપનર.' સ્ટોરમાંથી સીધો જ કપાસ 'ઓપનર' માં ચાલ્યો જાય.' સ્ટોરમાં પેસી 'ઓપનર' તરફ આગળ વધતાં, મેં કિશોરીને સમજાવવા માંડયું.

'આ 'ઓપનર.' ખેડૂતનો કપાસ આવે કે સીધો આ યંત્રમાં જાય. ત્યાં તેનાથી કપાસની અંદરનો કચરો સાફ થઈ જાય, અને પિલાવા માટે સુગમ થઈ પડે તેવો છૂટો પડી જાય.' યંત્ર નજીક આવી મેં સમજાવવા માંડયું.

'આ 'જીન' નાં યંત્રો.' અમે આગળ વધ્યાં. 'ઓપનર' થયેલો કપાસ આ યંત્રોમાં નંખાય અને રૂ તથા કપાસિયા જુદા પડે. પછી પેલા 'પ્રેસ'માં તેની ગાંસડી બંધાય.'

'ગાંસડી બધી વિલાયત જાય કે?' કિશોરીએ મને પૂછ્યું.

'હિન્દમાં પણ જાય. જાપાન, કેટલુંક રૂ અહીંથી ખરીદી જાય છે.'

'હિન્દમાં તો કપાસ ઘણો પાકે છે.'

'છતાં અહીંના રૂના 'સ્ટેપલ્સ' (રેસા) લાંબા હોવાથી ઝીણું કાપડ બનાવવા માટે અહીંનું રૂ વધારે સુગમ પડે છે. એટલે મિલોવાળા દેશના રૂ સાથે મિશ્રણ કરવા ઘણો મોટો જથ્થો ખરીદે છે.'

અમે 'એંજિન રૂમ'માં ગયાં. કપાસિયાનો મોટો જથ્થો 'એંજિન'ના 'બોયલર' પાસે પડયો હતો.

'આ અહીં કેમ વેરાયલા પડયા છે?' કિશોરીએ પૂછ્યું.

'રેલ્વે સ્ટેશન કે વિકટોરીયા સરોવરના બંદરોથી જે જીનરીઓ દૂર છે તેના કપાસિયા 'બોયલર'માં બાળવાના ઉપયોગમાં જ લેવાય છે. નજીકના હોય તો વિદેશ ચઢે છે.'

'ખેડૂતો ઢોર માટે નથી લઈ જતા?'

'અહીંનાં ઢોર કપાસિયા નથી ખાતાં.'

'કેમ?'

'હું કંઇ ઢોર છું તે ખબર પડે?'

હું હસી પડયો. કિશોરીથી પણ હસી દેવાયું.

'ઢોર પણ કપાસિયા ખાય તો બદલો આપે છે!'

કિશોરીએ મારા તરફ જોઇને કહ્યું. તેનો વ્યંગ હું સમજી ગયો. અસંબંધ રીતે ઉચ્ચારેલા આ વાકયને કદાચ મેનેજર કે 'બાયર' ન પણ સમજી શકયા હોય!

અમે 'એંજિન' જોતાં હતાં ત્યાં બહારના રસ્તા પર કંઇક કોલાહલ થતો હોય તેવો અવાજ આવ્યો. ઘણા માણસોનું ટોળું હશે એમ અવાજ ઉપરથી કળી શકાતું હતું.

'શું છે?' કિશોરીએ મને પૂછ્યું.

'ખબર નથી.' મેં જવાબ આપ્યો.

જીનરીનું મકાન રસ્તાની પડખે જ હતું. અમે બધાં બહાર આવ્યાં.

રસ્તા ઉપર નેટિવોનું જૂથ જામેલું હતું, અવાજ ત્યાંથી આવતો હતો. અમારી કુતૂહલવૃત્તિને દબાવી દેવાનું કારણ નહોતું. અમે બધાં રસ્તા તરફ વળ્યાં.



## દોષિત કોણ ?

સૃષ્ટિની ઉત્પત્તિ સાથે જ હિંસાનો જન્મ થયો હશે?

ઇતિહાસે જગત જોયું ત્યારથી હિંસા એ મનુષ્યનો સર્વવ્યાપી સ્વભાવ હોય એમ બધા જ ઈતિહાસો બોલે છે. તદ્દન જંગલી, અર્ધજંગલી કે સુધરેલી કહેવાતી દરેક જાતિઓના ઇતિહાસમાં હિંસા જ હિંસા ભરેલી છે. શાળાઓમાં ભણાવવામાં આવતા ઈતિહાસોમાં પણ પ્રધાનપદે હિંસાત્મક લડાઇઓ જ ભરેલી છે.

રસ્તા પર બે નેટિવો લડતા હતા. નજીવું જ કોઈ કારણ હતું. આ જાત જ્યારે લડવા તૈયાર થાય છે ત્યારે બોલાચાલી ઉપરથી મારામારી પર ઊતરી જતાં તેઓને વાર નથી લાગતી. અને એ મારામારીને જીવપર આવી જતાં પણ વિલંબ નથી લાગતો. વિચિત્રતા તો એ છે, બે માણસોની લડાઈમાં ત્યાં આવનાર ત્રીજો માણસ કારણ જાણ્યા સિવાય ગમે

તે પક્ષમાં લડાઈમાં જોડાઇ જાય છે. મુખ્યત્વે બળિયાના પક્ષમાં જ ભળવાની બધાંની રીત છે. આ લઢાઈનો અંત, જો કોઈ તટસ્થ વચ્ચે પડનાર નીકળે તો આવે. અને કાંતો દુર્બળ પક્ષ નાશી છૂટે તો આવે. હિંસા કે અહિંસાનાં સૂત્રોનો પ્રચાર પણ એ જાતમાં હશે કે કેમ એ શંકા છે. જંગલીપણાની માત્રા પર હિંસા અને અહિંસાનું તત્ત્વ આધાર રાખતું હશે ?

આ લડાઇ થોડી જ વારમાં શમી ગઇ. અમે 'ક્વૉર્ટર' તરફ પાછાં વળ્યાં. કેટલીક અગત્યની સૂચનાઓ મેં જીનરીના 'સ્ટાફ'ને આપી દીધી. 'અગત્યની' એટલે ચોરી કરીને છુપાવવાની, એવો અર્થ છેક આજે મને સમજાય છે. 'અગત્યની' અને 'ખાનગી' કહેવાતી વાતોનો મોટો ભાગ છળકપટ અને અસત્યોથી ભરપૂર હોય છે. નિખાલસતાને 'અગત્યની' જરૂર નથી, સત્યને 'ખાનગી'ની જરૂર નથી.

જરા ઠંડો પહોર થવા આવ્યો હતો. અમે મોટરમાં ગોઠવાયાં. કમ્પાલા લગભગ નેવું માઇલ દૂર હતું. મારે હિસાબે બે કલાકનો રસ્તો ગણાય. આજે કિશોરી સાથે હોવાથી એ રસ્તો ચાર કલાક પણ લે ! કેમ ? એ પ્રશ્નનો જવાબ આજેયે મારી પાસે નથી. અમે જીનરી પરથી રવાના થયાં. જીનરીના 'સ્ટાફે' અમારી પાછળ કંઈક સાચી-જૂઠી વાતો પણ કરી હશે !

કિશોરી અને હિમુ કમ્પાલામાં આવ્યા પછી કેટલીયે આવી વાતો કમ્પાલામાં પણ શરૂ થઈ ગઈ હતી. તપસ્વી, હિમાદ્રિ સાથે ફરતા એટલે તે પણ એ વાતોના ઉત્પાદનના ભાગીદાર બન્યા હતા. 'મોટાઓનાં મોટાં પોલ' એ દ્રષ્ટિએ જોવા ટેવાઇ ગયેલી જનતાને અમે બધાં ભ્રષ્ટ જ લાગતાં હોઇશું. મોટાઓમાં 'પોલ' નથી એમ મારો દાવો નથી, પણ દરેક મોટા ગણાતામાં એ 'પોલ' હોવું જ જોઇએ, એવો કોઈ નિયમ નથી. પરંતુ

કમ્પાલામાં હું કે બીજા ગમે તે 'જીનર'ના નામે ઓળખાતી વ્યક્તિઓ માટે 'પોલ'ની એકાદ વાત તો જનતામાં ચાલતી જ હોય. એ વાતોમાંથી કેટલી વાતો સાચી છે તે તો વાતો કરનાર પણ નહોતા જાણતા. મને નિંદા કરવાની કે સાંભળવાની આદત નથી, છતાં ન છૂટકે જ્યારે કંઈક સાંભળવું જ પડતું, ત્યારે મારાથી કહેનારની મૂર્ખાઈ પર હસી જવાતું. 'ભાઇનામાં પોલ એટલે વાતને હસી જ કાઢે ને!' નિંદા કરનાર મારી પાછળ એમ કહેતા જ હશે એમ મને ખાત્રી હતી.

રસ્તામાં આવતી ખીણો અને પહાડીઓનું નિરીક્ષણ કરતાં, વખતો વખત મોટરને થોભાવી, જંગલનાં રમણિય દ્રશ્યોનું સૌંન્દર્ય પીતાં, અમે સાંજે મોડા કમ્પાલા પહોંચ્યાં. નવેક વાગ્યા હતા, મોટરમાંથી ઊતરી અમે બંને મારા ખંડમાં ગયાં. કપડાં બદલી, ગરમ પાણીથી હાથ-પગ મોં ધોઈ જમવાનું લાવવા મેં પીસીને સૂચના કરી.

'હિમુ કેમ ન આવી અત્યાર સુધી?' કિશોરીએ મને સ્હેજ પૂછ્યું.

'કદાચ મોડી આવશે.' મેં જવાબ આપ્યો.

'જમી લેશે પણ તપસ્વી સાથે, કેમ?'

'શું વાંધો છે?'

'મોડી આવે તો સૂઈ પણ ત્યાં રહેશે?'

'તપસ્વીનો સહારો છોડી એ અહીં આવે તેમ કયાં છે?'

'મને હિમુના આ ચેનચાળા પસંદ નથી.'

કિશોરીના મોં પર શંકાની આછી વાદળી ફરકી ગઈ. આજ પર્યંત મૌન રહેલી કિશોરીના વિચારોનો પડઘો આજે સંભળાયો.

'તેમાં ખરાબ પણ શું છે?'

'તપસ્વી આખરે તો પુરુષ છે ને ?'

'હા.'

'પ્રતિષ્ઠિત છે, ધનવાન્ છે, કદાચ કુળવાન પણ હશે !'

'બનવાયોગ્ય છે.'

'હિમુએ આ વસ્તુ સમજવી જોઇએ.'

'પ્રતિષ્ઠિત, ધનવાન અને કુળવાન બધા ખરાબ હોય છે?'

'હું એમ કહેવા નથી માગતી.'

'તો!'

'નૈતિક હિંમત ધરાવનાર બહુ ઓછા હોય છે.'

'એટલે ?'

'તમને ખબર છે અમે કોણ છીએ?'

'હા.'

'તપસ્વીને ખબર છે અમે વારાંગનાની છોકરીઓ છીએ!'

'કદાચ નહિ હોય!'

'હિમુ આ વાતથી અણજાણ છે. તેનાથી આ વસ્તુ જાણી-જોઇને છુપાવવામાં આવી છે.'

'મને બધી જ ખબર છે.'

'હિમાદ્રિને મારે એક આદર્શ ગૃહિણી બનાવવી છે.'

'તે પણ હું જાણું છું.'

'તપસ્વી સાથે હિમુ જોડાઈ શકે ?'

'અશક્ય નથી.'

'હું અશક્ય માનું છું. હિમુ એક વારાંગનાની પુત્રી છે, તે જાણ્યા પછી તપસ્વી હિમુને બોલાવતાંયે અચકાશે.'

'એમ તું શા પરથી કલ્પી લે છે!'

'મેં તપસ્વીને જોયા છે. તેમનું નિરીક્ષણ કર્યું છે. હું માનસશાસ્ત્રી નથી, પરંતુ કેટલાયે પુરુષોના સંસર્ગમાં આવી છું. મારા અનુભવે મને પુરુષનું માનસ ઓળખતાં શીખવ્યું છે. તમે કદાચ તેમના માનસ પ્રત્યે દુર્લક્ષ બતાવ્યું હશે. હિમુને જોતાં જ તેમની આંખોની ચમક બદલાઈ જાય છે, તેમના મુખભાવમાં વિચિત્ર સુંવાળપ આવી જાય છે. હિમુના સ્પર્શે તેમનાં રૂંવાં જરા ટટ્ટાર બની જાય છે, વર્તનમાં જરાક ઘેલપણ ઉમેરાય છે, અને આ બધાને છુપાવવા તે ખૂબ કાળજી રાખે છે. પુરુષના દિલના કોમળ ભાવ તે બીજા પુરુષથી સંતાડી શકે; સ્ત્રી એક પલકારામાં સમજી શકે છે. તેમાંયે તમારા જેવા રૂના વેપારી કરતાં કદાચ મારા જેવી નર્તકી સો ટકા આગળ નંબર લઈ જાય.'

છેલ્લું વાક્ય બોલતાં કિશોરીના મુખ પર આછું સ્મિત ફરકી ગયું. હું વિચારમાં પડી ગયો. તપસ્વી ખરાબ હોઈ શકે? બની શકે!

'જે પુરુષના હૃદયમાં તપસ્વીના જેવી ભાવના ઊઠે તે બધા જ ખરાબ ધારી લેવા?' મેં પૂછ્યું.

'એવી ભાવનાઓ છુપાવતા ફરનારને તો તેથીયે વધુ દુષ્ટ.'

'તારી આ 'થિયરી' મને ન સમજાઇ.'

'નહિ સમજાય; કારણ કે તમે નર્તકી નથી, રૂપજીવિની નથી. કાન્ત, રૂના વેપારીઓથી તો દુનિયાની બીજી ઘણી વસ્તુઓ નહિ સમજાય. તમને સમજાશે પૈસા બનાવવાનું, અને એને લગતું બીજું થોડું.'

પુનઃ તેના મુખ પર સ્મિત ફરકી ગયું. કિશોરી આમ બોલી મારૂં અપમાન નહોતી કરતી? પણ એમાં સ્મિત હતું. સ્મિતપૂર્ણ અપમાન કાં તો મીઠો ઠપકો હોય, કાં તો ઉપહાસ.

પીસી રસોઇની ત્રણ થાળી બનાવી ટેબલ ઉપર મૂકી ગયો.

'ત્રણ થાળી કેમ લાવ્યો ? લઇ જા એક પાછી.' મેં પીસીને સ્વાહીલીમાં કહ્યું.

'માણસ ત્રણ નથી ?' તેણે સામો બચાવ કર્યો.

'તારી આંખો ફૂટી ગઇ છે. અમે બેજ છીએ.'

'નાની બહેન પેલા ખંડમાં સૂતાં છે. તે નથી જમવાનાં ?'

'નાનીબહેન ? કયારનાં આવ્યાં છે ?'

'એકાદ કલાક થયો.'

'આવીને સૂઇ જ ગયાં છે ?'

'હા, તરતજ. મેં હાથ–પગ ધોવા પાણી આપ્યું પણ ના પાડી. તાવ આવ્યો છે એમ પૂછ્યું તો કહે, ના. બસ કપડાં બદલ્યા વિના જ સૂઈ ગયાં છે.'

'બસ, તું જા.'

મેં પીસીને રવાના કર્યો–કિશોરી હજી ભાષા પૂરી સમજી શકતી નહોતી. તેણે મને પૂછ્યું:

'શું બાબત છે ?'

'હિમુ આવીને સીધી જ કપડાં પણ બદલ્યા વિના સૂઈ ગઇ છે !'

'કેમ, બીમાર પડી ?'

'ના.'

અમે બંને ઊભાં થઇ ગયાં. કિશોરી અને હિમુ મારાથી ત્રીજા ઓરડામાં હંમેશાં સૂતાં. અમે તે બાજુ ગયાં. ઓરડાનું બારણું ખુલ્લું હતું. બત્તી બંધ હતી. મેં બટન દબાવી બત્તી કરી. હિમુ પલંગ પર અસ્વસ્થ પડી હતી. માથાના વાળ વિખરાયેલા હતા. વાળની લટો ઓસીકા ઉપર વેરાઇ હતી. વક્ષઃસ્થળ પરનાં

કપડાંનું ઠેકાણું નહોતું. સાળુ વેરણુખેરણુ થયું હતું. એક પગ પલંગ પર અને બીજો અર્ધ લટકતો હતો, સાળુનો મોટો પાલવ જમીન પર લટકતો પડયો હતો.

હું અને કિશોરી બંને તેની નજીક ધસી ગયાં.

હિમુની આંખો ખુલ્લી હતી. રોઈ રોઇને ભવાં રાતાં થઈ ગયાં હતાં. આંસુના રેલા ગાલ પર સુકાઈ ગયા હતા, તેના સ્પષ્ટ ચિહ્નો હજી દેખાતાં હતાં. હજીયે ગળામાં ડૂમો ભરેલો હતો. તેને રોવું હતું પણ હવે રોવાનું નહોતું. નેત્રનો અશ્રુપ્રવાહ ખલાસ થઈ ગયો હતો. કંઠમાંથી અવાજ અટકી પડયો હતો.

'હિમુ, બહેન, શું થઈ ગયું ?'

હિમાદ્રિનું દયામણું મુખ જોઇ કિશોરીનું હૃદય કઠિન ન રહી શકયું. તેની આંખમાં પણ ઝળઝળિયાં આવી ગયાં. હિમુને માથે હાથ ફેરવતી તે પલંગ પર બેસી પડી. હું પણ જરા ગભરાયો. કંઈક અમાંગલિક વસ્તુ બની ગઇ છે એ હું તરત જ સમજી ગયો.

'હિમુ, શું થાય છે તને ?'

મેં પૂછયું. પણ હિમુએ જવાબ ન આપ્યો. આંખનું જરાય મટકું માર્યા સિવાય તે ઘડીમાં મારા તરફ અને ઘડીમાં કિશોરી તરફ દયા દષ્ટિએ જોઈ રહી. મેં તેના કપાળે હાથ મૂકયો. તાવ ભરાતો હતો.

'ડૉકટરને બોલાવું ?' મેં કિશોરીને પૂછ્યું.

'તાવ છે, કદાચ જરૂર પડશે.' કિશોરીએ આંસુ લૂછતાં કહ્યું.

'હું ડૉકટરને ફોન કરવા ખંડની બહાર નીકળ્યો. તરતજ હિમાદ્રિ બેઠી થઇ બૂમ પાડી ઊઠી:

'ડોકટરને ના બોલાવશો ? જરૂર નથી.'

હું પાછો વળ્યો. હિમુ પાછી સૂઇ ગઈ.

'તને શું થાય છે, બહેન ?'

કિશોરીએ પુનઃ તેના વાળ હાથથી ઠીક કરતાં પૂછ્યું. હિમુએ જવાબ ન આપ્યો. પાસુ બદલી તે બીજી બાજુનું મોં ફેરવી સૂઇ ગઈ. કિશોરીને ડૉકટરને બોલાવવાનું ઠીક લાગ્યું. તેણે મને આંખથી ઇશારત કરી. હું ખંડની બહાર ગયો. મારા ખંડમાં જઈ મેં ડૉકટરને ટેલિફોન કર્યો.

થોડીજ વારમાં ડૉકટર આવી પહોંચ્યા.

'સાહેબજી, મિસ્ટર રશ્મિકાન્ત.'

ખંડમાં પ્રવેશતાં તે બોલ્યા. મેં સામે સાહેબજી કરી હાથ મિલાવ્યા. કિશોરી હિમુના પલંગ પરથી ઊભી થઈ ગઇ, ડૉકટર હિમુની નજીક ગયા. તેમણે તેનો હાથ પકડયો.

'કયારનો તાવ આવે છે ?'

'બપોરના તો મિસ્ટર તપસ્વી સાથે જીનરી પર ગઈ હતી. કયારે આવી એ પણ અમને ખબર નથી. બોલતી પણ નથી! શું ખબર પડે ?'

ડૉકટરની ચપળ આંખોએ હિમુની મનોસ્થિતિ સ્હમજી લીધી.

'શું થાય છે તમને ?' ડૉકટરે હિમુને પૂછ્યું.

હિમુ નિરૂત્તરજ રહી. ડૉકટરનો સ્પર્શ ન ગમતો હોય તેમ તેણે તેમના હાથમાંથી હાથ છોડાવી લીધો. જરા દૂર પણ ખસી. હિમુનો સંકોચ દૂર કરવા ડૉકટરે અમને કહ્યું:

'તમે જરા બહાર જશો ?'

હું વિના બોલ્યે જ બહાર જવા લાગ્યો.

'તમે પણ.'

સ્તબ્ધપણે ઊભેલી કિશોરીને પણ ડૉકટરે ટકોર કરી. અમે બંને ખંડની બહાર નીકળી ગયાં.

*   *   *

' એકદમ શું થઈ ગયું હશે ? તપસ્વી પણ આમ એકલી જ મૂકીને ભાગી ગયા !' તપસ્વી પ્રત્યે અણગમો આવ્યો હોય તેમ તેણે એક મર્મ પ્રશ્ન કર્યો.

હું મૌન રહ્યો.

' આપણે તપસ્વીને ફોન તો કરીએ.' ફરીથી તે બોલી.

' શું પૂછવું છે ? '

' હિમુને શું થયું છે ? અને આમ મૂકીને કેમ ભાગી ગયા ? '

' થોડી વાર થોભી જા. ડૉકટર શું કહે છે તે સાંભળ.'

તે શાન્ત થઇ ગઇ. હું વિચાર કરતો હતો. મારા મગજમાં એક બહુ વિચિત્ર કલ્પના આવી ગઇ. મારી એ કલ્પના સાચી હતી તે હું પાછળથી જોઈ શકયો.

ડૉકટરે તપાસ્યા પછી અમને જણાવ્યું કે, હિમુના જીવનની આ એક ગંભીર ભૂલ છે. કંઈ જ ગભરાવાને કારણ નથી. બાદ ડૉકટર થોડીક સૂચનાઓ આપી ચાલ્યા ગયા.

હું અને કિશોરી પરિસ્થિતિ સ્હમજી ગયાં. અમારાં મગજ બહેર મારી ગયાં. કિશોરી ગુસ્સાથી લાલચોળ બની ગઇ. હિમુ તરફ એક તિરસ્કારયુક્ત નજર નાંખી તે ખંડની બહાર ચાલી ગઇ.

હું હિમુના પલંગ નજીક જઇ ઊભો. તેના ગૌર દેહ સૌષ્ઠવ તરફ ઘડીભર દૃષ્ટિ કરી. આવો રૂપાળો દેહ હોય, સંપૂર્ણ સ્વતંત્રતા હોય, ખીલતી જુવાની હોય, એક પુરુષ હોય, એક

સ્ત્રી હોય, એકાન્ત હોય, હું આગળ ન વિચારી શકયો. ન તો હિમુ પર ગુસ્સે થઈ શકયો કે, ન તો તપસ્વી પર.

'હિમાદ્રિ, તેં ઘણું ખરાબ કર્યું.' હું તેના પલંગ પર બેઠો. હિમુના કંઠમાંથી એક ડૂસકું નીકળ્યું, બે નીકળ્યાં; અને પછી તો તેની પરંપરા ચાલી. મેં તેના કપાળ પર હાથ મૂકયો.

* * *

મારા એક મિત્રે એક વખત મને કહેલું કે જે દેશોમાં કાયદેસરના વેશ્યાવાડા નથી, તે દેશની બહેન–દીકરીઓનાં શિયળ સદાય ભયમાં સમજવાં.

એ મિત્રને તે દિવસે મેં હસી કાઢેલા. આજે મને તેમના એ કથનનું તથ્ય સમજાયું. આખા પૂર્વ આફ્રિકામાં આજે એક પણ કાયદેસરનો વેશ્યાવાડો નથી. સરકાર કદાચ એમ માનતી હોય કે આફ્રિકામાં વસતા બધા જ સાધુઓ છે તો તે તેની ભયંકર ભૂલ છે. સાધુઓના વાસમાં પણ ગણિકાઓની આવશ્યકતા રહેતી. સૃજન જૂની કેટલીક પ્રથાઓમાં વેશ્યાવૃત્તિ એક મહત્વની પ્રથા છે. જગતના એકેએક દેશમાં તેને ઓછુંવત્તું સ્થાન છે.

એ ખરાબ છે, દુષ્ટ છે, અનિષ્ટ છે, નિંદનીય છે, એ વિષે હજી સુધી બેમત નથી. આપણા અને પરદેશીઓના ઈતિહાસ તપાસતાં માલમ પડી આવે છે કે, અનાદિ કાળથી આ વેશ્યાવૃત્તિને તિરસ્કૃત ગણવામાં આવી છે. વ્યક્તિગત રીતે અનેક માણસોએ તેનો સામનો કર્યો છે. અનેક સમ્રાટોએ તેમનું જડમૂળ કાઢી નાખવા શકિતઓનો વ્યય કર્યો છે. અનેક સામાજિક સંસ્થાઓએ તેને તિરસ્કારી કાઢી છે. અને ધર્મ સંસ્થાઓએ તો આજ પર્યંત તેની સામે ઝુંબેશ ઉઠાવી તેનો સામનો કરવા ભારે પ્રયત્નો આદર્યા છે; પણ સર્વ નિષ્ફળ. કારણ કે બધાંએ વેશ્યાવાડા દૂર કરવા પ્રયત્નો કર્યાં છે; કોઇએ તેનાં મૂળ અને ઉત્પત્તિનો નાશ

કરવાનો વિચાર પણ નથી કર્યો. અને આજે એ વેશ્યાવૃત્તિ દિન-પ્રતિદિન આગળ વધતી જ જાય છે.

જે સ્થાનોમાં આજે વેશ્યાવાડા નથી, તે સ્થાનોના રહેવાસીઓની કામવૃત્તિઓનો નાશ નથી થયો. ખરાબ ગંધાતા પાણીના ખાબોચિયા પેઠે તે અંદર જ ગંધાયા કરે છે. વેશ્યાવૃત્તિથી હું યે વિરૂદ્ધ છું; છતાં એટલું તો માનું છું કે વધારા પડતી વાસનાઓનો ગંદવાડો વહી જવા માટે કોઈ રાહ તો જોઇએ જ. એ રાહ ન હોવાનાં અનિષ્ટ પરિણામો દરેકને પ્રત્યક્ષ દેખાશે. આબરૂદાર, કુળવાન, ધનવાન અને ધર્મસ્થંભો ગણાતાં, સમાજમાં ઉચ્ચ દરજ્જો ભોગવતાં કુટુંબો સુરક્ષિત નથી જ રહેતાં. કુમારિકાઓ અને વિધવાઓના ગર્ભપાત, અસંગત માનવીઓ સાથે આબરૂદાર કુટુંબની સ્ત્રીઓની ભાગાભાગી અને છૂપા અત્યાચાર, વેશ્યાવાડા ધરાવતાં સ્થળોએ પ્રમાણમાં ઓછા બનવા સંભવ છે.

અને આ પ્રદેશમાં તો એકાદ કાયદેસરનો વેશ્યાવાડો હોવો જરૂરી છે, આ સામે કંઈક કેટલાંને વાંધો હશે. સરકારને હશે કે કેમ એ ખબર નથી, પણ વાંધો ઉઠાવનારની પાસે વેશ્યા-વૃત્તિના અનિષ્ટ પરિણામો સિવાય બીજી દલીલો નથી. આ દેશમાં એવા કેટલાય માણસો છે કે, આર્થિક કારણોને અંગે પાંચ કે દસ દસ વર્ષ સુધી તેઓ પત્નીને પોતાની પાસે નથી બોલાવી શકતા. આ માણસોની વાસનાઓ અકુદરતી તો ન જ કહેવાય. તેના વહેણને સ્થાન જોઇએ. સામાજીક દરજ્જે ઉચ્ચ ગણાવા મથતી વ્યક્તિઓ આ કબૂલ નહિ કરે. કારણ કે આવી વાત કબૂલ કરતાં દરેકને શરમ લાગે છે. પરંતુ તેમના મકાનની પાછળની બારીએથી જ્યારે એકાદ હબસણ આજુબાજુ નજર ફેંકતી અંદર પ્રવેશ કરતી જોઈએ છીએ, ત્યારે જોનારને સચ્ચાઈની પ્રતીતિ થાય. પરંતુ આવું ભાગ્યે જ બને છે. હબસણની

દુર્ગંધ સહન કરવી એ અતિ કઠણ કામ છે. એટલે કેટલાકને વૃત્તિઓને કચડી નાખવી પડે છે, ઈચ્છાઓનો ધ્વંશ કરી નાંખવો પડે છે, હૃદયને મારી નાખવું પડે છે. આવો ભાગ મોટો છે. બાકી રહ્યો હજી એક ભાગ: જેમને વૃત્તિઓ ઉપર જરાયે કાબૂ નથી, વાસનાની હદને જે સમજી શકતા નથી, નીતિ અનીતિનો જેને ડર નથી, લાંબા વિચાર કરવાની જેને આવશ્યકતા નથી જણાતી. આ વર્ગ આબરૂદાર કુટુંબોમાં ઘૂસવાના રસ્તા શોધતો ફરે છે. સફળ ન થાય તો બદનામ થાય.

પત્નીને દેશમાં રાખતા આ 'વાંઢા'ઓ ઉપરાંત એક મુખ્ય વર્ગ બાકી રહે છે. જેની પાસે ધન છે, એ ધનથી કમાયેલી આબરૂ છે, દુષ્કૃત્યો ઉપર ઢાંકવા માટે જેની પાસે એ આબરૂના પિછોડા છે, નિંદાને બંધ કરવાની સત્તા છે, એ બધી સગવડો માટે મોટરકાર છે; બીજાને દબાવી દેવા જેટલી સરકારી અમલદારોમાં લાગવગ છે; આ નિરંકુશ વર્ગ સૌથી પહેલો આવે છે. આર્થિક તંગી ભોગવતા માણસો, રોટલો ટળી જવાની બીકે આડે અવળે માર્ગે જતાં ગભરાય છે, સામાજિક દરજ્જો પણ તેને નડે છે. આવા કેટલાયે અવરોધ તેમને રોકે છે. આ વર્ગ જેટલો બદમાશ થાય છે તેના દસ ટકા યે દોષિત નથી હોતો, પરંતુ ઉપલો નિરંકુશ વર્ગ રાત પડયે કેટલીય 'રોશનો' અને કેટલાય આબરૂદાર કુટુંબોમાં ઝેરનાં બીજ વાવી આવે છે.

એમાંનું એકાદ બીજ જ્યારે પડકાર કરે છે, ત્યારે સમાજ થોડા દિવસ ખળભળી ઊઠે છે. સરકાર થોડી આઘી–પાછી થાય છે અને એકાદ નિર્દોષ ગરીબડું હાથ લાગી જાય છે, તો દોષનો ઢગલો તેને માથે નાંખી દેતાં કોઇ અચકાતું નથી! સમાજ એ આખા ગરીબડા વર્ગને નિંદે છે. સરકાર એ આખા વર્ગ પર જાપ્તો રાખવાનો ડોળ કરે છે!

*　　*　　*

'હિમુ, તપસ્વીએ તને ફસાવી ?'

તેના પલંગ પર બેસતાં મેં પૂછ્યું. તેણે જવાબ ન આપ્યો. શરમથી તેણે પોતાનું મોં બ્લેન્કેટમાં છુપાવી દીધું.

'તપસ્વીને તેના અપરાધની શિક્ષા જરૂર આપીશ.' મેં હિમુને સંભળાવવા કહ્યું.

'ના, એમાં એમનો દોષ નથી.'

'તો, તારો દોષ છે ?'

'બંનેનો.'

હું ચૂપ રહ્યો. દોષ માટે શિક્ષા નિર્માણ જ કરેલી હોય તો બંનેને શિક્ષા ન થવી જોઇએ ? હિમુએ સત્ય ન બતાવ્યું હોત તો તપસ્વી એકલાને જ ગુનેગાર ગણત. તે સામે કદાચ ઉઘાડી કે ખાનગી રીતે હું સખ્ત વેર લેત. આવા પ્રસંગોમાં દરેકને પ્રથમ પુરુષ જ ગુનેગાર લાગે છે. એ પુરુષ જેટલી જ બલ્કે કોઇક પ્રસંગે પુરુષ કરતાં સ્ત્રી વધુ દોષિત હોય છે તેનો ખ્યાલ પણ કોઇ નથી કરતું. મને રમા યાદ આવી. નલિનથી કંટાળી તે આડે માર્ગે દોરાઇ. આજે તપસ્વીથી આકર્ષાઈ હિમુ એજ માર્ગે દોડે છે. બંનેના પ્રસંગોમાં વિરૂદ્ધતા હતી. છતાં બંનેના માર્ગમાં સામ્ય હતું. રમા અને નલિન, હિમુ અને તપસ્વી; આમાંથી કોણ ગુનેગાર–દોષિત સમજવાં ?

અને ગુનેગાર પકડાય તો તેની શિક્ષા શું હતી? લગ્ન !

શું આ બધાં લગ્નની શિક્ષા મેળવવા ઇચ્છતાં હતાં. ?

'હિમુ, ઊઠ. જમી લે.' થોડીવારે હું બોલ્યો.

'મારે નથી જમવું. મને ન બોલાવશો.'

મેં તેને વધારે આગ્રહ ન કર્યો. હું ઊઠીને બહાર ચાલ્યો ગયો. કિશોરી મારા ખંડમાં જઇ ખુરશી પર બેઠી હતી. કંઇ

ઊંડા વિચારમાં ઊતરી ગઇ હોય તેમ તે શાન્ત અને સ્થિર હતી. બાજુના ટેબલ પર જમવાનું ઠરી રહ્યું હતું. હું ખંડમાં આવ્યો

'ચાલ, જમી લઇએ.' મેં કહ્યું.

'હવે નથી જમવું.' તે બોલી.

'કેમ ?'

'મારી રુચિ મરી ગઈ છે.'

'તો બૉયને કહું 'સાની' લઇ જાય ?'

'તમે ?'

'મારે પણ નથી જમવું.'

'લાવો, હું થોડું જમી લઇશ.'

અમે બંને જમવા બેઠાં. થોડુંકજ જમી કિશોરીએ હાથ ધોઇ નાખ્યા.

જમી રહ્યા પછી કિશોરી પુનઃ શાન્ત બની બેસી રહી.

'શું વિચાર કરે છે ?'

'પુરુષ જાતિ પર મારો તિરસ્કાર વધતો જાય છે.'

'આમાં હિમુ પણ ગુનેગાર છે.'

'તો સ્વેચ્છાએ તે આ માર્ગે—'

'વિગતની મને ખબર નથી. હિમુ એકલા તપસ્વીને દોષિત હોવાનું ના પાડે છે.'

'તમે તેને પૂછી જોયું ?'

'હા.'

'તો આ કેમ બનવા પામ્યું ?'

'પુરુષ અને સ્ત્રી હોય, જુવાન હોય, રૂપાળાં હોય, એકાન્ત હોય—'

'બસ એ દલીલ ખોટી છે. હું અને તમે 'સ્ત્રી–પુરુષ' નથી? જુવાન નથી? સ્વરૂપવાન નથી? આપણે એકાન્ત નથી સેવ્યાં? તમે એમ માનો છો કે ગાયન–વાદનના અને નૃત્યના જલસાઓ વખતે મને ઉશ્કેરણી નથી થતી?

'નૃત્યના રસિયાઓની ભ્રમરો મેં નથી જોઇ? નોટોના થોકડા પગ પાસે નાખી યાચના કરતા પુરુષો મેં નથી જોયા?'

'હિમુને તારે ત્રાજવે નહિ તોળાય.'

'કેમ? એ સ્ત્રી નથી?

'એમ નહિ. એ નર્તકી નથી.'

'નર્તકીની બહેન તો છે ને?

'ના, પ્રોફેસર રમેશચંદ્રની લાડકી પુત્રી છે.'

'ચાલો.' એમ કહેતાં તે ઊઠી.

'ક્યાં?'

'મારે હિમુને કંઇ પૂછવું છે!'

'નીચે બેસ.' તેને અટકાવતાં મેં કહ્યું: 'તેને પૂછવાનો કંઈ અર્થ નથી. તેને સ્વમાનભંગ કરવામાં તું તેને નઠોર બનાવીશ. તારે હાથે જ તું તેને પુનઃ તે માર્ગે ધકેલી દઈશ. વડીલોનું મૌન એ મોટામાં મોટી શિક્ષા છે.'

કિશોરી પોતાની જગ્યાએ ગોઠવાઈ. હું ઊભો થઇ ટેલિફોન નજીક ગયો. તપસ્વીનો નંબર જોડી રિસિવર કાને ધરી ઊભો રહ્યો. થોડીવાર પછી સામેથી કોઈક બોલ્યું. કોણ બોલતો હતો એ હું સમજી શક્યો.

'તપસ્વી ઘેર નથી ?' મેં બૉયને પૂછ્યું.

'ના.' સામેથી જવાબ મળ્યો.

'ક્યાં ગયા છે ?'

'ખબર નથી. જીનરી પરથી આવ્યા પછી જમીને તરતજ ચાલ્યા ગયા છે.'

'ક્યારે પાછા ફરશે ?'

'કંઈ કહ્યું નથી.'

મેં રિસિવર મૂકી દીધું. કિશોરી મારા તરફ જોઈ રહી હતી

'શા માટે તપસ્વીને ફોન કર્યો ?'

'ખાલી જ.'

મેં તેને સીધો જવાબ ન આપ્યો. મારે તપસ્વીને કહેવું હતું. હિમુનું કૌમાર્ય તેં તોડયું છે. તારે એની સાથે લગ્ન કરવું પડશે. એ ચોકખું જ કહેત, હિમુ એક વારાંગનાની પુત્રી છે, એક નર્તકીની બહેન છે, અને છતાં તારે તેને પત્ની બનાવવી પડશે, એમાં નહિ ચાલે. હું બળજબરીએ તને એની સાથે પરણાવીશ. તેં એને મિત્રતા કરી હતી. મિત્રતા નિસ્વાર્થ હોવી જોઇએ. તું સ્વાર્થી છે. તેં એની સાથે મૈત્રિનો સંબંધ નથી રાખ્યો. તારે તેને પરણવું જ પડશે. પરંતુ અફસોસ! તે ન મળ્યો. ક્યાં ગયો હશે? મોં છુપાવવા! પણ કયાં સુધી છુપાવશે.?

હું જરા ગરમ થયો હતો. કેટલીક વખત મારી વિચારશક્તિ બહેર મારી જતી. અને તેમાંયે ઠંડા વાક્પ્રહાર મારાથી સહન ન થતા. તેવા વખતે હું અવિચારી કામ કરી દેતો. પાછળથી

જરૂર પસ્તાતો. કિશોરીના અવાજમાં મને એવી જ કંઈ ગંધ આવી. મારું મગજ હું કાબૂમાં ન રાખી શકયો.

'કિશોરી, તું બેસ. હું હમણાં જ આવું છું.'

'કયાં જાવ છો ?'

'જરા બહાર.'

'કેમ ?'

'પછીથી તને કહીશ.'

'તપસ્વીને ત્યાં તો નથી જતા ને ?'

'કદાચ પહેલો ત્યાં જઈશ. ઘેર નહિ હોય તો ગમે ત્યાંથી શોધી કાઢીશ. એને અહીં પકડી લાવીશ.'

'પછી ?'

'પછીનું પછી જોઈ લઈશ.'

'કેમ એકદમ ગુસ્સામાં આવી ગયા ?'

'એમ જ. તમે મારાં મહેમાનો છો. નલિન મને તમારી સોંપણી કરીને ગયો છે. હું નલિનને શું મોં બતાવીશ ? એ આવીને મને કહે: "બાયલા ! બે છોકરીઓનું રક્ષણ ન કરી શકયો ?" કિશોરી, તે દિવસે મારે આપઘાત કરવો પડે. હિમુને તપસ્વી સાથે પરણાવીશ.'

'આટલા માટે જવું છે ?'

'હા. હું ગમે ત્યાંથી તેને પકડી લાવીશ.'

'નથી જવાનું, નાચે બેસો.'

‘નહિ.’

‘હું કહું છું નીચે બેસો.” સત્તાવાહી અવાજે તે ગર્જી.
મેં તેના મુખ સામે જોયું. હું ખુરશી પર બેસી પડયો.

‘મારે હિમુને નથી પરણાવવી.’

બહુ જ ઠંડા અવાજે તે બોલી. હું તેના મુખ સામે જોઈ રહ્યો. ઘડી પહેલાં હિમુને આદર્શ ગૃહિણી બનેલી જોવા ઈચ્છતી કિશોરી કેમ બદલાઇ ગઈ?

‘કેમ?’

‘મારે તેને ગૃહિણી બનાવવી છે.’

‘પરણાવ્યા વિના ?’

‘પરણાવીશ. પણ કોઈ ધનિકને નહિ, કોઇ આબરૂદાર કહેવાતાને નહિ, કોઇ સત્તાધારીને નહિ. ધનિકોની પત્નીઓ ગૃહિણીઓ નથી બની શકતી. તેઓ માંદલી શેઠાણીઓ જ બની જાય છે. કાં તો સ્વચ્છંદપણે જીવન જીવતી, પતિની પણ માલિકણો બની જાય છે. કહેવાતા આબરૂદારોની પત્નીઓ પણ સાચી ગૃહિણીઓ નથી બની શકતી. સાચી ગૃહિણીઓ ગરીબોની ઝુંપડીઓમાં વસે છે. તેને મદ નથી, મસ્તી નથી, અભિમાન નથી, નાનમ નથી, કોઈના પ્રત્યે ખોટો તિરસ્કાર નથી. ચારિત્ર્યની તેને પૂરી કિંમત છે. તેના હૃદયમાં શુદ્ધ ભાવના છે, નિર્મળ પ્રેમ છે. રશ્મિકાન્ત, હિમુ કોઇ ગરીબની પત્ની બનશે.’

હું ચૂપ જ રહ્યો. મારે અભિપ્રાય આપવાનો હક્ક નહોતો. બોલવાને કારણ નહોતું.

ખુરશી પરથી ઊઠી હું હિમુવાળા ખંડ તરફ ગયો. ખંડનું બારણું બંધ હતું. મેં તે ખોલ્યું. હિમુ પથારીમાં નહોતી ! હું ચમક્યો. બત્તી બળતી હતી. આજુબાજુ નજર કરી. હિમુ ખંડમાં નહોતી. મેં બૂમ પાડીઃ

'હિમુ !'

જવાબ ન આવ્યો. કિશોરી દોડી આવી.

ખંડમાં હિમુને ન જોતાં કિશોરી પણ ચોંકી ગઈ, તેના મુખેથી પણ સાશ્ચર્ય પુછાઇ ગયું—

'હિમુ ક્યાં !?'



## દિલનો ઇકરાર

થોડા જ શબ્દોમાં હિમુની પ્રેમભક્તિ નીતરતી જોઈ શકાતી હતી.

એક કાગળનો ટુકડો લખી તેણે ટેબલ પર મૂકયો હતો.

"પૂ. મોટીબહેન,

આપના પ્રત્યે મને અનહદ માન છે; અપૂર્વ પ્રેમ છે. હું આપને મારૂં કાળું મોં નહિ બતાવી શકું. મને શોધશો નહિ. માફ કરજો. મને ખાત્રી છે તમે જરૂર મને માફ કરશો જ.

લ્હમારી, હિમુ."

વાંચીને કાગળનો ટુકડો મેં કિશોરી તરફ ધર્યો. તેણે તે વાંચ્યો. તેની આંખમાંથી અશ્રુ-બિન્દુ ખરી પડયાં. મૂંગે મૂંગી તે ખંડની બહાર ચાલી ગઇ. હું તેની પાછળ ગયો.

મારા ખંડમાં જઈ તેણે પલંગમાં પડતું નાંખ્યું. તેનો કંઠ રૂંધાઈ ગયો હતો, તેનાથી ડૂસકે ડૂસકે રોઈ દેવાયું. તે તરફ ખાસ લક્ષ ન આપતાં મેં કપડાં પહેરવા માંડયાં. મને એક વિચાર આવ્યોઃ હિમુને ગયે ખાસ વખત થયો નહોતો. તે નજીકમાં જ હોવી જોઇએ. સ્ટેશને ગઈ હોય તો ગાડી મળવાની નહોતી. મોટર અથવા બીજું કોઈ વાહન પણ રાતને વખતે મળવું મુશ્કેલ હતું. કદાચ ચાલતી કોઈ રસ્તે જતી હોય તો ખાસ દૂર ગઇ નહિ જ હોય. નજીકમાં જ હોય તો, પકડી પાડવાની મને પૂરતી આશા હતી.

'કિશોરી, રોવાથી કંઇ નહિ વળે. હું જાઉં છું. કદાચ થોડી વારમાં તેને લઇને હું પાછો આવીશ.'

કિશોરીના જવાબની રાહ જોયા વિના જ હું ખંડની બહાર નીકળી ગયો. મકાનની બાજુમાં જ મોટર રાખવાનું ગેરેજ હતું. હું તે તરફ વળ્યો. મોટરમાં બેસતાં મને વિચાર આવ્યોઃ હિમુ તપસ્વીને ત્યાં તો નહિ ગઇ હોય? પ્રથમ તો ત્યાં તપાસ કરવાનું ઉચિત ધારી મેં મોટર તે તરફ હંકારી.

તપસ્વીનું મકાન ખાસ દૂર નહોતું. અવાજ ન થાય તેમ મોટર મેં તેના મકાનના બારણામાં થોભાવી. અંદરના ખંડમાં બત્તી બળતી જણાઈ. બહારના ખંડમાં અંધારૂં હતું. બારણું પણ ખુલ્લું પડયું હતું. હમણાં જ કોઈ અંદર ગયું હોય તેની એ સાબિતી હતી. મોટરમાંથી ઊતરી હું મકાનમાં દાખલ થયો.

'હિમુ, તારે આ પગલું નહોતુ ભરવું જોઇતું.'

તપસ્વીનો અવાજ મને સંભળાયો. ગળામાંથી દર્દભરેલા નીકળતા એ શબ્દો રાત્રિની નીરવતામાં મને સ્પષ્ટ સંભળાયા. મારી ધારણા સાચી પડી. હિમુ અહીં જ આવી હતી. આનંદની એક આછી–પાતળી લહરી મારા હૃદયને સ્પર્શી ગઈ.

'બીજો રસ્તો નહોતો. હું કેમે કરી મોટીબહેનને મોં બતાવવાની હિંમત ન કરી શકી. શી રીતે બતાવું? મોટીબહેન મારાં મા સમાન છે—મા કરતાં યે અધિક—તેમને હું એ કેમ કરીને સમજાવું? મોટીબહેનને મારે માટે કેટલા ઊંચા વિચારો હતા. કેટલીયે આશાઓ તે મારા માટે સેવતાં! એ મને એક આદર્શ છોકરી ગણતાં. મારા ચારિત્ર્ય પર તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો. મારા પર એમની મમતા હતી, અનહદ પ્રેમ હતો. આટલું હોવા છતાં, જ્યારે એ જાણે કે હું તેમની માનેલી હિમાદ્રિ નથી, ત્યારે તેમના હૃદયના ટુકડે ટુકડા થઇ ગયા હશે. મારાથી એમને શી રીતે મોં બતાવાય?'



મેં ચૂપકીથી અંદર જોયું. તપસ્વી એક પલંગ પર બેઠો હતો. બાજુમાં જ હિમુ તેને અડકીને બેઠી હતી. તપસ્વી કહેતો હતો—
"મારી સાથે લગ્ન કરવામાં તને વાંધો છે?"

ખંડના બંધ બારણા નજીક જઇ ચૂપકીથી હું સાંભળતો હતો. હિમુના હૃદયના ઊંડાણુમાંથી એકે એક શબ્દ આવતો હતો. તેના અવાજમાં દર્દ હતું, આક્રંદ હતું, હાર્દિક પસ્તાવો હતો, માનવતાનું પ્રતિબિંબ હતું. કિશોરી પ્રત્યેની લાગણી અને માનનો પડઘો હતો.

' માણુસ માત્ર ભૂલને પાત્ર છે. શું મોટીબહેન એટલુંયે નથી જાણુંતાં ? '

' જાણુતાં હશે પણુ માનતાં નથી. એમના જીવનમાં એમણે કદી ભૂલ નથી કરી. તે હજી કૌમાર્યવ્રત પાળે છે. હું જ દુષ્ટા નીકળી.'

' મોટીબહેન હજી કૌમાર્યવ્રત પાળે છે ! કેમ ? '

' મેં તેનું કારણુ નથી પૂછ્યું.'

' તમારાં મા–બાપ પણુ એમને કંઇ નથી—'

' અમારા પિતા પ્રથમ અને માતા પછી, બન્ને ગુજરી ગયાં છે. તે વખતે હું ખૂબ નાની હતી. મોટીબહેને મને ઊછેરી છે, ભણાવી છે પણુ તેમણે જ. નલિનભાઈ હજીયે અમારી ખૂબ સંભાળ રાખે છે. એમની સાથે જ અમે આફ્રિકા આવ્યાં છીએ. આહ્ ! મેં આ શું કરી નાખ્યું ? નલિનભાઈ જ્યારે જાણુશે કે તેમની હિમુ બદચાલની નીકળી. ઓ ભગવાન ! તે બિચારા હેબકાઇ જશે ! આત્મદ્રોહ ન કરી બેસે તો સારૂં. હું શું કરૂં ? મારે માટે કેટકેટલાં દુઃખી થશે ?–' હિમુ રોઇ પડી. તેનાં ડૂસકાં મને સંભળાયાં.

આજે કોઈની ખાનગી બાબતો છુપાઇને જોવાનું કે સાંભળવાનું દુષ્કૃત મારે પણુ કરવું પડતું હતું. અનિચ્છાએ પણુ કેટલાંક કાર્યો કરવાની માણુસને ફરજ પડે છે. બાજુમાં કાચનાં બારણું-

વાળી એક બારી હતી. તે પર પડદો ઢાંકેલો હતો, છતાં એક બાજુથી અંદર જોઈ શકાય તેમ હતું. મેં તે જગ્યાએ જઈ ચૂપકીથી અંદર જોયું.

તપસ્વી એક પલંગ પર બેઠો હતો. બાજુમાં જ હિમુ તેને અડકીને બેઠી હતી. તપસ્વીનો હાથ હિમુના માથા પર ફરતો હતો. દ્રશ્ય જોતાં તપસ્વી પ્રત્યેના મારા તિરસ્કારમાં વધારો થયો, ક્રોધ પણ ખૂબ ભરાયો, છતાં હિમુની આંખમાંથી વહેતાં અશ્રુએ મને શાન્ત રહેવાની ફરજ પાડી. તપસ્વીનું મુખ પણ ચિંતાગ્રસ્ત ભાસતું હતું. પસ્તાવાની રેખાઓ તેના મુખ પર સ્પષ્ટ વાંચી શકાતી હતી.

'તો હવે તું શું કરવા માગે છે?' તપસ્વીએ હિમુને પૂછ્યું.

'આપઘાત!'

'શા માટે?'

'હું જીવતી હોઇશ તો કોઇક વખત પણ મોટીબહેન મને મળ્યા વિના નહિ રહે. નલિનભાઇ મને પાતાળમાંથી શોધી કાઢશે. રશ્મિકાન્ત આફ્રિકાનો ખૂણે ખૂણો તપાસી નાખશે, હું જીવતી હોઇશ તો મને શોધ્યા વિના તેઓ નહિ રહે. અને ત્યારે એ બધાંને હું કેમ મોં બતાવી શકીશ? તેઓની સામે હું શી રીતે ઊભી રહી શકીશ? મને એ બધાં શું કહેશે? હું મરી જઇશ. મારે માટે બીજો કોઈ જ માર્ગ નથી.'

'મારી સાથે લગ્ન કરવામાં તને વાંધો છે?'

'મોટીબહેનની ઇચ્છા સિવાય એ ન બને.'

'તેમની રજા લઇએ તો?'

'હું કયા મુખે રજા લેવા જાઉં? મારાથી એ નહિ બને.'

હું સાશ્ચર્ય તપસ્વી તરફ જોઇ રહ્યો. હિમુ સાથે લગ્ન કરવાની તેની તૈયારી જોઈ મારો ગુસ્સો થોડો શાન્ત પડયો. તેના પ્રત્યેની તિરસ્કારની માત્રા નરમ પડી.

'હું મોટીબહેન પાસે જાઉં તો?'

'મોટીબહેન તમને મળવાની જ ના પાડશે.'

'હું પરાણે તેમને મળીશ. મારો ગુનો હું તેમની પાસે કબૂલ કરીશ. તેમની માફી માગીશ. આખરે તે પણ એક સ્ત્રી છે. એટલાં બધાં નિષ્ઠુર તે નહિ બની શકે. રશ્મિકાન્ત પણ તેમને સમજાવશે. જરૂર તેઓ આપણને માફ કરશે. મને વિશ્વાસ છે એ માફી આપશે જ.'

'તે પહેલાં અહીંથી હું ચાલી જઇશ.'

'ક્યાં?'

'દુનિયા વિશાળ છે. 'વિકટોરિયા-ન્યાઝા' સરોવર ક્યાં નાનું છે?'

'તો તું મારી સાથે લગ્ન કરવા તૈયાર નથી?'

'મોટીબહેન મને રજા નહિ જ આપે, તેઓ લગ્નથી જ વિરૂદ્ધ છે. તેમનામાં અભંગ સંયમ છે. તે કૌમાર્યજ પસંદ કરે છે. એ તો એક મહાન વિભૂતિ છે. દેવી છે. એમનું કલંક બની મારે કંઈજ કરવું નથી. તેમની બહેન રહેવાને હું લાયક નથી. સંયમ ન હોય તે કિશોરીની બહેન ન બની શકે.'

'તો આપણે અહીંથી ચાલ્યાં જઇએ.'

'ક્યાં?'

'નૈરોબી.'

'ત્યાં જઇને શું કરીશું?'

'લગ્ન.'

'મોટીબહેનની સંમતિ વિના? ના, ના, મારાથી એ નહિ બની શકે.'

'ત્યાંથી આપણે તેમને એક કાગળ લખીશું. કયા સંજોગોમાં તેં અને મ્હેં ભૂલ કરી તે સત્ય સ્પષ્ટ જણાવીશું. માફી માગીશું, અને છેવટે લગ્ન કરવાની રજા માગીશું.'

'તમે પરણેલા નથી?'

'પરણેલો હતો. અત્યારે વિધુર છું.'

'લોકોમાં તમે બદનામ નહિ થાવ?'

'એમાં બદનામી શા માટે?'

'આપણું લગ્ન આન્તરજ્ઞાતિય લગ્ન હશે.'

'એ બદનામી માટે મને દુઃખ નહિ થાય. એટલી બદનામીને હું યોગ્ય જ છું. તને ન્યાય આપવા મારે લગ્ન કરવું જ જોઇએ.'

હિમુ તપસ્વીના મુખ તરફ જોઇ રહી. મેં એક ઊંડો દમ ખેંચ્યો. જાણે કંઇક વસ્તુનો ભાર માથા પરથી ઊતરી ગયો હોય તેમ!

'તમે ખરેજ મારી સાથે લગ્ન કરશો?' હિમુએ તપસ્વીને પૂછ્યું.

'હા.' તપસ્વીએ દ્રઢતાથી જવાબ આપ્યો.

હિમુ ફરીથી ડૂસકે ભરાઇ. તેણે પોતાનું માથું તપસ્વીના ખોળામાં નાખી દીધું. તપસ્વીએ તેના શરીર પર હાથ ફેરવ્યા કર્યો. ઉભયના એ સ્પર્શમાં વિકાર નહોતો. એક બીજાને આશ્વાસન હતું. ત્યાંથી ખસી જવાનું મને ઉચિત જણાયું. ધીમેથી હું બહાર સરકી ગયો.

મોટર ઊતરતા ઢાળે ઊભી રાખી હતી. બ્રેક છોડી મૂકતાં તે ચાલી. થોડે દૂર જઈ મેં તેનું એંજિન ચાલુ કર્યું. બારણામાં જ થતા મોટરના અવાજથી હિમુ કે તપસ્વી જાણી ન જાય કે હું આવ્યો છું, તેટલા માટે જ આ કાળજી લેવી પડી.

હું ઘેર પહોંચ્યો. કિશોરી હજી પલંગમાં પડી હતી. તેની આંખોમાંથી અશ્રુ સુકાઇ ગયાં હતાં. છત તરફ તેની આંખો જડાઈ રહી હતી. હું ખંડમાં પ્રવેશ્યો. મારા તરફ તેણે એક દૃષ્ટિ ફેરવી. મને એકલો જોઈને જ તેણે નિશ્વાસ નાખ્યો. ધીમેથી તેણે મને પૂછ્યું:

'લઈ આવ્યા?'

'ના; પણ ખબર મળી.'

'શું?'

'હિમુ જ્યાં છે ત્યાં સુરક્ષિત છે.'

'ક્યાં છે?'

મેં જવાબ ન આપ્યો. કોટને ખીંટીએ ભેરવી હું ખુરશી પર બેઠો.

'તમે તેને જોઈ?'

કિશોરીએ ફરીથી પૂછ્યું. હજીયે મેં જવાબ ન આપ્યો.

'તમને કોઇએ કહ્યું?'

'હા.'

'શું કહ્યું?'

'હિમુ સારી છે, સુરક્ષિત છે.'

'ક્યાં છે એ ના કહ્યું?'

'ના.'

હું જૂઠું બોલ્યો. જૂઠું બોલવાની ફરજ આવી પડે તો તે બોલવામાં દુઃખ અનુભવવા જેટલો હું મહાત્મા નહોતો બન્યો.

'કોણે કહ્યું ?'

'એક માણસે. તું તેને નહિ ઓળખે.'

'મને વિશ્વાસ નથી.'

'મને પૂર્ણ શ્રદ્ધા છે. કદાચ થોડા દિવસમાં જ આપણને ખબર પડશે કે હિમુ ક્યાં છે?'

તેને શાન્ત પાડવા માટે જાણે હું વ્યર્થ પ્રયત્નો કરતો હોઉં તેમ માની તે ચૂપ બની પલંગમાં સૂઈ રહી.



## કિશોરીનો આનંદ

ચાર-એક દિવસ વીત્યા.

દરરોજ હું આતુરતાથી ટપાલની રાહ જોતો. હિમુનો પત્ર નજીકમાં જ આવવાની મને શ્રદ્ધા હતી. આખરે પાંચમે દિવસે એક લાંબું કવર મને મળ્યું. કવર ઉપર કિશોરીનું સરનામું હતું, એટલે તે તોડવાની ધૃષ્ટતા મેં ન કરી. રવાના કરનારનું નામ મેં વાંચી જોયું. તપસ્વી અને હિમુએ મળી નૈરોબીથી લખેલો એ કાગળ હતો. વાંચવાની મને ઈન્તેજારી થઈ પણ મેં તે દબાવી દીધી. કિશોરીને પણ તે કાગળ હમણાં ન આપવો ઉચિત માની મેં તેને તિજોરીમાં મૂક્યો. અને તરત જ એક પત્ર મેં નૈરોબી લખ્યો:

'ભાઈ તપસ્વી,

તમારા બંનેનો પત્ર મળ્યો. તમારા કાર્ય માટે મારી આપવી કે ન આપવી એ મારું કામ નથી, પરંતુ તમે બંને પરસ્પર ખુશીથી લગ્ન થાય

જોડાવા માગો છો તે જાણી મને ઘણો આનંદ થયો. પરંતુ એક વસ્તુ જણાવવાની મને ખાસ આવશ્યક્તા જણાય છે. હિમાદ્રિ પણ આ બાબતથી અજાણ છે. અને આ કાગળ તેનાથી છાનો રાખી હજી પણ તેને એ વાતથી અજાણ જ રાખવા મારી તમને વિનંતિ છે.

હિમાદ્રિ એક વારાંગનાની પુત્રી છે; એક નર્તકીની બહેન છે.

બોલો, હવે તમે તેની સાથે લગ્ન કરવા માગો છો ? વળતાં જ મને જવાબ લખશો.

લિ. રશ્મિ.'

ઉપર પ્રમાણેનો પત્ર તે જ દિવસે મેં તપસ્વીને રવાના કર્યો.

કિશોરી મને રોજ પૂછ્યા જ કરતી.

'આજે કંઈ સમાચાર આવ્યા ?'

'ના, કદાચ કાલના મેઈલમાં આવે.' હું જવાબ આપતો.

'મને આશા નથી. હિમુ બહુ જ 'સેન્સેટિવ' હતી. મને તો તેણે આપઘાત કર્યાની બીક લાગ્યા કરે છે.'

'મને ખાત્રી છે, તેણે આપઘાત તો નથી જ કર્યો.'

'તો કોણ જાણે ક્યાંય રખડતી હશે બિચારી એકલી—'

અને અધૂરા વાક્યે જ તેની આંખમાંથી આંસુ આવી જતાં. હું ચૂપ બની જતો. તેને રોવું હોય તો અટકાવવાનો પ્રયત્ન હું ન કરતો. હિમુના ચાલ્યા ગયા બાદ કિશોરી રોજ બે–ચાર વખત તો રોતી જ હતી. તેનો જીવ હવે ઉદાસ બની ગયો હતો. નલિનને તેણે એક પત્ર લખ્યો હતો. પરંતુ હજી તેનોયે જવાબ નહોતો આવ્યો. તે કમ્પાલાથી જાણે કંટાળી ગઈ હતી. નલિન પાસે ચાલ્યા જવાની સ્પષ્ટ ઈચ્છા હજુ તેણે મારી પાસે પ્રગટ નહોતી કરી, છતાં મને એમ લાગ્યા કરતું કે તેનું દિલ હવે નલિન પાસે જવાના જ પોકાર કરી રહ્યું છે.

•

ચોથે દિવસે મ્હને તપસ્વીનો જવાબ મળ્યો.

'ભાઈ રશ્મિકાન્ત,

તમારો પત્ર મળ્યો, આભાર.

હિમાદ્રિ ગમે તે હોય હું તેની સાથે લગ્ન કરીશ. તેની હઠ છે કે મોટીબ્હેનને તે કંઇ જ નહિ કહી શકે, એટલે જ આટલો વિલંબ થાય છે. હિમુ માટે મને પ્રેમ છે, તેની પવિત્રતા માટે મને માન છે. પવિત્રતા શબ્દ, કદાચ તમને અચંબામાં નાંખી દેશે. તમારી દ્રષ્ટિ ગમે તે જુએ. હું હિમુને પવિત્ર જ જોઉં છું. તેનું હૃદય સ્વચ્છ–નિર્મળ છે. મારી પત્નીના અવસાન પછી મારો એ નિશ્ચય હતો કે હું ફરીથી લગ્ન નહિ કરૂં. પરંતુ હિમુને જોઈ મારો એ નિશ્ચય તૂટે છે. તેના રૂપ કરતાં, હૃદયે મને વધારે આકર્ષ્યો છે. તમને વધારે સમજાવવાની જરૂર નથી જોતો. મોટીબ્હેનને મારા વતી વિનંતિ કરી સંમતિ આપવા સમજાવશો તો અહેસાન.

લિ. આપનો, તપસ્વી.'

એક વારાંગનાની પુત્રી સાથે સહર્ષે લગ્ન કરનાર હું આ પહેલો પુરુષ જોતો હતો. વાર્તાઓમાં એવા પુરુષો મેં વાંચ્યા હતા. તેમના આદર્શો પણ જાણ્યા હતા. પરંતુ વાસ્તવિક જીવનમાં તપસ્વી મારે માટે પ્રથમ પુરુષ હતો. તપસ્વીને હજી હું પૂરો પિછાની શકયો નહોતો, એમ આજે મને સ્પષ્ટ સમજાયું. તેના જીવનમાં આદર્શોનો મને ખ્યાલ પણ નહોતો. જીનર માત્ર હોવાથી દરેક જગ્યાએ માન–પાન પામતો. સાર્વજનિક કાર્યોમાં ભાગ લઇ નામના પાછળ ટળવળતો એક 'ધનિક' હોય, તેનાથી મારે મન તે જરાયે વધારે નહોતો. આજે મારી એ માન્યતા મને અધૂરી લાગી.

પ્રથમ આવેલો પત્ર તિજોરીમાંથી મેં બહાર કાઢયો. કિશોરીનું સરનામું હોવાથી મારે તે તોડવો તે ઉચિત નહોતું. બૉય સાથે પત્ર મેં કિશોરીને પહોંચાડયો.

ઑફિસ બંધ થવાના થોડા વખત પહેલાં હંમેશાં હું ત્યાંથી ચાલ્યો જતો. વખત કરતાં મોડા આવવું અને વહેલા ચાલ્યા જવું એ કદાચ ઑફિસના વડાઓની ખાસિયતોમાંની એક હશે. હંમેશના વખત કરતાં પણ આજે હું વહેલો ઘેર ગયો.

કિશોરી એક આરામ ખુરશી પર બેસી પુસ્તક વાંચી રહી હતી. મને જોતાં જ પુસ્તક તેણે બાજુએ મૂકયું. પેલો પત્ર લાવી તેણે મારા હાથમાં મૂકયો.

'કોનો પત્ર છે?' મેં પૂછયું.

'હિમાદ્રિનો.'

'હું કહેતો જ હતો ને કે થોડા જ દિવસમાં પત્ર મળશે.'

જવાબ આપ્યા વિના કિશોરીએ પુનઃ ખુરશી પર સ્થાન લીધું. હું પણ પત્ર લઈ એક ખુરશીમાં ગોઠવાયો. અક્ષરો હિમાદ્રિના જ હતા. મેં તે વાંચવા માંડયો:

"**પૂજ્ય મોટી બહેન,**

'તમને પત્ર લખતાંયે ખૂબ શરમાઉં છું. પત્ર લખી તમને હેરાન કરવાને લાયક પણ હવે હું નથી રહી. મારા અપરાધ માટે આપને ખૂબ દુઃખ થયું હશે. અને મારા ચાલ્યા જવાથી એ દુઃખમાં ખૂબ જ વધારો થયો હશે. પણ મારું કાળું મોં આપનાં પવિત્ર ચક્ષુઓ સામે ધરવાની મારી હિંમત ન ચાલી. ચાલ્યા જવા સિવાય મને બીજો માર્ગ જ ન સૂઝયો. મારી આ ભૂલો અક્ષમ્ય છે. માફી યાચવાનો મને જરાયે હક્ક નથી.

'એક બીજી યાચના કરવા આ પત્ર લખું છું. શ્રી. તપસ્વી સાથે લગ્ન કરવાની રજા આપ મને આપશો ? હું એમને ચાહું કે એ મને ચાહે તે જાણવાની આપને દરકાર નહિ જ હોય. કારણ કે પ્રેમને આપ એક જુદી જ દૃષ્ટિએ જુઓ છો. તમારા જેવી દૃષ્ટિએ પ્રેમને નિરખનાર ઘણી થોડી સ્ત્રીઓ હશે. ગમે તેમ હો, અમે એવા સંજોગોમાં છીએ કે લગ્ન કરી લેવું ઉત્તમ ગણાશે. તે પછી તપસ્વીની પત્ની તરીકે હું આપની સમક્ષ હાજર થઈશ. હિમુ તરીકે તમારી સામે આવવાની મારી હિંમત નથી. કારણ કે તમારી કલ્પેલી હિમુ તો મરી ચૂકી છે; સાથે તમારા કંઈક કેટલા ઉમંગોને પણ મારતી ગઈ છે. એ હવે પાછી નહિ આવે.

'આપ તપસ્વી પર ગુસ્સે થયાં હશો. પરંતુ તેમાં હું જેટલી દોષિત છું તેનાથી તે જરાયે વધારે દોષિત નથી. તપસ્વીને અન્યાય ન કરી બેસો એટલા માટે હું આપને સ્પષ્ટ જણાવી દઉં કે જો કોઈ પણ શિક્ષા થાય તો તે મને જ થવી જોઈએ.

લિ. તમારી અપરાધી,
**હિમુના** પ્રણામ."

હિમુનો પત્ર વાંચી હું કિશોરી તરફ વળ્યો.

'વાંચી લીધો ?' કિશોરીએ મને પૂછ્યું.

'હા.' મેં જવાબ આપ્યો.

'તો ફાડીને ફેંકી દો.'

'જવાબ લખી દીધો ?'

'ના. લખવાની ઈચ્છા નથી.'

'કેમ ?'

કિશોરી મૌન રહી. હાથમાંનું પુસ્તક બંધ કરી તેણે બાજુના ટેબલ પર ફેંક્યું. એકાદ દૃઢ નિશ્ચયની સખ્તાઈ તેના મુખ પર ઊપસી આવી. તે મૌન રહી.

'હિમુ તપસ્વી સાથે પરણે—'

'મને એ પસંદ નથી.'

'તો તારા પિતાની છેલ્લી આશાઓ પૂર્ણ કરવાની—'

'પિતાની આશાઓ પૂર્ણ કરવાની ઈમારતોના પાયા વ્યભિચારથી નહિં બંધાય, તેમાં તો સ્વાર્પણ જોઇશે. દેહને અને હૃદયને કચડી નાખવું પડશે. આશાઓના કિલ્લા તોડીને ફેંકી દેવા પડશે. પ્રતિજ્ઞા પાલનમાં સદા સ્વાર્પણ હોય છે. હું તેને જવાબ આપવા નથી ઈચ્છતી.'

આમ બોલી હડપચીને હથેળીમાં ટેકવી તેણે મૌન ધારણ કર્યું. પ્રતિજ્ઞા પાલનમાં સ્વાર્પણ હોવું જોઇએ, એ હું માનું છું. કિશોરીના કથન પ્રમાણેનું સ્વાર્પણ મને અતિ વિકટ લાગ્યું.

'હું એક સલાહ આપું?'

થોડીવારની નિરવ શાન્તિ બાદ મારાથી બોલ્યા સિવાય ન રહેવાયું. વગર માગી સલાહ આપવાની મને આદત નહોતી. આદત હોય તેટલીજ ક્રિયાઓ માનવો કરે છે, એવો ઓછો કોઇ નિયમ છે?

'હં.' કિશોરીએ હૂંકારો કરી સંમતિ આપી.

'હિમુને તારે જવાબ તો આપવો જ જોઇએ.'

'હું તેની માગણી કબૂલ કરી શકું તેમ નથી.'

'વાંધો શું છે?'

'રશ્મિકાન્ત!' તે જરા ટટાર બેઠી. 'પુરુષજાતિ પરથી મારો રહ્યો-સહ્યો વિશ્વાસ પણ હવે ઊઠી ગયો છે. આજ સુધી

હું એ ભ્રમમાં હતી; સ્ત્રીમાં સ્ત્રીપણું હોય તો પોતે આદર્શ ગૃહજીવન જીવી જાણે. પોતે ધારે તો એક આદર્શ ગૃહિણી બની શકે. પણ મારી એ માન્યતા, હવે મને એક અશક્ય ભ્રમ જેવી લાગે છે. સ્ત્રી ગમે તેટલી સારી કેમ ન હોય–ગમે તેવી ગુણિયલ કેમ ન હોય, પરંતુ તેના આદર્શ અને ગુણનો વિકાસ પુરુષ પર અવલંબે છે. સ્ત્રીના આદર્શો અને ગુણોને વિકસવા દે તેવો હજી પુરુષ ઉદાર નથી બન્યો. અને એમાં ઉદારતાયે ક્યાં છે? માત્ર માનવતા જોઇએ. એટલી માનવતા હજી મને કોઇ પુરુષમાં નથી જણાઈ. પુરુષને સંજોગો ઊભા કરવામાં વાંધો નથી આવતો. સંજોગો તેને નથી બનાવતા, તે સંજોગોને બનાવી જાણે છે. સ્ત્રીને તેવા સંજોગોની વેદિનું બલિદાન બનાવે છે. પોતે સંજોગોનો દોષ કાઢે છે. કેમ જાણે વાસના, ઇચ્છા અને આશાથી તદ્દન અલિપ્ત ન હોય! ડોળ કરવામાં તેને શરમ નથી–ડોળ તો હોશિયારીનું એક અંગ છે. પાખંડી એ પુરુષ, સ્ત્રીનાં ચક્ષુએ નિર્મળ, નિર્દોષ, સરળ અને ચારિત્ર્યવાન ભાસે છે. રશ્મિકાન્ત, આ પુરુષજાતિ, સ્ત્રીને આદર્શ ગૃહિણી બનવા દે? મને હિમુ પ્રત્યે ક્રોધ નથી. જરાયે નહિ. એ તો બિચારી હજીયે તપસ્વીને નિર્દોષ અને નિર્મળ માને છે. પુરુષજાતિનો આ તેને પ્રથમ પરિચય છે. તે ઠગાઇ ગઈ છે. તેને પોતાની ઠગાઇની ખબર નથી. તમે પણ કદાચ એ નહિ માનો. હું સમજું છું, મને ખાત્રી છે. કરોળિયાના સુરક્ષિત રહેઠાણમાં રક્ષણ પામી, આનંદ માનતી એક નાદાન માખી જેવી તેની સ્થિતિ છે.'

'તો તેને પાછી બોલાવી લે.'

'મારી ઇચ્છા નથી.'

'મને તો એ ઠીક લાગે છે કે તેની ઇચ્છા પ્રમાણે તે કરે.'

'હું ક્યાં ના પાડું છું?'

'તારી સંમતિ માટે તે થોભી રહી છે.'

'મારી સંમતિ નહિ મળે.'

'તો તેવો જવાબ આપ.'

'જવાબ આપવાનીયે ઇચ્છા નથી.'

'આ રીતે તું હિમુને અન્યાય કરે છે.'

'તમારી દૃષ્ટિએ કદાચ તેમ હશે.'

'તો તું આને ન્યાય માને છે ? ક્રોધમાં તારી વિચારશક્તિ બહેર મારી ગઈ છે. તારા પિતાની છેલ્લી ઈચ્છાનો તું અનાદર કરી રહી છે. તપસ્વી દોષિત છે, હિમુનોયે દોષ હશે પણ તે સામે તારે તપસ્વીની કુરબાની પણ જોવી જોઇએ. સમાજમાં ઉચ્ચ દરજ્જો ભોગવતો હોવા છતાં, તે હિમુને સ્વીકારવા તૈયાર થયો છે. હિમુ એક વારાંગનાની પુત્રી છે તે જાણ્યા છતાંયે તે પોતાના નિશ્ચયમાં અચળ છે. હિમુ માટે તેણે આબરૂને ગૌણ ગણી છે. સમાજની ટીકાઓ સાંભળવાની તેની સંપૂર્ણ તૈયારી છે. તેઓની એકાદ ભૂલ માટે જીવન પર ઘા કરવો એ જરાયે યોગ્ય નથી. હિમુને આદર્શ ગૃહિણી બનાવવા માટે, તપસ્વી જેવું અન્ય યોગ્ય પાત્ર હજી મેં નથી જોયું. બંનેના જીવ પણ મળેલા છે. આ એક તક છે. હું તો માત્ર સલાહ આપું છું. તદ્દન યોગ્ય સલાહ.'

'હિમુને હું પરણાવવા નથી ઇચ્છતી.'

'શું ?' હું સાશ્ચર્ય બોલી ઊઠયો.

'હા. સ્વાર્થ, લુચ્ચાઈ અને હવસમાં તરબોળ થયેલી પુરુષજાતિ સાથે લગ્ન કરી કોઈ પણ સ્ત્રી આદર્શ ગૃહિણી નહિ બની શકે. આદર્શ ગૃહિણીનો અર્થ આજે મને સમજાય છે;

પતિની ઉમદા મૂંગી ગુલામડી, તેનું નામ આદર્શ ગૃહિણી. સ્ત્રીને એવડું મોટું બિરદ આપી માત્ર તેને પંજામાં રાખવાની પુરુષની આ એક ઉમદા ચાલબાજી છે. હિમુને મારે ગુલામડી નથી બનાવવી.'

હું સ્તબ્ધપણે સાંભળી રહ્યો. આજે કિશોરી સામે મારી કોઈ દલીલ સ્થિર ન્હોતી થતી. કિશોરીના વિચારો મને અયોગ્ય કે ધૂની પણ નહોતા લાગતા. એકલી વાસ્તવિકતાના અનુયાયી-ઓને કદાચ તે અયોગ્ય કે ધૂની લાગે; જગતની દૃષ્ટિ કદાચ કિશોરીને ગાંડી પણ કહે. પરંતુ તેની સુયોગ્ય વિચારસરણી સાથે હું પણ નહોતો ચાલી શકતો. જગત પણ કદાચ ન ચાલી શકે.

'હું હિમુને એક જ જવાબ આપી શકીશ.' થોડી વારે કિશોરી બોલી.

'શું?' મેં પૂછ્યું.

'તરત જ તેણે કમ્પાલા પાછા ફરવું.'

'તો તે પ્રમાણે લખી દે.'

ખુરશી પરથી તે ઊઠી. કાગળ અને કલમ લઈ તેણે એક બહુ જ ટૂંકો કાગળ લખ્યો:

'હિમુ,

આ કાગળ મળતાં તરત જ કમ્પાલા ચાલી આવ. તે ઇચ્છા ન હોય તો કદીયે મને મોં ન બતાવીશ—કિશોરી.'

કાગળ લખી તેણે મારા હાથમાં મૂકયો.

'આ કાગળ તેને રવાના કરજે.' તે બોલી.

'તપસ્વીને કંઇ નથી લખવું?'

'ના.'

'હું લખું?'

'શું ?'

'તે પણ પાછા આવે. તેમની આબરૂ બગાડવાની આપણી જરાયે ઇચ્છા નથી. તેમની ભૂલની ક્ષમા મળશે.'

કિશોરીએ કંઇ જ જવાબ ન આપ્યો. અમુક દોષને અંગે અમુક માનવી પ્રત્યે ઉદ્‌ભવેલા તિરસ્કારને તેના હજારો ગુણ કે કુરબાનીઓ દૂર નથી કરી શકતી.

વધારે કંઈ જ બોલ્યા વિના હું બહાર નીકળ્યો. પોસ્ટ ઑફિસ મારા રહેઠાણથી થોડે દૂર હતી. પગે ચાલીને ફરવાની ઇચ્છા હોવાથી હું ચાલતો જ નીકળી પડયો.

લગભગ સાડા સાતે મેં ઘર તરફ પ્રતિપ્રયાણ કર્યું. મકાનના 'કમ્પાઉન્ડ' માં પેસતાં જ સંગીતનો મધુર સ્વર મારા કાન પર અથડાયો. ઘડીભર હું થોભી ગયો. અવાજ મારા મકાનમાંથી આવતો હતો તે નક્કી કર્યું. કિશોરીના કંઠમાંથી જ એ મધુર સંગીત રેલાતું હતું તેની ખાત્રી કરી. દુઃખના નહિ આનંદના એ સ્વર હતા, તે પણ મને સમજાઈ ગયું. મને જરા નવાઇ લાગી. ઘડી પહેલાં ક્રોધ અને શોકની લાગણીમાં ડૂબી ગયેલી કિશોરીના કંઠમાંથી આ સંગીત સંભવી શકે? શોકમાં દબાઇ ગયેલા હૃદયમાંથી આવું મધુર સંગીત સ્ફૂરી શકે? મને કંઇ સમજ ન પડી. હું ચાલ્યો.

કિશોરી મારા ખંડમાં જ હતી. એક ઝોલા ખુરશી પર ઝૂલતી તે ગાઇ રહી હતી. હું ખંડમાં પ્રવેશ્યો. કિશોરીએ મને જોયો. તે સફાળી ઊભી થઈ ગઈ. તેના મુખ પર આનંદ આનંદ દેખાતો હતો. આનંદની હદ કેટલીક વખત તેના કારણનું માપ કાઢી આપે છે. કિશોરીનું હૃદય છલકાઇ જતું હતું. તેને મેં ઘણી વખત આનંદિત જોઈ હતી, છતાં તેના મુખ પરની પ્રસન્નતા

આજે મને પ્રથમ જોવા મળી. કિશોરીના આ અત્યંત આનંદનું કારણ મને ન સમજાયું.

તે મારા તરફ ધસી આવી. આ પ્રથમ પ્રસંગ હતો. તેણે સ્વેચ્છાએ મારા બંને હાથ પકડ્યા.

'કેમ આટલી બધી ખુશ થઈ ગઈ છે ?' મેં પૂછ્યું.

'તમને ખબર નથી ?' એમ કહેતાં તેણે મારા હાથ મૂકી દીધા. બાજુના ટેબલ પર એક 'ટેલિગ્રામ' પડ્યો હતો, તે લાવી તેણે મારા હાથમાં મૂક્યો. અને નૃત્યની ઢબે કૂદડી ફરતી તે પલંગમાં ફસકાઇ પડી.

'Marriage with Rama on Monday. All come immediately. *–Nalin.*'

મેં તાર વાંચ્યો. કિશોરીના આનંદનું કારણ પણ સમજાઇ ગયું. કિશોરી નલિનને સગા ભાઇથી પણ અધિક ચાહતી. અને ભાઈના લગ્નના સમાચાર સાંભળી કઈ બહેન દુઃખને ભૂલી જઈ આનંદ સાગરમાં નથી કૂદી પડતી ?

આટલા માટે તું આનંદમાં આવી ગઇ ?' મેં તેના તરફ જોઇ પૂછ્યું.

'તમને નવાઇ લાગે છે ?'

'કંઈક એવું જ.'

'કારણ ?'

'તું હમણાં તો લગ્નની વિરૂદ્ધ હતી.'

'લગ્નથી વિરૂદ્ધ છું. હૃદયના અક્યથી નહિ.'

'નલિનનું રમા સાથેનું લગ્ન—'

**'એ માત્ર લગ્ન નથી. આજના સમાજમાં થતાં પ્રેમ-લગ્નો જેવું તે નથી. આન્તરજ્ઞાતિય કે આન્તરપ્રાન્તિય લગ્ન**

કરનાર સુધારકો જેવું યે નથી. 'સિવિલ મૅરેજ'થી તે ન્યારું છે. વિધવા વિવાહથી એ પર છે. માતપિતાને આશરે થતાં લગ્નોથી તો તે કંઇક કેટલેયે દરજ્જે ઉચ્ચ છે. સમાજમાં સારાં ગણાતાં–આદર્શનુ બરદ પામતાં લગ્નો કરતાં પણ આમાં વૈવિધ્ય છે.'

કિશોરી આવેગમાં બોલતી હતી. તેના મુખ પર આનંદની પરિસીમાનાં ચિહ્નો હું જોઈ શકતો હતો. તેના તોતડાતા શબ્દો તેની સાક્ષી પૂરતા હતા. હર્ષ કે ક્રોધના આવેગમાં માણસની વાચા કેટલીક વખત મર્યાદિત બની જાય છે. એ મર્યાદાનું ઉલ્લંઘન કરત અવાજ તોતડાય છે.

'રશ્મિકાન્ત, તમે સ્તબ્ધ બની ગયા? મારી સામે શું જોઇ રહ્યા છો? આટલી સરળ વાત પણ તમને નથી સમજાતી? હું આ લગ્નની પ્રશંસક બનીશ. નલિનને હું ભાઇ માનું છું એટલા માટે નહિ, રમાની ગતકથા વાંચીને તેની દયા ખાવા નહિ, એમાં મને કુરબાનીની અપ્રતિમ ભાવનાનું દર્શન થયું છે. નલિનભાઇની કુરબાનીનું સત્ય સ્વરૂપ આજે મને પ્રત્યક્ષ થાય છે. અને રમા જેવું વિશાળ, સરળ સ્ત્રીહૃદય પણ મારા જીવનમાં હું પ્રથમ નિહાળું છું.—'

કિશોરી ઊભી થઇ ગઈ. તેના આવેગની માત્રા હવે અંત ઉપર આવી ગઇ હતી. તેનાથી વધુ બોલાય તેમ નહોતું. આટલું બોલતાં પણ તે હાંફતી હતી.

હું બેસી જ રહ્યો. રમા અને નલિનનું ભૂત જીવન મારાં ચક્ષુ સમક્ષ ખડું થયું. રસિકતાની ભૂખમાં ઘેલી બની રમા એક રૂપજીવિની બની જાય છે. નલિનની સખ્ત ઠંડાઈ, પ્રેમોર્મિઓને દબાવી રાખવાની તેની ટેવ, પ્રેમને નામે ટાયલાં કરવા પ્રત્યેનો તેનો તિરસ્કાર, પ્રેમોચ્ચારની શબ્દજાળ પ્રત્યેનો તેનો અણગમો,

રમાને એક આદર્શ સ્ત્રી બનાવવાની તેની અંતર્ગત તમન્ના, શાસ્ત્રીય લગ્નની રમાની ઉતાવળ પ્રત્યેની તેની બેદરકારી, રસિકતાને નામે મૂગા વ્યભિચાર રોકવાની તેની કડકાઇ અને તેનો ગંભીર સ્વભાવ. આ બધાંએ રમાને વેશ્યા બનાવી.

નલિન એ બધું જ જોઈ રહ્યો. તેની બેદરકારીની એ હદ હતી. તેની સખ્તાઈની એ છેલ્લી માત્રા હતી. રમાને ઉશ્કેરવા તેની બેદરકારી ભરી સખ્તાઇએ સંપૂર્ણ પાઠ ભજવ્યો.

દેશ છોડી રમા પરદેશ પહોંચી. વ્યાપારી દ્રષ્ટિએ તેના સોદા થયા. એક નિર્જીવ વસ્તુ સમાન તે વેચાઇ. પરદેશમાં પણ તે રૂપજીવિની બનીને જ રહી. રૂપના તેણે સોદા કર્યા. યૌવનનું તેણે ઉઘાડે છોગે લિલામ કર્યું, ધનની લાલચે નહિ; કોઇના બળાત્કારે નહિ, પરંતુ નલિનની સખ્ત ઠંડક અને અંતિમ બેદરકારીએ તેણે સજીવ દેહને હવસના અગ્નિકુંડમાં હોમ્યો. તે ચૂંથાઇ મરી, રગદોળાઈ ગઈ, હ્રદયના કૂચા થઇ ગયા, જીવતી બળી મરવાનો તેનો પ્રયત્ન પણ નલિનને માટે જ ઉદ્‌ભવ્યો. યૌવનને હીંડોળે હીંચતી જુવાનીને તેણે ફગાવી દેવા ફાંફાં માર્યાં. અજાણ્યા પ્રદેશમાં, નલિનથી છૂટી પડવા તે ભયાનક જંગલોમાં ભાગી ગઈ.

એ રમા આજે નલિન સાથે પરણવા તૈયાર થાય? થોડા જ વર્ષોના તાજા ભૂતકાળને એ ભૂલી જાય? નલિન પ્રત્યેનો તેનો આવેશ આમ એકદમ શાન્ત બની શકે?

સ્ત્રી હ્રદયની સરળતા એથીયે અધિક કરી શકે છે. કિશોરી જાણે અંતરિક્ષમાંથી બોલતી હતી.

નલિનની કુરબાની સ્પષ્ટ હતી.

રમાનો ભૂતકાળ કલંકિત હતો. એના કલંકોની સીમા નહોતી. રમા જેવી કલંકની મહોર કપાળ પર મારતો નલિન મને અજબ લાગ્યો. નલિનની સરખામણીમાં હું, મને પોતાને પામર જીવ લાગ્યો.

'કાલે સવારમાં જ એક તાર કરો.'

કિશોરી ખંડમાં પાછી ફરી.

'કોને?' મેં પૂછ્યું.

'હિમુને.'

'કેમ?'

'તે લોકો કમ્પાલા પાછાં ન ફરે.'

'તપસ્વી પણ?'

'હા.'

'કેમ?'

મારા પ્રશ્નનો તેણે જવાબ ન આપ્યો. તે બહાર ચાલી ગઇ. હું પણ તેની પાછળ બહાર નીકળ્યો. આમ્રવૃક્ષ નીચે પડેલા એક બાંક પર તે ગોઠવાઇ.

સુદનું પખવાડિયું હતું. આકાશમાં ચાંદલો નાની નાની વાદળીઓને અટકચાળાં કરતો ઘૂમતો હતો. તારલા આંખમિચામણાંની રમત રમતા હતા. સમીરની આછી લહર આવતી હતી.

નૈરોબીના રેડિયો બ્રોડકાસ્ટીંગ સ્ટેશનનો સમય હતો. હું ખંડમાં ગયો. રેડિયોની ચાવી ફેરવી મેં નૈરોબી સ્ટેશન પકડ્યું. હિન્દી સંગીતની એક રેકોર્ડ વાગતી હતી.

'મેરે બિછડે હુએ સાથી
તેરી યાદ સતાવે'.



રમા અને નલિન પરણી ગયાં.

જગતની આંખે આજે તેમનો શાસ્ત્રોક્ત સંબંધ બંધાયો.

દુનિયા હવે તેમના સંબંધને પવિત્ર માનતી થઈ.

રમાની ભૂલો, ગુના વગેરે હવે લગ્નના પડદા પાછળ રહી ગયાં. આજે તે પત્ની હતી. તેના પર કોઈ માલિક હતો. આજે તે નધણીયાતી નહોતી. તેની જીવન-લગામ ખેંચનાર સવાર આજે તેની પીઠ પર સ્થપાઇ ગયો હતો.

મેં રમાને જોઇ. યુગાન્ડાના અરણ્યમાં મેં તેને પ્રથમ જોઇ હતી. આજે તે તેવી સુંદર નહોતી. સ્વહસ્તે બળી મરવાનો પ્રયત્ન કરતાં, તેના શરીર પર ચાઠાં પડી ગયાં હતાં. મોં પર પણ સફેદ અને કાળા ડાઘ છવાઇ ગયા હતા. બદનના સૌન્દર્યને ઠેકાણે આજે કુરૂપતા આવી ગઈ હતી.

યૌવન પર ખૂબ ઘસારો પડેલો લાગતો હતો. કુરૂપતા, માનવીનું યૌવન પ્રથમ ખાઈ જતી લાગે છે. આજે રમા એક કદરૂપી સ્ત્રી હતી.

'ભાઈ !' તે બોલી.

'રમા આજે મને ખૂબ આનંદ થાય છે.'

બોલતાં બોલતાં મારી આંખોમાં પાણી આવી ગયું.

'તેમાં રડી પડાયું ?' લુખ્ખું સ્મિત કરતાં તેણે પૂછ્યું.

'ભાભી !'

બૂમ પાડતી કિશોરી બહારથી ખંડમાં ધસી આવી.

'બોલો, ભાભી,' રમાએ ટોળમાં કિશોરી પ્રતિ સંબોધન કર્યું.

કિશોરી અટકી ગઈ. તેણે મારી સામે જોયું. તેનું મોં પડી ગયું. એકદમ તે પાછી વળી ગઇ. રમા ભોંઠી પડી ગઇ.

'તેં ખરાબ કર્યું'. મેં રમાને કહ્યું.

'કેમ ?'

'ત્હેં તેને ભાભી શા માટે કહી ?'

'હું એમ માનતી હતી કે તે મારી ભાભી બનશે.'

'એ તારો ભ્રમ હતો.'

'તો તમારે ને તેને–'

'કંઈજ સંબંધ નથી.'

'કંઈ પણ—?'

'ના, કંઈજ નહિ. તે મને કૃષ્ણ કહેતી. રાધા બનવાના તેને કોડ હતા.'

રમા ઓશિયાળી બની રહી. હું ત્યાંથી ખસી ગયો. કિશોરી બાજુના ખંડમાં હતી, તેની પાસે જઈ રમા વતી ક્ષમા માગવાની મારી હિંમત ન ચાલી. કપડાં પહેરી હું બહાર ફરવા ચાલ્યો ગયો.

*

સંધ્યાકાળ થઈ ગયો હતો.

ખંડમાં હજીયે બત્તી પ્રગટાવી નહોતી.

હું બહારથી ફરીને આવ્યો. ખંડમાં કોઈ બોલતું હોય તેવો મને ભાસ થયો. બારણું ખોલી હું અંદર પેઠો. કિશોરી એક ખુરશી પર બેઠી હતી. બાજુની ખુરશી પર નલિન હતો. સામેની એ ખુરશીમાં હિમાદ્રિ અને તપસ્વી ગુનેગાર પેઠે—નીચા વદને બેઠાં હતાં.

બટન દબાવી મેં બત્તી કરી. સર્વનાં મોં ઉદાસ લાગતાં હતાં. કિશોરીની આંખોમાં આંસુ હતાં. મારાથી કાંઇ કળી શકાયું નહિ. એક ખુરશી પર મેં પણ બેઠક જમાવી.

'કિશોરી, તારી આ શિક્ષા અસહ્ય છે. હિમાદ્રિ પ્રત્યે મને વહાલ છે તેટલા માટે હું નથી કહેતો; મારી તને વિનંતિ છે. હિમાદ્રિના જીવનને પીસી ન નાંખ'. નલિન થોડી વારે ગંભીર અવાજે બોલ્યો.

'શિક્ષા સહન કરવા મારૂં દબાણ નથી. હિમુ હવે નાની નથી. તેને યોગ્ય લાગે તે કરવામાં હું તેની આડે નહિ આવું. માત્ર તે પછી તે મારી બહેન નહિ રહે. મારા નલિનભાઇને ભાઈ કહેવાનો તેને જરાયે હક્ક નહિ રહે.'

કિશોરી બોલતી હતી, તેની આંખમાંથી અશ્રુ છલકાતાં હતાં. તેના અંતરની વેદનાનું માપ કાઢવું મુશ્કેલ હતું.

'હિમુને, હું મારી સાથે નૈરોબીમાં રાખું તો ?'

'નિર્માલ્ય જીવન જીવી જીંદગી એળે નાખવા? ના હું તેવી રજા નહિ આપું. હિમુ રમેશચન્દ્રની પુત્રી છે. તેનાથી એવી નકામી જીંદગી નહિ જીવાય. હિમુને તપસ્વી સાથે જ રહેવું પડશે. અને જીંદગી પર્યંત તેમને–પતિ પત્ની હોવા છતાં–ભાઈ અને બહેન થઈને જ જીવવું પડશે. આદર્શ માટે તેને આથીયે કઠિન મુશ્કેલીઓને બાથ ભીડવા તૈયાર રહેવું પડશે. તેમની ભૂલ માટે તો આ એક મામૂલી શિક્ષા છે. તેમને એ માન્ય રાખવી જ પડશે. હું બંનેનું લગ્ન કરાવીશ, ખુશીથી તે દિવસે આનંદોત્સવ ઊજવીશ. મારી નાની હિમુને પરણાવતાં હું ઘેલી–ગાંડી બની જઈશ. મા વિનાની નાની બેનને પરણાવતાં મોટી બેન માથીયે તેને અધિક હશે. હું મારી હિમુની મા બનીશ—'

કિશોરીનો કંઠ ગદ્‌ગદિત્ બન્યો. આંખોમાંથી અશ્રુ પ્રવાહ વધતો ગયો.

'મને તમારી આજ્ઞા કબૂલ છે.'

થોડીવારે તપસ્વી બોલ્યા. હું ચમકી ઊઠયો. બધાં જ ચમક્યાં. ખુરશી પરથી ઊભા થઇ મેં તપસ્વીની પીઠ થાબડી. બધાંની આંખો અશ્રુથી ભરાઇ ગઈ.

"'મોટીબહેનની આજ્ઞા મને પણ માન્ય છે.' હિમુ બોલી.

કિશોરી ઊભી થઈ હિમુને ભેટી પડી, બંને બહેનો ડૂસકે ડૂસકે રોઇ પડી.

* * *

'સ્ટીમર એસ. એસ. કરંજા'ના પ્રથમ વર્ગના ડેક પર કિશોરી ઊભી હતી. આફ્રિકાના કિનારાને છેલ્લી સલામ કરતી તેની નજર ચારે બાજુ ફરતી હતી. મોમ્બાસાના બંદરની ગરમ ભીની હવા ફૂંકાઈ રહી હતી. હું તેની બાજુમાં જ ઊભો હતો.

પવનથી તેની સાડી વખતોવખત ઊડીને મને વીંટળાઈ જતી હતી–ચોટી જવા મથતી હતી.

નીચે, નલિન રમા સાથે, અને તપસ્વી હિમુ સાથે ઊભાં હતાં. કિશોરીનો વિયોગ બધાંને રડાવતો હતો.

માત્ર હું જ રોયા સિવાય ઊભો હતો. મને કોઈ રોવડાવી શક્યું નહિ. હું કિશોરી સાથે દેશ ઊપડતો હતો. નીચે ઊભેલી હિમુની મને દયા આવી. મારૂં હૃદય તેટલા પૂરતુંજ દુભાતું હતું. આફ્રિકાનો અંધાર–પ્રદેશ જોવા આવેલી હિમુને ખબર પણ કયાં હતી કે, પોતાને એ અંધકારમાં અટવાઈ જવું પડશે? રમાને–કદરૂપી રમાને જોઇને પણ આજે મને આનંદ થતો હતો–મને હાશ મળી હતી. રમા હવે રમિલા ન્હોતી બનવાની. રોશન બનવાનો તેને મોકો જ નહોતો મળવાનો. આજે તે નલિનને લપાઇને ઊભી હતી.

બપોરના અઢી વાગે જહાજે પ્રયાણ આદર્યું. 'ડોક' પર ઊભેલાં સ્નેહિઓ દેખાયાં ત્યાં સુધી, જહાજ પરથી રૂમાલ ફરકયા કર્યાં. 'ડોક' દેખાતો બંધ થયો. કિનારાની વાદળરંગી છાયા દેખાયા કરી ત્યાં સુધી અમે બંને ત્યાંજ ઊભાં રહ્યાં. કિશોરીનું હૃદય ભારે થઇ ગયું હતું.

'રશ્મિકાન્ત, હિમુને મેં દરિયા પારની શિક્ષા કરી.'

કિશોરી બોલી. બોલતાં જ તે રોઈ પડી.

'કદાચ આ કિનારો હવે હું ન જોઇ શકું. અને હિમુ પણ સામો હિંદનો કિનારો ન જોઈ શકે તો? મેં તેને નાની શિક્ષા નથી કરી; જન્મટીપ આપી.'

તેનાં ડૂસકાં હવે રોકાતાં નહોતાં. તેનો હાથ પકડી મેં તેને 'કેબિન' તરફ ખેંચી. દૂર દૂર દેખાતો કિનારો અને ડુંગરાઓના

ભૂખરા પડછાયા તરફ, તે દયામણી દ્રષ્ટિએ જોઇ રહી હતી.

આફ્રિકાના અદ્રશ્ય થતા સાગર કિનારાને અને અંધાર પ્રદેશ પર અકસ્માત ઊડી આવેલાં એ પંખીડાંઓને મનચક્ષુ સમક્ષ ઊભેલાં કલ્પી કિશોરીએ ભાવપૂર્વક પ્રણામ કર્યાં.

તેના મુખચન્દ્રને એક શોકની વાદળી સ્પર્શી ગઈ. આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. કિશોરી આજ આકુળવ્યાકુળ બની હતી. તેની મનોવેદનાનો પાર ન્હોતો. આજના જેવી ઉદાસપૂર્ણ–મ્હેં–કોઇ દિવસ કિશોરીને જોઇ નહોતી. તેની રમતિયાળ હિમાદ્રિ, નલિન અને રમાનો વિયોગ તેને શલ્યની માફક ખૂંચતો હતો. પરંતુ તે નિરૂપાય હતી. તેના આત્માએ તેને આફ્રિકા છોડી હિન્દ ઊપડવા પ્રેરણા કરી હતી.

કોણ જાણે એ પ્રેરણા પાછળ કુદરતે શુંયે નિર્માણ કર્યું હશે ? અને સૌથી વિશેષ જો કોઈ રડાવતું હોય તો તે હિમાદ્રિ હતી. કારણ કે હિમાદ્રિને સ્વપ્ને પણ ખ્યાલ ન હોય એવી એક ભયંકર શિક્ષા કિશોરીએ કરી હતી. એ શિક્ષાનું રહસ્ય કોઇ સમજી શકવા સમર્થ નહોતું. તેમ છતાં તપસ્વી અને હિમાદ્રિએ કિશોરીની આજ્ઞા માથે ચઢાવી. કિશોરીના આત્માએ કદાચ એ શિક્ષા કર્યા પછી ભારે હૃદયમંથન કર્યું હશે. પરંતુ તે તેની ટેકમાં નિશ્ચલ રહી. કિશોરીની એ ખરેખર ઠંડી ક્રૂરતા હતી. જો કે હું કોઈ માનસશાસ્ત્રી નહોતો તેમ છતાં આજના કિશોરીના હૃદયમંથનને પૂર્ણ સમજી શકયો હતો. તેના દુઃખનો પાર નહોતો, તેનું કરૂણાભર્યું મુખ હજુ પણ પેલા અદ્રશ્ય થતા સાગર કિનારાના ઝાંખા ઓળાઓ જોઇ રહ્યું હતું. અને જાણે એ ભૂમિને તેનાં વ્હાલાં આત્મજનો સોંપતા તેનું ઉર પોકારી કહેતું હતું કે—

'મારી હિમુને તારે ખોળે મૂકીને જાઉં છું. ધરતી મા! તું તેનું રક્ષણ કરજે. મારી નાની હિમુની મા બનજે.'

તેણે આંખો બંધ કરી. મસ્તક નમાવી પુનઃ કિનારાને છેલ્લું નમન કર્યું. અમે બંને કૅબિન તરફ વળ્યાં.

પ્રથમ વર્ગમાં ઘણા થોડા મુસાફરો હતા. મને અને કિશોરીને એક આખી 'કૅબિન' મળી હતી.

'કૅબિન'માં આવી કિશોરી સૂઈ ગઇ, તેની સામે હું એક ખુરશી પર બેઠો. તેની આંખમાંથી આંસુના રેલા નીકળી ગાલને ભીંજવી રહ્યા હતા.

'કેમ રડે છે?' મેં તેને પૂછ્યું.

'અમસ્તું જ. મારા દિલ પર બહુ ભાર છે, મને ખાલી કરવા દો. તમે બોલશો નહિ.' તેણે જવાબ આપ્યો.

મેં તેના માથા પર હાથ મૂક્યો. થોડી વારે તેણે મારો હાથ માથા પરથી ઉપાડી ઉર પર ચાંપ્યો. મેં મારો બીજો હાથ તેના કપાળ પર ફેરવવા માંડયો. કપાળ ગરમીથી ધીકતું હતું. મેં પંખાનું બટન દબાવ્યું. પંખો ફરવા લાગ્યોઃ જોરથી —ખૂબ જોરથી. પવનના સપાટા સાથે તેની પાતળી સાડી રમવા લાગી. તેણે મારા બંને હાથ પોતાના કપાળ પર દબાવ્યા. વક્ષઃસ્થળ પરની હાથથી દબાઇ રહેલી સાડી પવનથી ઉછળીને ઘૂમવા લાગી.

હું કિશોરીના મોં તરફ જોઇ રહ્યો હતો; તેનાં ચક્ષુમાંથી વહેતા આંસુના અર્થનો પદચ્છેદ કરી રહ્યો હતો.

પશ્ચિમ તરફ પડતી 'કૅબિન'ની બારીમાંથી મેં બહાર નજર નાંખી. સાગરના નીરભર્યા ક્ષિતિજમાં રતાશ પથરાઈ ગઈ

હતી. વલોવાતા હૈયાના શોણિત જેવાં સાગરનાં લાલ નીર, અસ્ત થતા ભગવાન અંશુમાલીને વિદાય દઇ રહ્યાં હતાં. કેમ જાણે આજે આખુંયે વાતવરણ શોકમય લાગતું હતું. પણ એ શાનો શોક હતો? શા માટે એ ઉદાસીનતા હતી? મને એ ન સમજાયું? ઉદાસ માનવી આખી દુનિયાને ઉદાસ કેમ દેખે છે? દુઃખી જીવ આખા જગતને દુઃખમાં ડૂબેલું કેમ જુએ છે? સુખિયાંને આખું વિશ્વ શા માટે સુખથી ભરેલું ભાસે છે? એક વખત નલિને મને કહેલું: 'વાતાવરણ બદલાતું નથી. માનવીની દષ્ટિ બદલાય છે.'

અંધારૂં થયું. જહાજ પર વીજળીની રોશની પથરાઈ ગઇ. પાછું પેલું રાતું સાગરનીર રંગપલટો કરી એ વિદ્યુત–દીપકનાં પ્રતિબિંબ સાથે હેલે ચડયું હતું. જહાજથી દૂરનું નીર આકાશ-માંથી પડતા, તારા અને ચન્દ્રના–પ્રતિબિંબ સાથે ગેલ કરી રહ્યું હતું. જહાજના યંત્રનો અવાજ અને મોજાંથી ઊછળતા નીરના આછા રવ સિવાય સર્વત્ર શાન્તિ હતી.

સાંજના જમણ માટે ભટ પૂછવા આવ્યો. ભાણું કૅબિનમાં લાવવાનું કહી હું ઊઠયો.

'ક્યાં જાવ છો?' કિશોરીએ મને પૂછ્યું.

'બારામાં. જરા થાક વધારે લાગ્યો છે. થોડી વ્હિસ્કી–'

'આજે નથી પીવાની?' તેણે હુકમ કર્યો.

હું બેસી ગયો. કિશોરીના હુકમની અવજ્ઞા આજે મારાથી થાય તેન નહોતી. ભટ ભાણાં મૂકી ગયો. કિશોરીને જમી લેવાની મેં સૂચના કરી. તેણે જમવાની અનિચ્છા બતાવી. મારે તો જમવું જ નહોતું છતાં થોડું ખાઇ લીધું. કિશોરીને એમ સમજ-વાનો મોકો ન મળે કે પોતે ન જમી તેટલા માટે હું ન જમ્યો.

ભટ વાસણ ઉપાડી ગયો.

'સ્ટુઅર્ટ' બરફવાળું ઠંડું પાણી મૂકી ગયો.

બૉય પથારી ઠીક કરવા આવ્યો. મેં તેને પાછો કાઢયો.

બાજુમાંથી જહાજનો કૅપ્ટન પસાર થતો હતો. બારીમાંથી મને જોઇ 'Good Night' કહી તે ચાલ્યો ગયો.

'વાયરલેસ ઑપરેટર' ત્યાંથી પસાર થતાં, મને સમાચાર કહેવા ઊભો. મેં ધ્યાન ન આપ્યું. તે પણ ચાલ્યો ગયો.

ભૂરી ડગલીવાળો એક ખલાસી આવ્યો.

'આજ રાતકુ તોફાન હોનેકા વખ્ત હૈ, સા'બ', એમ કહેતો તે પણ જતો રહ્યો.

હું કંટાળ્યો. ઊભો થઇ કૅબિનનાં બારી બારણાં મેં બંધ કર્યાં.

'કેટલા વાગ્યા ?' કિશોરીએ મને પૂછ્યું.

'સાડા આઠ'. મેં જવાબ આપ્યો.

'તમે અહીં બેસો.'

પોતે સૂતી હતી તે પલંગની બાજુમાં જ જગા બતાવતાં તે બોલી. જહાજના પલંગ બહુ જ સાંકડા હોય છે. કિશોરી દબાઇને એક બાજુ સૂતી. હું તેના માથા નજીક ધીમેથી ગોઠવાયો.

મારા બંને હાથ પકડી તેણે પોતાના કપાળ પર મૂકયા. હજીયે તેનું કપાળ ધીકતું હતું.

'કપાળ કેમ બહુ ગરમ છે ?' મેં તેને પૂછ્યું.

તેણે જવાબ ન આપ્યો. માત્ર આંખમાં આંખ પરોવી રાખી. પુનઃ તેનાથી રોવાઈ દેવાયું. ગાલ પર આંસુના રેલા ફરીથી વહેવા માંડયા.

'તું નકામી રડયા કરે છે.' મારાથી બોલી જવાયું.

'તમને એમ જ લાગે !'

'રોવાથી હવે શું વળવાનું છે?'

'મારી ઇચ્છાયે ક્યાં છે?'

'તો રડે છે શું કામ?'

'હજીયે તમારાથી ન સમજાયું? નહિ સમજાય. તમે સ્ત્રી નથી.'

તે ડૂસકે ડૂસકે રોઈ પડી. મને તેણે પોતા તરફ ખેંચ્યો. હું તેના બદન પર ઢળી પડયો.

'મને એક જ આશ્વાસન છે.' તે બબડી.

'શું?'

'તમે મારા કૃષ્ણ છો. હું મારા કૃષ્ણની પડખે છું.'

મેં તેની આંખોમાં આંખ પરોવી. એક ઊંડો શ્વાસ મારાથી ખેંચાઈ ગયો.

'હું તમારી રાધિકા છું. મારે તમારી સત્યભામા કે રુક્મિણી નથી બનવું.'

હું ચૂપ જ હતો.

'મને રાધિકા નહિ કહો? બોલો.'

'રાધા.'

મે ધીમેથી કહ્યું. તેણે મારા શરીરને આશ્લેષ્યું.

આમ કેટલો વખત ગયો તે મને ન સમજાયું. સમયનું મને ભાન નહોતું, કિશોરીએ હાથ લંબાવી બત્તીનું બટન દાબ્યું. 'કૅબિન'માં અંધકાર પ્રસરી રહ્યો.

*

જહાજને એક સખ્ત આંચકો લાગ્યો.

હું જાગી ઊઠયો.

બટન દબાવી મેં બત્તી કરી.

પથારીમાં હું એકલો જ હતો.

કૅબિનનું બારણું ખુલ્લું હતું. ઉઘાડા દ્વારમાંથી જોરથી પવન આવતો હતો.

સફાળો હું બેઠો થઇ ગયો. બહાર આવી 'ડૅક' પર નજર કરી. એક ઝૂલતી ખુરશી પર કિશોરી બેઠી હતી. સામેના ટેબલ પર 'સ્ટીમર કમ્પની'ની માલિકીનો રેડિયો હતો. હિન્દથી કોઈ બોલતું હોય તેમ સૂર પરથી ભાસતું હતું. નૃત્યની કોઇ આહ્લાદક ગત વાજીંત્રોમાં બજતી હતી.

કૅબિનના બારણામાં જ હું ઊભો રહ્યો. સાગરમાં બરફનું તોફાન હોય તેમ લાગતું હતું. પવન જોરથી ફૂંકાતો હતો. જહાજ સાથે અથડાતાં પાણીનાં મોજાંની ગર્જનાઓ અત્યારે-રાતના સમયે–વધારે ભયાનક લાગતી હતી. ચન્દ્ર આથમી ગયો હતો. તારલાના આછા પ્રકાશમાં, અથડાતાં મોજાંના ફીણ સિવાય સાગરની સપાટી પર કંઇ જ દેખાતું ન હતું.

કિશોરી કંઇક ગાતી હતીઃ

'રૂમઝૂમ બાદરીયાં બરસે બરસે,
સાવનકી સખી સાવનકી !
કૈસે જાઉં અબ પિયા મિલનકો
- કૈસે નિકલું ઘરસે ?
જીત દેખું સબ પાની હી પાની
ચલા ન જાયે ડગરશે—
રૂમઝૂમ બાદરીયાં બરસે બરસે.'

પવનનું જોર વધતું હતું.

નીરનાં મોજાં જહાજ સાથે જોરથી અથડાતાં હતાં.

જહાજ ડોલતું હતું.

કિશોરી જોરથી ગાતી હતી–રેડિયોની ગત સાથે.

ખુરશી પરથી તે ઊઠી. રેડિયોના અવાજનું 'વોલ્યુમ' વધાર્યું. 'સ્વીચ' ફેરવી અવાજ મોટો કર્યો.

'સમજાઉં નહિ સમજે અંખિયાં
અંસવન જલ નિત બરસે,
સખી બાહર બાદલ, ભિતર બાદલ,
પિયા બિના જીયરા તરસે,
રૂમઝૂમ બાદરીયાં બરસે બરસે.'

વાતાવરણમાં સંગીત વણાતું ગયું. સૂરે તોફાનમાં નવું જોમ આપ્યું. સમીરની બંસરી સાથે કિશોરીનો સંગીતરવ ઐક્ય મેળવવા લાગ્યો.

કિશોરીના અંગોમાં નૃત્યે પ્રવેશ કર્યો. તેનાથી ન બેસી રહેવાયું. તે નર્તકી હતી.

પહેલા પગ ઊપડયા.

પછી હાથ.

કમરે લચક લેવા માંડી.

ગરદનમાં ડોલન પ્રવેશ્યું.

કિશોરીએ નૃત્ય આદર્યું.

કુદરત તાંડવનૃત્યના ચમકાર બતાવતી હતી.

કિશોરી એકામ નાચતી હતી. તેને પોતાની જાતનુંયે ભાન નહોતું. સ્થળનો સંકોચ નહોતો. તે નર્તકી હતી. નૃત્યની તેને સ્ફુરણા થઇ હતી. સ્વયંસ્ફૂરિત કળા કળાકારને તેની છેલ્લી માત્રા સુધી ખેંચી જાય છે.

કિશોરીનું નૃત્ય આજે મને અનુપમ લાગતું હતું. કોઈ દૈવી શક્તિના પ્રતાપે આજે તે નાચતી લાગતી હતી. તેના અંગમરોડ આજે અદ્વિતિય ભાસતા હતા, જાણે બદનમાં હાડકાંનો અંશજ ના હોય ! તેની સાડી પવનથી ગૂંચાવા લાગી. આજે તેને કશાનું બંધન નહોતું જોઈતું. સાડીને ખેંચી કાઢી તેણે દરિયામાં ફેંગાવી દીધી. મને આ સહેજ ન ગમ્યું. 'ડૅક' નૃત્યસ્થાન નહોતું, છતાં તેના નૃત્યમાં ભંગ પાડવાની હું હિંમત ન કરી શક્યો.

રેડિયોના સૂર વધતા હતા. કિશોરીનું નૃત્ય ઝડપી બનતું હતું.

અને ?

એક વિકરાળ મોજું જોરથી જહાજને બરડે અથડાઈ ફસકાઈ પડયું. મોટી ભયાનક ગર્જના થઇ. જહાજને સખ્ત ધક્કો લાગ્યો. ધક્કો લાગતાં જ 'ડૅક'ની કિનાર પર નૃત્યમાં મગ્ન બનેલી કિશોરી ઉથલી પડી ! ક્યાં ? હું દોડયો. પેલું રેડિયો ગોઠવેલું ટેબલ પણ પડી ગયું. રેડિયો પણ પડી ગયો. ધક્કા સાથે રેડિયોના 'વાલ્વ' ફૂટી ગયા. તેના સૂર સદાને માટે અટકી ગયા.

હું જહાજના કિનારે પહોંચ્યો. કિનારા પર જાળી ભરેલી હતી. કિશોરી તે જાળીના એક બાકોરામાંથી નીચે પડી ગઇ હતી. અગાધ ઊંડા જળમાં તેનો દેહ અદૃશ્ય થઈ ગયો. મેં પાણીમાં નજર કરી. જહાજ સાથે પછડાઈ પાછા વળતા નીર સાથે કિશોરીનો દેહ ખેંચાતો હતો. મેં ગભરાઈ બૂમ પાડીઃ

'કિશોરી !'

જવાબ ન મળ્યો. વધારે જોરથી બૂમ પાડી.

'કિશોરી !'

મારી બૂમ તેના કાન સુધી નહોતી પહોંચતી.

'રાધા ! રાધિકા !!'

'મારો અવાજ ફાટી જતો હતો. એક બીજું મોજું આવ્યું. કિશોરીના દેહને તે પાછો જહાજ નજીક ખેંચી લાવ્યું. પાણી સાથે દેહ ઊંચો થયો. હું નીચો નમ્યો. પણ ક્રૂર મોજાંએ મારી મશ્કરી કરી. કિશોરીને લઇ તે પાછું વળી ગયું.

હું ગભરાયો. શું કરવું તે એકદમ મને ન સૂઝ્યું. મેં ગમે તેમ બૂમો પાડવા માંડી. કોઇ ત્યાં ન આવ્યું. જહાજ આગળ વધતું હતું. કિશોરીના દેહની દેખાતી આછી છાયા પણ બંધ થઇ. હું દોડયો, કેપ્ટનની કૅબિન ખખડાવી તેને જગાડયો, એક જ વાકયમાં તે સમજી ગયો કે, કોઈ દરિયામાં પડી ગયું છે. તે દોડયો, કયાં દોડયો તેની મને ખબર નથી.

કિશોરીને બૂમો પાડતો હું પેલી જાળીને વળગી રહ્યો હતો. થોડીજવારમાં જહાજનું ભૂંગળું વાગ્યું. જહાજ આગળ વધતું અટકી ગયું. બૂમોથી હવે મારો સાદ તદ્દન ફાટી ગયો હતો. પાંચેક મિનિટમાં તો જહાજની 'સર્ચલાઇટ' સળગી. ચારે બાજુથી સાગરમાં વીજળીનો પ્રકાશ પથરાઈ ગયો. જહાજ પર દોડધામ મચી ગઇ. ઉતારૂઓ પોતાની 'કૅબિન'માંથી બહાર ધસી આવ્યા. કોઇક પાણીમાં પડી ગયું છે એ સિવાય વધારે કોઈ ન જાણી શકયા.

જહાજ પરની નાની હોડીઓ પાણીમાં ઊતારાઈ. પવનનું તોફાન વધતું હતું. ખારવા આવા તોફાનમાં પાણીમાં ઊતરવા માટે અચકાતા હતા. કેપ્ટનનો હુકમ છૂટયો. ખારવા તરત જ પેલી હોડીઓમાં કૂદી પડયા. હોડીઓ દોડી. દૂર દૂર ચાલી ગઇ. 'સર્ચલાઇટ'થી હોડીઓને પ્રકાશ પૂરતો મળતો હતો.

કેપ્ટન મારી પાસે આવ્યો. અંગ્રેજીમાં તેણે મને આશ્વાસન આપવા માંડયું. તેના તરફ મારું ધ્યાન નહોતું.

લગભગ વીસેક મિનિટે એક હોડી પાછી ફરી.

મારી ઇન્તેજારી વધી ગઇ હતી.

કેપ્ટને મને પકડી રાખ્યો હતો. પેલી હોડીમાં કૂદી પડવા હું અધીરો બન્યો હતો. 'ક્રેન'થી હોડીને જહાજ પર ખેંચી લેવાઈ. હું તે તરફ દોડયો.

કિશોરીની અચેત કાયા હોડીના લાકડા પર પડી હતી.

હું સ્તબ્ધ બની ગયો.

મને લાગ્યું કે હું બેભાન થતો જાઉં છું.

હું નીચે બેસી ગયો.

બાજુમાં ઊભેલા ડૉકટરે મારો હાથ પકડયો. તે પછી શું બન્યું તેનું મને ભાન નથી.

જ્યારે હું ભાનમાં આવ્યો, ત્યારે જહાજના દવાખાનાના એક ખાટલા પર સૂતો હતો. મારી બાજુમાં કિશોરીને સુવાડી હતી. બાજુમાં ડૉકટર બેસી રહ્યો હતો. ઊઠતાં જ મેં કિશોરીને બૂમ મારી. તેણે જવાબ ન આપ્યો. મેં તેને ઢંઢોળી. તેણે આંખ પણ ન ઉઘાડી. મને એટલુંયે ન કહ્યું: 'રશ્મિકાન્ત! મરદ થઈને ગભરાઈ જાવ છો!'

હું રોઇ પડયો. મોટેથી રોઈ દેવાયું.

ડૉકટરે કિશોરીની નાડી જોઈ. નાડી બંધ હતી. નિરાશાજનક ડોક હલાવી. તે ત્યાંથી ઊઠીને ચાલ્યો ગયો.

હવે પ્રભાત થઈ ગયું હતું.

જહાજે પુનઃ ભૂંગળું વગાડ્યું. ધીમે ધીમે તે ઊભું રહ્યું. જળમાં સ્થિર થઇ ગયું.

કૅપ્ટન મારી પાસે આવ્યો. તેણે મને પૂછ્યું:

'મરનાર તમારે શી સગી છે?'

'રાધિકા.'

મેં જવાબ આપ્યો. તે સમજ્યો નહિ જ હોય. કાગળ પર તેણે તેની નોંધ લીધી.

'શબને પાણીમાં પધરાવવું પડશે.' તેણે મને કહ્યું.

હું જવાબ ન આપી શક્યો.

મને આશ્વાસન આપવા તે થોભ્યો, પણ તેને શબ્દો ન જડ્યા. તેણે મને પૂછી નાખ્યું:

'ડૅક' પર રાત્રે તે શું કરતી હતી?'

હું તેના પર છેડાઈ પડ્યો.

'તે નર્તકી હતી, નર્તકી.' મોટા ઘાંટા પાડી, મેં કહ્યું.

* * *

પૂર્વમાં લાલાશ આવી. નીર રાતાં બન્યાં–કિશોરીના શોણિતથી રંગાઇને. મને એ લાલાશ પર તિરસ્કાર આવ્યો. લાલાશ પર આજે પણ મને તિરસ્કાર છે.

ભવાટવીની પગદંડી પર પગલું ક્યાં ભરવું? હૃદયમાં નિરાશા વ્યાપી ગઈ. ચોતરફ હું અંધકાર જોઉં છું. કિશોરીનું

જીવન, ફૂલોનો પરાગ પાથરતું હતું. મ્હારાં નયનાશ્રુની અંજલિ -સાગરમાં ફૂલો શું સરતી-કિશોરીના અર્ચનીય આત્માને વધાવે છે.

સાગરને જોઇ આજેયે મારૂં શિર ઝૂકી પડે છે, સાગરની વિશાળતાને નહિ; તેની વિશાળતાને એક ખૂણે અદૃશ્ય બનેલ, કિશોરીના પવિત્ર આત્માને-એક નર્તકીની વિશાળ પ્રેમભાવનાને.



કિશોરીના આત્માને રશ્મિની શ્રધ્ધાંજલિ.




સર અવસરે તેમજ ઉન્હાળાના ધોમ ધગતા દીવસોમાં વેજીટેબલ ઓઈલથી બનાવેલ દેશી અત્તરોની મીઠી સુવાસવાળું

# નેરોલનું

# ફુલરાની

## હેર ઓઈલ વાપરો.

દરેક દવાવાળા, સ્ટોર્સ તથા ગાંધીને ત્યાં વેચાય છે.

બાટલી ૧ ના રૂા. ૧-૮-૦ પોસ્ટેજ જુદું.
બાટલી ૩ ના રૂા. ૫-૦-૦ પેકીંગ પોસ્ટેજ સાથે

વેપારી ભાવો તેમજ એજંસી માટે પુછોઃ

## ધી નેરોલ એજન્સી અત્તરવાલા

ત્રણ દરવાજા, અમદાવાદ.

---

દરેક જાતનાં અત્તરો, હેરઓઇલ તેમજ બીજા ઉપયોગ માટેનાં એસેન્સો, પરફ્યુમરી તથા કાચાં કેમીકલ્સ, બાટલીઓ, લેબલો વી. માટે નેરોલ એજન્સીનું નામ જાણીતું છે.

## 'સંદેશ ગ્રંથમાળા' નાં
## પ્રગટ થયેલાં પુસ્તકો

**જીવનસખી**

( એક સુંદર રસકથા )

લેઃ શ્રી. કુંવરજી ધરમશી સંપટ

⊘ ⊘ ⊘

**જર્મનીની આત્મકથા**

('૪૩ની સંધ્યા સુધીનો જર્મનીનો ઇતિહાસ)

લેઃ શ્રી. કુંવરજી ધરમશી સંપટ

⊘ ⊘ ⊘

**નર્તકી**

( સામાજિક નવલકથા

લેઃ શ્રી. 'ઉમાકાન્ત'

⊘ ⊘ ⊘

* જેને ગુજરાતે આવકાર્યાં
* જે સચિત્ર અને શિષ્ટ છે
* જે પ્રેરક અને જ્ઞાનદાયક છે
* જે ગુજરાતી સાહિત્યમાં અનોખી ભાત પાડે છે
* જે કિંમતમાં ખૂબજ સસ્તાં છે.



નર્તકી



" અંજનીનું આજનું જીવન મને એકાદ ગીત જેવું ભાસ્યું. એક વારાંગનાના જીવનમાં આનંદની આટલી ભરતી, અને ઉલ્લાસની મેઘધનુષભરી છોળો, સંભવી શકે ?"



એક યુવતી પડદો ઊંચો કરી બહાર આવી: તેની આંખમાં ખુમારી હતી, તેણે મ્હને આમંત્રણ આપતાં કહ્યું:- 'પધારો અંદર.'

નર્તકી



"...કિશોરી પૂજન કરતી હતી. એકાદ સ્વર્ગીય અપ્સરાસમી એ ભાસતી હતી. સામી ભીંત પર થોડા થોડા અંતરે ત્રણ તૈલચિત્રો લટકતાં હતાં."



''ભાઈ ! લ્યો, આ મ્હારી જીવનકિતાબ.
વાંચીને મને એ પાછી મોકલાવજો ''



"બાહુપાશમાં પકડી જોરથી તેણે મને દાબી દીધી. ઓષ્ઠ પર ઓષ્ઠ મુકાયા,...ત્રીજા બચકારે મારી નજર બારણા તરફ ગઈ. નલિનની પ્રશાંત મૂર્તિ સ્થિરપણે ઊભી હતી."

